# COMMENTARY

ON

# S. PAUL'S EPISTLES TO THE COLOSSIANS AND PHILEMON

BY

J. F. STEELE, M. A., B. D.

---

# કલોસ્સીઓને તથા ફિલેમોનને લખેલા પાઉલ પ્રેરિતના પત્રોનો ખુલાસો.

કર્તા

રેવ. જે. એફ. સ્ટીલ. એમ. એ., બી. ડી.

---

સુરત:

આયરિશ મિશન પ્રેસમાં એચ. આર. સ્કોટે છાપ્યો.

---

૧૯૧૩.

આ ખુલાસો લખતાં મંડળીમાં પ્રખ્યાતિ પામેલા જે ટીકાકારોનાં પુસ્તકોની અમૂલ્ય મદદ લીધી છે તેઓમાં ડા. લાઇટ્ફુટ, ડા. ઍલીકૉટ, ડા. આબટ, ડા. મોલ તથા પ્રૉફેસર પીકનાં ભાષ્યો વિશેષ ઉપયોગી થઇ પડયાં છે. પ્રસ્તાવના તૈયાર કર[illegible] સાંહેના લખાણનો પણ ઉપયોગ કર્યો છે.

અસલનો અર્થ સ્પષ્ટતર કરવાના હેતુથી આ પુસ્તકમાં પણ ખાસ ગુજરાતી તરજુમો રજુ કરવામાં આવ્યો છે.

હસ્તલેખ વાંચી કેટલીએક અગત્યની સૂચનાઓ કરવાથી મી. ઓબેદ તળસીભાઇએ મોટો ઉપકાર કર્યો છે, તેમજ ડા. સ્કૉટ સાહેબે છાપતી વખતે કિંમતી સહાયતા આપી છે, તેને માટે ઘણોજ આભારી છું.

J. F. S.

# અનુક્રમણિકા.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૯ | ૧૩ | મળતાં | મળતા |
| ૧૫ | ૪ | નયમશાસ્ત્રના | નિયમશાસ્ત્રના |
| ૧૯ | ૨૧ | જાકે | જોકે |
| ૨૩ | ૧૪ | બંધબેસ્તો | બંધબેસતો |
| ૫૬ | ૨૭ | સદ્ગુણા | સદ્ગુણો |
| ૫૯ | ૨૭ | ીકળીને | નીકળીને |
| ૬૧ | ૩૪ | જા | જો |
| ૭૨ | ૨૬ | દેવના ખ્રીસ્તના | ખ્રીસ્તના દેવના |
| ૭૬ | ૨૮ | કેરે છે | કરે છે |
| ૭૭ | ૭ | જગતના | જગતનાં |
| ૭૮ | ૨ | થાય છે | થયા છે |
| ૭૯ | ૩૨ | સનિધ્ધ | સન્નિધ્ધ |
| ૮૦ | ૧૫ | ભરપુરપણ | ભરપુરપણું |
| ,, | ૨૫ | આપતાં | આપતા |
| ૮૪ | ૩૧ | વિદ્યાનોના | વિદ્વાનોનો |
| ૮૮ | ૫ | એસ્સેની | એસ્સીની |
| ૧૦૩ | ૩૩ | હાનીકારક | હાનિકારક |
| ૧૫૩ | ૧૮ | પામ્યા | પામ્યાં |
| ૧૫૪ | ૧૯ | કરવું | કરાવવું |
| ૧૭૧ | ૯ | અ | એ |

# પ્રસ્તાવના.

## કલોસ્સે શહેર તથા તેના પ્રદેશ વિષે.

કલોસ્સે શહેર એશીઆ મૈનરના અસલ ફ્રુગીઆ પ્રાંતમાં આવેલું હતું, પરંતુ રૂમી લોકોએ જુના પ્રાંતોમાં ફેરફાર કરીને તે દેશના નવા વિભાગ પાડ્યા, ત્યારે એ શહેરનો સમાવેશ આશીઆ નામના પ્રાંતમાં થયો હતો. મિલેતસ બંદર આગળ એજીઅન સમુદ્રને મળનારી મેઆન્ડર નદીની લુકસ નામે શાખા પર, એફેસસથી પૂર્વ દિશામાં આસરે સો મૈલને છેટે, કલોસ્સે શહેર બાંધેલું હતું. તે એક પહાડી ખીણના દ્વાર પાસે આવેલું હતું, ને તે ખીણે થઇને એફેસસથી ઠેઠ ફ્રાત નદીના પ્રદેશમાં જવાનો માર્ગ હતો. તે રસ્તે ફારસી તથા ગ્રીક લશ્કરો જતાં આવતાં તેથી કલોસ્સેનું નામ ગ્રીક ઇતિહાસ કર્તાઓનાં પુસ્તકોમાં મળે છે. જુનાં પુસ્તકોમાં તે મોટું નગર કહેવાય છે, પરંતુ પ્રેરિતના સમય અગાઉ તે કેવળ કસ્બો લેખાતું. તેની પડતીનું કારણ લાઓદીકીઆની ચઢતી જણાય છે. લાઓદીકીઆ એજ માર્ગે તથા નદી પાસે, કલોસ્સેની પશ્ચિમ દિશાએ આસરે દશ મૈલને છેટે, આવેલું હતું. તે શહેર આંટીઓખસ બીજાએ (ઇ. સ. પૂ. ૨૬૧-૨૪૬) સ્થાપ્યું હતું, ને પોતાની રાણી લાઓદીકેના નામ ઉપરથી તેનું નામ પાડ્યું હતું. લાઓદીકીઆ લુકસ નદીના પ્રદેશનું મુખ્ય શહેર થયું હતું, ને તે પ્રદેશના રૂમી સુબાની કચેરી ત્યાં રાખવામાં આવી હતી. નદીને ઉત્તરે ને લાઓદીકીઆની સામે, છ મૈલને છેટે, હીઅરાપોલીસ નામનું પવિત્ર મનાતું શહેર આવેલું હતું--એ ત્રણે શહેરનાં નામ આ પત્રમાં આવે છે.

લુકસ નદી ફ્રુગીઆના પહાડી પ્રાંતમાંથી સદરહુ ખીણે થઇને વહી નીકળે છે, તે નદી વિચિત્ર પ્રકારની જણાય છે. તેના પ્રદેશના પાણીમાં ચુનાનો અધિક ભાગ હોવાથી તેના પ્રવાહે કરીને ચુનાનાં પડ બધે પથરાતાં હોય છે. વળી ઠેકાણે ઠેકાણે નદી અદૃશ્ય થઇ જમીનના અંદર વહેતી માલમ પડે છે. એ નદી કલોસ્સે શહેરની મધ્યે થઇને વહેતી ને ત્યાં આગળ એક ઠેકાણે ચુનાના પડરૂપી પુલ પ્રવાહ ઉપર આવી રહેલો હતો, એવું એક પુરાતન ઇતિહાસકર્તા લખે છે. હીઅરા-પોલીસ એક પહાડના ઢોળાવ પર આવેલું હતું ત્યાં આગળ પાણીનું ચમત્કારિક કૃત્ય વિશેષ દેખાય છે. એ શહેરમાં ઉના પાણીના અનેક ઝરાઓ હોવાથી ગરમ ચુનાવાળા પાણીના પ્રવાહને પરિણામે તમામ ઢોળાવ દૂરથી રૂના ઢગલા જેવો ચળકતો લાગે છે. સદરહુ પ્રદેશમાં ધરતીકંપવડે વારંવાર નુકસાન થતું, ને એ કારણથી આ પત્ર લખાયા પછી ઉપર કહેલાં શહેરોમાં ઘણી હાનિ થયલી જણાય છે. લુકસ પાસે સહુથી ઉંચો પહાડ કલોસ્સેને દક્ષિણે આવેલો કાદ્મસ પર્વત છે, તે આસરે ૭,૦૦૦ ફુટ ઉંચો કહેવાય છે.

તે પ્રદેશની જમીન ઘણીજ કસવાળી ગણાતી. તેમાં ઘેટાંનાં ટોળાંને માટે ઘાસ ચારો ઉત્તમ હોવાથી ત્યાંની ઉનની પેદાશ ખાસ પ્રખ્યાતી પામેલી હતી. વળી પાણીમાં કંઇ તત્વ હતું કે જેથી રંગવાનું કામ વિશેષ સુધરતું, તેથી "કલોસ્સો" નામનું ઘેરૂં કીરમજી કાપડ બધે વખણાતું. આવાં કારણથી લોકની સારી ઉપજ હતી, ને લાઓદીકીઆમાં આટલું બધું દ્રવ્ય હતું કે જ્યારે ઇ. સ. ૬૪-૬૫ માં ધરતીકંપથી સદરહુ ત્રણ શહેરોની પાયમાલી થઇ ત્યારે રાજ્યની કંઇ પણ મદદ સિવાય લાઓદીકીઆના શહેરીઓએ પોતાનું શહેર ફરીથી બાંધ્યું, એવું ઐતિહાસિક હેવાલ ઉપરથી માલમ પડે છે. તે શહેરના લોકની દૈહિક સ્થિતિ સુખી છતાં તેઓની આત્મિક હાલત દરિદ્ર હતી, એવી સૂચના પ્રક. ૩; ૧૭, ૧૮ માં આવેલી છે, એ સુવિદિત છે.

કલોસ્સાઓ તથા આજુબાજુના ઘણાખરા લોક ફ્રુગીઆમાં વસનારી અસલ પ્રજાના સંતાન હતા, પરંતુ તેઓમાં ગ્રીક લોકની કંઇક મેળવણી થયલી જણાય છે. મૂર્તિપુજા તો બધે થતી પરંતુ હીઅરાપોલીસનાં દેવસ્થાન ખાસ પ્રખ્યાત થયલાં હતાં. ત્યાંના એક ઉંડા કુંડમાંથી પ્રાણઘાતક ઝેરી હવા નીકળી આવતી તે ઉપર ત્યાંના પુજારીઓ શ્વાસ રૂંધાવીને મ્હો રાખવાનો મહાવરો કરતા, એ ચમત્કારિક ગણાતું. ત્યાંની મૂર્તિપુજાના સંબંધમાં ઘણી ભુંડાઇ સાધારણે કરાતી, એ આશ્ચર્યકારક નથી.

ફ્રુગીઆના મૂર્તિપુજક વિદેશીઓ મધ્યે ઘણા યહુદીઓ રહેતા જણાય છે. આંટીઓખસ ત્રીજાએ બાબેલોનના દોઆબમાંથી ૨૦૦૦ યહુદી કુટુંબો કાઢીને લુદીઆ તથા ફ્રુગીઆ પ્રાંતોમાં વસાવ્યાં હતાં, તેઓમાંનાં કેટલાંક લાઓદીકીઆમાં આવ્યાં હશે એવો સંભવ છે. ઇ. સ. પૂ. ૬૨ માં આશીઆના યહુદીઓ યરૂશાલેમના મંદિરને અર્થે પોતાનાં અરધા શેકેલનાં અર્પણો મોકલતા ત્યારે "મંદિરમાં અર્પણો ન મોકલવાં" એવો રૂમી રાજ્યનો મનાઇ હુકમ હોવાને લીધે લાઓદીકીઆના સરદારે સદરહુ અર્પણોનું વીસ શેર સોનું જપ્ત કર્યું કહેવાય છે; તે સમયે લુકસ નદીના પ્રદેશમાં ૧૧,૦૦૦ યહુદી પુરૂષો હશે, એવો તે વાત ઉપરથી અડસટ્ટો થયો છે. પચાસમે દિવસે ફ્રુગીઆમાંના યહુદીઓ યરૂશાલેમમાં હાજર હતા, એ પ્રે. કૃ. ૨; ૧૦ થી માલમ પડે છે. પરંતુ તે પ્રદેશમાં રહેનાર યહુદીઓ મંદિરની સેવા વિષે નિશ્ચિંત થયલા હશે, એવું એક યહુદી ગ્રંથકારની ફરિયાદથી અનુમાન થાય છે. તે લખે છે કે "ફ્રુગીઆના દ્રાક્ષરસ તથા હમામખાનાંએ કરીને દશ કુળો ઇસ્રાએલથી ભિન્ન થયલાં છે."

### કલોસ્સેની મંડળી વિષે.

આ પ્રદેશમાં પાઉલ પ્રેરિત કોઇ વખતે ગયલો જણાતો નથી (જુઓ ૧; ૩, ૭-૯: ૨; ૧). બીજી સુવાર્તા પ્રસારક મુસાફરીમાં લુકસ નદીના નીચાણ ભણી ન જતાં તે પવિત્ર આત્માએ આપેલી સૂચના મુજબ ફ્રુગીઆ તથા ગલાતી

પ્રદેશમાં ફરીને (પ્રે. કૃ. ૧૬ ; ૬) ત્રોઆસ ભણી ગયો. ત્રીજી મુસાફરીમાં તે "ઉપલા પ્રદેશમાં ફરીને એફેસસમાં આવ્યો" (પ્રે. કૃ. ૧૯ ; ૧), એટલે લુકસ તથા મેઆંડર નદીઓનાં નીચાણના રાજમાર્ગે નહિ, પણ તેથી ટુંકા પહાડી રસ્તે થઇને એફેસસ આવી પહોંચ્યો, એવું સંભવે છે. પાઉલ તે વેળાએ એફેસસમાં આસરે અઢી વરસ સુધી રહ્યા એટલામાં કલોસ્સેના કેટલાક માણસોએ (જેમકે એપાફ્રાસ, ફિલેમોન, આર્ખિપ્પસ તથા નુમફાસે) તેની મુલાકાત લીધી હશે ને તેનો બોધ સાંભળીને ખ્રીસ્તપર વિશ્વાસ કર્યો હશે, એ સંભવિત છે (જુઓ પ્રે. કૃ. ૧૯; ૧૦, ૨૬). એપાફ્રાસે પાઉલની સલાહ મુજબ કલોસ્સે પાછા જઇને ત્યાંની મંડળી સ્થાપી, એવું અનુમાન થાય છે (જુઓ ૧ ; ૭ નો ખુલાસો). મંડળીના સભાસદો મુખ્યત્વે કરીને વિશ્વાસી વિદેશીઓ હતા, એની આ પત્રમાં કેટલીએક સૂચનાઓ સમાયલી છે (૧ ; ૨૧, ૨૭ : ૨ ; ૧૩). મંડળીમાં કરેલી એપાફ્રાસની મહેનત પર પ્રભુનો આશીર્વાદ આવવાથી ખ્રીસ્તની સુવાર્તાનાં શુભ ફળ સારાં ઉપજ્યાં હતાં, એ ૧ ; ૩-૮ થી જણાય છે.

પરંતુ એપાફ્રાસને મંડળીની ભાવી સ્થિતિ વિષે હૃદયભેદક ચિંતા થાય એવો આ પત્ર લખતી વેળાએ કલોસ્સેમાં બનાવ બન્યો હતો (૪; ૧૨, ૧૩). કોઇ ખ્રીસ્તી બોધક કે બોધકો એ શહેરમાં આવીને પાખંડી ઉપદેશ કરવા મંડી ગયા હતા. તે ઉપદેશ કલોસ્સી ખ્રીસ્તીઓએ પુરી રીતે માન્યો હતો, એવું લાગતું નથી, તથાપિ તેની કંઇક અસર તેમના પર થઇ હતી તેથી તેઓ સન્માર્ગથી ખેંચાઇ જશે, એવો સંભવ હતો (જુઓ ૨ ; ૨૦-૨૨). માટે અનુભવી પ્રેરિતને આ વિષે ખબર આપી તેની સલાહ તથા સહાય માગવા સારૂ એપાફ્રાસ પાઉલ પાસે આવ્યો હતો. તેણે જે મંડળીની હાલતની હકીકત આપી તેથી પાઉલ કેટલેક અંશે સંતોષ તો પામ્યો. એટલે અત્યાર સુધી કલોસ્સી ખ્રીસ્તીઓમાં જે વિશ્વાસ તથા પ્રેમ દેખાય છે, ને સુવાર્તાનાં જે શુભ ફળ વધતાં જાય છે તે વિષે જાણીને તે ઇશ્વરની ઉપકારસ્તુતિ કરે છે (૧ ; ૩, ૪, ૬). પરંતુ તે શહેરમાં પ્રસરતા પાખંડી મતની વિગત સાંભળીને પાઉલને ચાંપતા ઉપાય લેવાની જરૂર લાગી, તેથી એ મતનું ખંડન કરવાને અર્થે આ પત્ર લખીને તેણે તુખીકસ સાથે તે રવાને કર્યો. તે સાથે આશીઆની મંડળીઓ પર લખેલો સામાન્ય પત્ર (એટલે એફેસીઓને પત્ર) પણ મોકલ્યો (જુઓ એફે. નો ખુલાસો પૃષ્ઠ ૧૪). વળી ફિલેમોનનો નાસી ગયલો દાસ (ઓનેસીમસ) પ્રેરિતની પાસે આવીને વિશ્વાસી થયો હતો તેને પણ, ફિલેમોન પર લખેલા ભલામણપત્ર સહિત, પાછો મોકલી દીધો (જુઓ ૪ ; ૭-૯, ૧૬. ફિલે. ૧૦-૧૩).

## કલોસ્સેમાં પ્રસરતા પાખંડી મત વિષે.

કલોસ્સે શહેરમાં પ્રગટ કરાતો પાખંડી મત કેવો હતો, એ આ પત્રને લગતો વિશેષ જરૂરનો સવાલ ગણાય છે. તેના સંબંધમાં વિદ્વાનોના જુદા જુદા

અભિપ્રાય થયા છે. કેટલાએકનું એવું ધારવું છે કે તેમાં સાધારણે મનાતા યહુદી ધર્મની વાતોને લગતા બોધ સિવાય બીજું શિક્ષણ અપાતું ન હતું. બીજા કેટલાએક માને છે કે તેમાં એસ્સોની નામના યહુદી પંથના ખાસ બોધની અધિક અસર હોવી જોઇએ. બીજે પક્ષે કેટલાકનો એવો અભિપ્રાય છે કે બીજા સૈકામાં પ્રખ્યાતી પામેલા "જ્ઞાનમાર્ગીઓ" ના મતનાં તત્વો આમાં જણાય છે. હવે એ વિવિધ અભિપ્રાયોનો તોડ કાઢવાનું જે એકજ સાધન તે પત્ર પોતે છે. કલોસ્સેમાં પ્રસરતા પાખંડનું ખંડન કરવાને અર્થે પાઉલે જે વાત લખી છે તે તપાસીને આ મત કેવો હતો તે કેટલેક અંશે સમજાય છે. એવી તપાસ કરતાં પાખંડીઓએ કરેલા બોધની કેટલીએક વિગત વિષે ખાતરીપૂર્વક જ્ઞાન પ્રાપ્ત થાય, વળી બીજી કેટલીએક વિગત વિષે સંભવિત અનુમાન કરી શકાય, એમ છે.

(क) જે ખાતરીપૂર્વક વિગત માલમ પડી આવે છે તેનો સમાવેશ ઘણું કરીને ૨; ૧૬-૨૩ માં થયો છે. એ વાક્યો જોવાથી જણાશે કે

(ક) શ્રદ્ધાને લગતી વાતના સંબંધમાં પાખંડીઓ

(અ) દૂતોની સેવા કરતા (૨; ૧૮). તે સેવા સ્વેચ્છિત સેવા કહેવાય છે (૨; ૨૩), એટલે તે ઇશ્વરની ઇચ્છાનુસાર નહિ પણ માણસની ઇચ્છાનુસાર થતી.

(આ) સદરહુ દૂતોની સેવામાં નમ્રતા રહેલી સમજતા. પરંતુ તે સેવાનો આધાર દર્શનો પર રહેતો સૂચવાય છે, ને એ દર્શનો વડે પામેલું "જ્ઞાન" કેવળ નામનું તથા અમથું ફુલાવનારૂં હતું (૨; ૧૮, ૨૩).

(ઇ) દર્શનો વડે પામેલા "જ્ઞાન" પર આધાર રાખી શિરપતિ ખ્રીસ્તના સંબંધમાં રહેતા ન હતા (૨; ૧૯). તેમનો મત "ફિલસુફી" કહેવાતો, છતાં તે માત્ર વ્યર્થ કપટ હતો, ખ્રીસ્તાનુસાર નહિ પણ માણસના સંપ્રદાય પ્રમાણે હતો (૨; ૪, ૮).

(ખ) વ્યવહારને લગતી વાતના સંબંધમાં આ પાખંડીઓ

(અ) ખાવા પીવા વિષે મનાઇ હુકમો કરતા (૨; ૧૬), એનું કારણ કેટલાંક વાનાંની ધારેલી અશુદ્ધતા તેમજ દેહદમન વડે ઇંદ્રિયનિગ્રહ કરવાની આવશ્યકતા સૂચવાય છે (૨; ૨૧, ૨૩). પરંતુ એવી વાત વિષેના વિધિઓને આધીન ન થવું, કેમકે (૧) તે કેવળ માણસની આજ્ઞાઓ છે; (૨) જે વાનાંની મના કરાય છે તે નાશવંત હોવાથી શુદ્ધાશુદ્ધ કરનારાં નથી; (૩)

એવા વિધિઓ પાળવાથી દૈહિક ભાવનો નાશ થાય, એમ નથી (૨ ; ૨૨, ૨૩).

(આ) યહુદી પર્વો પાળવા વિષે ઉત્તેજન આપતા (૨ ; ૧૬). પણ જુના જમાનાનાં જે પર્વો ઇત્યા. વિષે વિધિઓ હતા તે માત્ર આવનાર મશીહના પડછાયારૂપ હતા. હાલ ખ્રીસ્ત આવેલો છે તે ખરૂં તત્વ છે, માટે છાયા પર ધ્યાન ન આપવું. અર્થાત્ ખ્રીસ્તની સંગત રાખનારાઓને પર્વો ઇત્યાદિ પાળવાની કંઇ જરૂર રહી નથી (૨ ; ૧૭).

(ख) હવે પત્રમાં આવેલા બોધથી પાખંડી મત વિષે જે સંભવિત અનુમાન કરી શકાય તે નીચે મુજબ :—

(ક) શ્રદ્ધાને લગતી વાતના સંબંધમાં આ પાખંડી બોધકો

(અ) દૂતોની જે વાત માનતા તે વિષે વિવિધ અનુમાન કરી શકાય છે.

(૧) દૂતો જુદા જુદા દરજ્જાના મનાતા એ ૧ ; ૧૬ માં આવેલાં નામ ઉપરથી સૂચવાય છે.

(૨) દૂતો સૃષ્ટિ સૃજવામાં તથા તેને સંબદ્ધ રાખવામાં સાધનભૂત મનાતા હશે, એ ૧; ૧૬, ૧૭ થી જણાય છે. ખ્રીસ્ત આખી સૃષ્ટિને સૃજનાર તથા સંબદ્ધ રાખનાર છે, હા, દૂતોને પણ સૃજનાર છે, એવું પાઉલ જુસ્સા સહિત જાહેર કરે છે, તેથી એવું અનુમાન કરાય કે જે મતનું તે ખંડન કરે છે તે પ્રમાણે ખ્રીસ્ત તો નહિ પણ દૂતો સૃષ્ટિનું કામ કરનારા મનાતા હશે. એ વાતની વિરૂદ્ધ દલીલ આપતાં પાઉલ ખ્રીસ્તની શ્રેષ્ઠતા સાબિત કરે છે. તેને વડે તેમજ તેને સારૂ સઘળું ઉત્પન્ન થયું છે (૧; ૧૫, ૧૬). ધારેલા અધિકારીઓ તથા સત્તાધારીઓ ખરેખર છે એમ માનીએ તો પણ તે સર્વેનો શિરપતિ પ્રભુ ઇસુ છે (૨ ; ૧૦).

(૩) દૂતો ઇશ્વર તથા માણસ વચ્ચે મધ્યસ્થો મનાતા, એવું અનુમાન દૂતની સેવા તથા દાંભિક નમ્રતા વિષેની વાતથી કરવામાં આવ્યું છે તે સકારણ જણાય છે. ખ્રીસ્તને મૂકીને દૂતની સેવામાં ભળવાથી "નમ્રતા" દેખાડવામાં આવતી તેનું કારણ

એ હશે કે અપૂર્ણ દૂતોની મારફતે ઇશ્વર પાસે જવાય પણ બીજી રીતે જવાને અયોગ્ય છીએ, એમ આ મતવાળા સૂચવતા હશે. વળી આ દૂતો વડે નિયમશાસ્ત્ર અપાયું માટે તેમનીજ મારફતે ઇશ્વર સાથે સંબંધ રખાય, એ આ લોકની દલીલ હશે એવું ૨ ; ૧૫ થી અનુમાન કરી શકાય. પરંતુ તે વાક્યમાં પ્રેરિત બતાવે છે કે જે દૂતો વડે નિયમશાસ્ત્ર અપાયું મનાય છે તેઓનો અધિકાર ખ્રીસ્તના કામને લીધે લઇ લેવામાં આવ્યો છે. તેઓને જાણે બંદીવાન તરીકે વિજયી રાજાધિરાજના સરગસમાં તમાશાની પેઠે જાહેર રીતે નિર્બળ તથા સત્તાહીન દેખાડવામાં આવ્યા છે.

(આ) જ્ઞાન, સુબુદ્ધિ તથા સમજણની વાત આ પત્રમાં વિશેષ આવે છે (૧ ; ૯, ૧૦, ૨૮ : ૨ ; ૨, ૩ : ૩ ; ૧૦, ૧૬ : ૪ ; ૫), વળી ગુપ્ત રહેલો મર્મ (૧ ; ૨૬, ૨૭ : ૪ ; ૩), ગુપ્ત ખજાના (૨ ; ૩) તથા ભરપુરપણું કે પરિપૂર્ણતા (૧ ; ૧૯ : ૨ ; ૯), એવા આ પત્રમાં વપરાયલા શબ્દો પછીના "જ્ઞાનમાર્ગીઓ" નાં પુસ્તકોમાં મળે છે, તેથી કેટલાએકે ધાર્યું છે કે જ્ઞાનમાર્ગના જેવો મત કલોસ્સેમાં દેખાવ દેતો હશે. તથાપિ એ સર્વ શબ્દો પાઉલના અગાઉ લખેલા પત્રોમાં મળે છે, ને તેમાંના કોઇ શબ્દનો આ પત્રમાં વિશેષ અર્થ જણાય તો તે આ નવા મતને લીધે તે અર્થે વપરાય છે, એમ લાગે છે. બીજા સૈકામાં એવા શબ્દોના જે ખાસ અર્થ થયા તે અર્થ મુજબ તેઓ પાઉલના વખતમાં વપરાતા જણાતા નથી, માટે વપરાયલા શબ્દ ઉપર વિશેષ ભાર મૂકવાનું ખરૂં કારણ દીસતું નથી. પરંતુ સદરહુ શબ્દોથી એવું અનુમાન કરીએ કે પાખંડી બોધકોના ધાર્યા પ્રમાણે તેમની પાસે જે વિશેષ જ્ઞાન કહેવાતું તે પામ્યા સિવાય પૈરમહિન ન થાય, તો એ સકારણ દીસે. પાઉલ આ પત્રમાં જણાવે છે કે ગમે તે અશિષ્ટ જંગલી માણસ હોય તો પણ તે ખ્રીસ્તથી નવીનકરણ પામી શકે (૩ ; ૧૧). તેમજ આત્મિક અંધકારમાં રહેલો કોઇ અણ્ણ માણસ ખ્રીસ્ત પાસેથી

સુજ્ઞાન તથા સુબુદ્ધિ પામી શકે, એવી પણ તે સૂચના કરે છે (૧; ૨૮). ખ્રીસ્તમાંજ ઇશ્વરનું ભરપુરપણું શરીરરૂપે રહે છે, માટે તે હરકોઇને ભરપુર કરી શકે છે (૨; ૯, ૧૦). તેને શોધનારાઓને ગુપ્ત રખાયલા મર્મનું પ્રકટીકરણ કરાય છે ને તેઓ તેના ગુપ્ત ખજાનામાંથી ધનવાન કરાય છે (૨; ૨, ૩). હા, મહિમાની આશા તરીકે ખ્રીસ્ત વિદેશીઓમાં રહે છે, તેજ દેવના મર્મના મહિમાની સંપત્તિ છે (૧; ૨૭)—એ સાર્વજનિક તારણોપાય પ્રગટ કરીને પાઉલ આ બોધકોનું વિશેષતા દર્શક શિક્ષણ ખોટું ઠરાવે છે, એવું અનુમાન કરવામાં વાંધો નથી.

(ખ) વ્યવહારને લગતી વાતમાં આ પાખંડી બોધકો

(અ) સુનત કરવાની ભલામણ કરતા હશે, એવું ૨; ૧૧ ઉપરથી અનુમાન થઇ શકે છે. એ વાક્યમાં પાઉલ હાથે કરેલી દૈહિક સુનત નકામી ઠરાવે છે, ને "ખ્રીસ્તની સુનત" ની ઉત્તમતા દર્શાવે છે, એ ઉપરથી આ બોધ મુજબ સુનત ઉપયોગી લેખાતી સૂચવાય છે.

(આ) નિયમશાસ્ત્રના કેટલાક વિધિઓ ઉપયોગી ઠરાવતા હશે, એવું ૨; ૧૪ માં આવેલી વાતથી અનુમાન થાય છે. "આપણી વિરૂદ્ધ જે વિધિઓનો હસ્તલેખ આપણને નડતર કરનારો હતો," એ પ્રમાણે નિયમશાસ્ત્રનું વર્ણન થાય છે એ નિઃસંદેહ છે; ને તે હસ્તલેખ ઇશ્વરે ભુસી નાખ્યો છે, વળી તેને ખીલાઓથી વધસ્તંભે જડીને વચમાંથી કાઢી નાખ્યો છે, એવું આ પત્રમાં લખવાની જરૂર જણાઇ, એ ઉપરથી નિયમના કેટલાક વિધિઓ પ્રમાણે ચાલવાનું ઉત્તેજન આ પાખંડી બોધમાં રહેલું હશે, એવું અનુમાન સકારણ કહેવાય.

હવે ઉપર લખ્યા પ્રમાણે પત્રમાંનો બોધ તપાસતાં માલમ પડે છે કે કલોસ્સેમાં પ્રસરતો પાખંડી મત કેટલીક બાબતમાં યહુદી ધર્મનાં તત્વોને અનુસરતો હતો, પરંતુ તેમાં બીજી કેટલીક વાત શુદ્ધ યહુદી ધર્મથી ભિન્નતા દર્શક છે. નિયમશાસ્ત્ર, સુનત, પર્વો તથા શુદ્ધાશુદ્ધ ખોરાક, એ સર્વ વિષે યહુદી ધર્મબોધમાં વાત સમાયલી હતી એ નિર્વિવાદ છે. પરંતુ એ ઉપરથી આ બોધકો કલોસ્સેમાં યહુદી ધર્મ ફેલાવતા, અથવા તો ખ્રીસ્તી મંડળીમાં નિયમશાસ્ત્ર પાળણ દાખલ

કરવાને અર્થે મહેનત કરતા, એવું અનુમાન કરવું ભૂલ ભરેલું જણાય છે. ગલાતી મંડળીમાં આવેલા બોધકો તેજ હેતુથી કામ કરતા ને ગલાતીઓને લખેલા પત્રનો બોધ આ પત્રની દલીલ સાથે સરખાવીએ તો ખાતરી થશે કે કલોસ્સેમાં આવેલા બોધકો વિદેશી વિશ્વાસીઓને ખાસ નિયમશાસ્ત્રના વિધિઓ પાળવાની અગત્ય સમજાવતા હોત તો પાઉલ જુદીજ રીતે લખત (જુઓ ગલા. ૨; ૧૬ : ૫; ૨–૪). ખાવા પીવા વિષે જે વાત આવે છે તે મુસાના નિયમશાસ્ત્ર મુજબ નથી, પણ બીજા પ્રકારના માનવી સંપ્રદાય પ્રમાણે છે (જગતનાં મૂળતત્ત્વોની વાત છે). કેમકે નિયમશાસ્ત્રમાં પીવા વિષે કોઇ રીતનો સામાન્ય નિષેધ જણાતો નથી.* તેમ દૂતોની સેવા શુદ્ધ યહુદી ધર્મથી વિરૂદ્ધ છે, એવું હરકોઇ કબૂલ કરશે. માટે સદરહુ પાખંડી મતની અંદર યહુદી ધર્મની કેટલીક વાતની ભારે અસર છે, એમ છતાં તે સાથે બીજા પ્રકારના શિક્ષણની વિશેષ મેળવણી છે, એમ સ્પષ્ટ જણાય છે.

હવે આ બીજા પ્રકારનું શિક્ષણ શું હશે એ સંબંધી ત્રણ મુખ્ય મત પ્રગટ થયા છે તે અનુક્રમે તપાસીએ.

(क) કેટલાએક સમજે છે કે એસ્સીની મતની મેળવણી સમજીએ તો આ પાખંડી મતમાં સમાયલી બધી વાતનો યોગ્ય ખુલાસો કરી શકાય. એસ્સીની પંથવાળા યહુદીઓ મૃત સરોવરને કિનારે રહેનાર મઠવાસીઓ હતા. તેઓ પરણતા ન હતા, પણ મઠોમાં રહી વૈરાગ્ય-વૃત્તિ પાળતા. તેઓની સંખ્યા ન ઘટે માટે નરબાળકો રાખીને તેમને પોતાના શિક્ષણમાં ઉછેરતા. તેઓ માંસ તથા દ્રાક્ષરસ અશુદ્ધ ગણી શાક સાથે રોટલાનો ટુકડોજ ખાતા ને પાણી પીતા. ખાવા પીવાની પરિશુદ્ધતા વિષે તેઓ એટલી બધી કાળજી રાખતા કે ભૂખ તરસથી મરતાં પણ અન્ય પંથવાળા પાસેથી ખોરાક કે પાણી લેજ નહિ. સાબ્બાથ પાળવા વિષે તેઓ અતિ ઘણી કાળજી રાખતા, વળી "દૂતોનાં નામ પ્રગટ કરવાં નહિ" એવી સખત મના તેઓમાં પળાતી હતી. એ બધી વાતના સંબંધમાં એસ્સીની-ઓનો મત કલોસ્સેના પાખંડને મળતો કહેવાય. પરંતુ બીજી ઘણી બાબતમાં ફેર જણાય છે. એસ્સીનીઓનું શિક્ષણ ગુપ્ત હોવાથી તે વિષે પૂરતું જ્ઞાન નથી, તથાપિ જે વિગતોનું જ્ઞાન મળ્યું છે તેમાંની ઘણી વાત આ પત્રમાં સૂચવેલા બોધથી જુદીજ લાગે છે—જેમકે, એસ્સીનીઓ સૂર્યની પુજા તો કરતા, પણ દૂતોની સેવા કરતા એની સાબિતી નથી; તેઓના પંથમાં ભળવું ઘણુંજ મુશ્કેલ હતું; જે તેમાં ભળ્યા તેઓ મઠવાસ પાળતા; સ્નાન કરવા વિષે

---

*પરંતુ હેબ્રી. ૯; ૧૦માં ખાવા પીવા વિષેના નિયમોની વાત આવે છે, માટે રાબીઓના સંપ્રદાય પ્રમાણે ન પીવા વિષેના કેટલાક માનવી નિયમો સાધારણે પળાતા હશે.

તેઓમાં ઘણાજ ઝીણા નિયમો પળાતા; મંદિરમાં જનાવરો કપાતા તેથી પર્વો પાળવા સારૂ તેઓ મંદિરમાં જતા નહિ;. શુદ્ધ રીતે તૈયાર થયલો ખોરાક યજ્ઞરૂપ સમજતા ને ખોરાક તૈયાર કરનારા ખાસ શુદ્ધ થયલા વૈરાગીઓને યાજકતુલ્ય ગણુતા. વળી યરૂશાલેમનો નાશ થતાં સુધી તેઓનો મત પાલેસ્તાઇન દેશની બહાર પ્રસાર પામેલો જણાતો નથી. આવી વાતો ધ્યાનમાં લીધાથી કલોસ્સેમાં પ્રસરતા પાખંડી મતમાં એસ્સીની પંથના બોધની મેળવણી હતી, એવું માનવું સકારણ લાગતું નથી.

( ख ) બીજા કેટલાએક માને છે કે "જ્ઞાનમાર્ગીઓ" ના બોધની અસર આ પત્રમાં સૂચવેલા મતમાં જણાય છે. આ પત્રના અસલપણા વિષે જે વિદ્વાને પ્રથમજ વાંધો લીધો તેણે એ કારણથી લીધો કે આમાં વપરાયલા શબ્દ તથા સૂચવાયલો બોધ કેરિંથસના પાખંડને મળતાં છે. ત્યાર પછી બીજા વિદ્વાનોએ એવો અભિપ્રાય આપ્યો કે બીજા સૈકામાં પરિપક્વ થયલા જ્ઞાનમતની આ પત્રમાં અસર થયલી જણાય છે. હવે આ પત્રમાં આવેલા "જ્ઞાન," "ભરપુરપણું" ( કે "પરિપૂર્ણતા") ઇત્યાદિ શબ્દોનો ઉપયોગ જ્ઞાનમાર્ગીઓથી થાય છે; વળી અહિના જુદા જુદા દરજ્જાના "દૂતો" જ્ઞાનમાર્ગીઓથી કલ્પેલા "એઓન" ના જેવા લાગે છે; તેમ દેહ દમન તથા સ્થૂલ વસ્તુઓની અશુદ્ધતા વિષેની સૂચનાઓ જ્ઞાનીઓએ માનેલી સ્થૂલ જગતની અશુદ્ધતાને કેટલેક અંશે મળતી આવે છે, એ સર્વ તો કબૂલ કરવું પડે છે. પરંતુ નીચે આપેલાં કારણોને લીધે આ મળતાપણું કેવળ ઉપર ઉપરનું છે—ખરૂં નથી—એમ માનવું આવશ્યક છે.

( ક ) સદરહુ શબ્દો રૂમી. તથા ૧ કરીં. જેવા પાઉલના સર્વમાન્ય પત્રોમાં મળે છે માટે તેઓ ખાસ જ્ઞાનમાર્ગીઓના શબ્દ નથી. એફે. તથા કલો. પત્રોમાં પાઉલ "ભરપુરપણું" અર્થનો શબ્દ ઇશ્વરી સદ્‌ગુણોની "પરિપૂર્ણતા" સૂચવવા સારૂ વાપરે છે એ અર્થ અપૂર્વ છે ખરો, પરંતુ નવા પાખંડને લીધે એ અર્થ કરવાની જરૂર પડી હશે. ત્યાર પછી આ પત્રની વાત ઉપરથી એ શબ્દનો જ્ઞાનીઓથી ઉપયોગ થયો હશે, એમ સમજવું યુક્ત લાગે છે.

(ખ) જ્ઞાનમાર્ગીઓથી મનાતા "એઓન" તથા પવિત્ર પરમેશ્વર વચ્ચે વિરૂદ્ધતા સમજાતી તેવી આ પત્રમાં દૂતો વિષે સૂચવાતી

નથી. દૂતોને ઇશ્વરના મર્મના રહસ્ય વિષે પુરેપુરૂં જ્ઞાન તો મળ્યું નથી—મંડળી વડે જ્ઞાન મળશે, એવું એફે. ૩; ૧૦, ૧૧ માં કહેલું છે; ને આ પત્રમાં ખ્રીસ્ત તેઓને સૃજનાર તથા તેઓનો શિરપતિ છે, તેમ ખ્રીસ્તના કામને લીધે તેઓનો અધિકાર લઇ લેવામાં આવ્યો છે, એવું જણાય છે, પણ તેઓ ઇશ્વરના વિરોધી છે, એમ પાઉલ કોઇ ઠેકાણે સૂચવતો નથી.

(ગ) સદરહુ "એઓન" નામે ઇશ્વરના વિરોધીઓના કારણથી જગતમાં ભુંડાઇની ઉત્પત્તિ થઇ, એવો ખુલાસો જ્ઞાનમાર્ગીઓ કરતા. પરંતુ આ પત્રમાં ભુંડી ચાલની ઘણી વાત આવે છે, છતાં ભુંડાઇની ઉત્પત્તિનો કંઇ ખુલાસો કરવામાં આવતો નથી અથવા તો સૂચવાતો નથી.

(ઘ) ખાસ સ્થૂલ જગતની અશુદ્ધતાથી છુટવાના હેતુએ ખાવા પીવા વિષે દેહદમન કરવું, એવો બોધ આ પત્રમાં આપેલો સંભવતો નથી. અહિં દેહદમનનો હેતુ દૈહિક ઇચ્છાઓને નિરર્થક કરવાનોજ સૂચવાય છે.

એવાં કારણોથી આ પાખંડી બોધમાં "જ્ઞાનમાર્ગ"ના બોધની અસર જણાય છે, એમ માનવું નિષ્કારણ ઠરે છે.

(ગ) હાલના ઘણાખરા ટીકાકારો એવું માને છે કે યહુદી ધર્મની અસર ઉપરાંત આ પાખંડી બોધમાં જે અસર જણાય છે તે કોઇ ખાસ પંથ કે મતની નહિ, પણ પહેલા સૈકામાં પ્રસરતી ને પૂર્વ દિશાથી આવેલી વૈરાગ્યાદિ વિષેના શિક્ષણની અસર હતી. આ અસર ઇ. સ. પૂર્વેના કેટલાક ગ્રીક તત્ત્વવેતાઓના બોધમાં તેમજ એસ્સીની પંથના મતમાં જણાય છે. તેને લીધે પાઉલના રૂમમાં પહોંચ્યા પહેલાં ત્યાંની મંડળીમાં કેટલાક શાકજ ખાનારા આવેલા જણાય છે (જુઓ રૂમીનો ખુલાસો પૃષ્ઠ ૨૧૬). આસરે ઇ. સ. ૮૦ માં આશીઆ પ્રાંતમાં લખેલા "સિબિલાઇન દેવવાણી" નામના ગૂઢ પુસ્તકમાં પણ આ અસર જણાય છે. આ અસર પામેલા કેટલાક યહુદી ખ્રીસ્તીઓ કલોસ્સેમાં આવીને યહુદી ધર્મની કેટલીક વાતો સાથે દૂતોની સેવા તથા વૈરાગ્યવૃત્તિ વિષેનો બોધ કરતા, એવો અત્રે ચરચાતા પાખંડી મતનો ખુલાસો કરીએ તો આ પત્રમાં સૂચવેલી બધી વાત સમજી શકાય એમ છે.

આ પાખંડી બોધરૂપી બીજને સારૂ ફ્રુગીઆના વ્હેમી લોકોનાં મન તૈયાર થયલી અનુકૂળ જમીનરૂપજ જણાય છે. તેઓનાં એક તત્વવેતાએ કહ્યું હતું કે

"જગત પ્રાણમય તથા દેવતાઓથી ભરપુર છે," ને:સાધારણ નિરાક્ષર લોકો આ પાખંડના જેવી વાતનો અંગીકાર કરવા તત્પર હતા, એ મંડળીના ઇતિહાસથી સિદ્ધ થાય છે. વળી આવા બોધને સારૂ સમય પણ અનુકૂળ હતો. પહેલા સૈકામાં ઘણા વિદેશીઓ મૂર્તિપુજાથી તથા મૂર્તિપુજા સાથે જોડાયલી અધિક ભુંડાઇથી કંટાળી જતાં આત્મિક સુધારાનો રસ્તો શોધ્યાં કરતા હતા ને આ પાખંડમાં સૂચવેલા માર્ગ જેવા વહેમ તથા દેહકષ્ટરૂપી વિકટ પંથમાં દાખલ થવા તૈયાર હતા, એ નિ:સંશય છે. એવી અનુકૂળ જમીનમાં પડેલાં પાખંડરૂપી બી ઉગવાથી તથા વધવાથી બીજા સૈકામાં પરિપક્વ થઇને જ્ઞાનમાર્ગરૂપી ફળ ઉપજાવનારાં થયાં, એમ મનાય; પરંતુ આ પત્ર લખતી વેળાએ કેરિંથસનો અથવા પૂર્ણ થયલા જ્ઞાનમાર્ગનો બોધ અપાતો, એવું માનવાનું એકે સબળ કારણ નથી. ડા. લાઇટ્ફુટે બતાવી આપ્યું છે કે ઇશ્વર સાથે સંબંધ રાખનારા દેવી પરાક્રમીઓના કલ્પેલા પ્રકાર ધ્યાનમાં લીધાથી જ્ઞાનમાર્ગનો ક્રમે ક્રમે થયલો ઉદ્ભવ સમજી શકાય છે. પાઉલના વખતમાં "પરાક્રમીઓ" ઇશ્વરના મનોરથ અપૂર્ણ સમજતા મનાતા; કેરિંથસના વખતમાં તેઓ તે વિષે તદ્દન અજ્ઞાન મનાતા, ને બીજા સૈકામાં ઇશ્વર પાસેથી નીકળી આવી સૃષ્ટિ સાથે સંબંધ રાખનારા "એઓન" નામના પરાક્રમીઓ ઇશ્વરની પવિત્ર ઇચ્છાના વિરોધીઓ સમજાતા. માટે કલોસ્સૈના પાખંડમાં જ્ઞાનમાર્ગીઓનો બોધ તો નહિ, પણ જે અસલ વિચારો ઉપરથી સદરહુ બોધનો ઉદ્ભવ થયો તેની મેળવણી જણાય છે, એમ માનવું યુક્ત છે.

### કર્તા વિષે.

આ પત્રમાં લખનાર તરીકે પાઉલનું નામ ત્રણ વખત આવે છે (૧: ૧, ૨૩ : ૪; ૧૮), તેથી તે તેનો લખેલો મનાતો આવ્યો છે, એ સ્વાભાવિક કહેવાય. પાઉલે આ પત્ર લખ્યો એવો પહેલા સૈકાનો કોઇ સ્પષ્ટ બાહ્ય પુરાવો તો નથી, તથાપિ રૂમનો ક્લેમેંટ "દેવની પ્રીતિના બંધનનું વર્ણન કોણ કરી શકે?" લખે છે તે વાતમાં ૩; ૧૪ ની સૂચના હોય. બીજા સૈકાનો પુષ્કળ પુરાવો મળી આવે છે. ઇગ્નાટીઅસ (ઇ. સ. ૧૧૦) એફેસીઓ પર લખીને ૧; ૨૩ ના અસલ ગ્રીક શબ્દો ઉતારે છે. માર્શીઓનના નિયમગણમાં (ઇ. સ. ૧૪૦) આ પત્ર પાઉલના દશ પત્રોમાંનો એક ગણાય છે. જસ્ટીન માર્ટર (ઇ. સ. ૧૧૦-૧૭૦) તથા અંત્યોખનો થીઓફીલ (ઇ. સ. ૧૭૬-૧૮૬) ખ્રીસ્તને "આખી સૃષ્ટિનો પ્રથમ-જનિત" કહે છે (૧; ૧૫). ઇરેનેઅસ (ઇ. સ. ૧૮૦ થી ૧૯૦ સુધીમાં) પત્રનું તથા કર્તાનું નામ આપીને ૪; ૧૪ ઉતારે છે, તેવીજ રીતે આલેક્સાંદ્રીઆનો ક્લેમેંટ (ઇ. સ. ૧૫૦-૨૨૦) ૧; ૨૮ ઉતારે છે. વળી તર્તલીઅન આ પાઉલનો પત્ર છે એમ કહીને દરેક અધ્યાયમાંથી લીધેલાં વાક્યો લખે છે. મુરાટોરીના અપૂર્ણ લેખના નિયમગણમાં (ઇ. સ. ૧૮૦) આ પત્ર સમાયલો છે,

ને ઓરીગેન (ઈ. સ. ૧૮૫-૨૫૪) ૨; ૧૮, ૧૯ ઉતારે છે. અર્થાત્ પાઉલના પત્રોની વાત કે તેની ટીપ ધર્મપિતૃઓનાં લખાણમાં મળે છે ત્યારથી આ પત્ર વિષેનો પુરાવો મળે છે, ને બીજા સૈકાને અંતે તે સર્વત્ર પાઉલનો મનાતો હતો, એ સ્પષ્ટ છે.

આ પત્ર પાઉલનો લખેલો છે તે વિષે ઈ. સ. ૧૮૩૮ સુધી કોઈએ વાંધો લીધો નહતો, પણ તે વરસમાં એક વિદ્વાને પત્રમાં ચરચાયલા વિષય તથા શૈલીને લીધે વાંધો લીધો, ને તેના કેટલાએક અનુયાયીઓ હજુ વાંધો લે છે. પરંતુ હાલ કોઈ વિદ્વાન આ પત્ર તદન બનાવટી ગણતો નથી. અર્વાચીન વાંધો લેનારાઓ એવો અભિપ્રાય જણાવે છે કે પાઉલે કલોસ્સૈની મંડળી ઉપર ટુંકો પત્ર તો લખ્યો, પછી એ અસલ પત્ર ઉપરથી પાઉલના કોઈ શિષ્યે એફેસીઓને પત્ર બનાવીને તે બનાવટી પત્રની કેટલીક વાત, તેમજ જ્ઞાનમાર્ગીઓના મતનું ખંડન કરનારી કેટલીએક દલીલો, સદરહુ અસલ પત્રમાં ઉમેરી હાલનો કલોસ્સીઓને પત્ર તૈયાર કીધો. માટે પાઉલની કેટલીક વાતો આ પત્રમાં છે, એ સર્વમાન્ય છે; પત્રની બાકીની વાત પાઉલે લખી કે નહિ, એટલીજ તકરાર રહી છે.

આખો પત્ર પાઉલથી લખવામાં આવ્યો નથી, એવું ધારવાનાં જે વિવિધ કારણો રજુ કરવામાં આવ્યાં છે તે તપાસીએ. તે નીચે મુજબ:—

(क) આ પત્રમાં વપરાયલા શબ્દો તેમ તેમાં જણાતી શૈલી તપાસતાં માલમ પડે છે કે તે પાઉલના બીજા પત્રોને મળતો નથી, માટે પાઉલ તેનો કર્તા ન હશે.

(શબ્દ તથા શૈલી ફેર વિષે જુઓ એફેસીઓને પત્રનો ખુલાસો પૃષ્ઠ ૯, ૧૦).

આ પત્રમાંના ૩૮ શબ્દ પાઉલના બીજા પત્રોમાં મળતા નથી એ વાત ખરી છે, પરંતુ વિષય તથા સમય જુદા હોવાથી નવા શબ્દનો ઉપયોગ કરવાની જરૂર જણાય, એ કેવળ સ્વાભાવિક છે. આયર્લાંડના એક વિદ્વાને બતાવ્યું છે કે એક પ્રખ્યાત ગ્રીક ઇતિહાસકર્તાના દરેક પુસ્તકમાં નવા નવા શબ્દ મળે છે, તેનું કારણ એ છે કે તે પાઉલની પેઠે હમેશ મુસાફરી કરતાં નવા દેશોની મુલાકાત લઈને નવા શબ્દની માહિતી મેળવતો તેમ નવા વિષયોની હકીકત આપતો. તેજ પ્રમાણે પાઉલ હાલ રૂમમાં રહીને તેમ નવા મત વિષે લખીને નવા શબ્દનો ઉપયોગ કરે એમાં કંઈ નવાઈ નથી. દરેક પત્રમાં ખાસ વપરાયલા શબ્દો મળે છે, ને બીજા પત્રોના પ્રમાણમાં આ પત્રમાં નવા શબ્દોની સંખ્યા વિશેષ લાગતી નથી.

તેમજ શૈલી વિષે યાદ રાખવાનું છે કે પાઉલ કાચી કેદમાં રહી શાંતતાથી લખી શકતો ત્યારે તેની લખવાની ઢબમાં ફેર જણાય તો એ આશ્ચર્યકારક કહેવાય નહિ. તથાપિ આ પત્રની ખાસ શૈલી સરખી ઢબ તેના અન્ય પત્રોના કેટલાક વિભાગમાં જણાય છે તેમ આ પત્રમાં સર્વમાન્ય પત્રોના જેવાં વાક્યો મળી આવે છે

(જુઓ ૧; ૧-૮: ૨; ૬-૧૩: ૩; ૧-૧૩: ૪; ૭-૧૭). માટે શબ્દ તથા શૈલીફેર પરથી આ પત્ર પાઉલનો નથી, એવું અનુમાન કરવું સકારણ લાગતું નથી.

(ख) આ પત્રમાં જે પાખંડી જ્ઞાનમાર્ગી મતની સૂચનાઓ આવે છે તે મતે પહેલા સૈકાના અંત પહેલાં દેખાવ દીધો ન હતો, માટે આ પત્ર બીજા સૈકાનો હોવો જોઇએ, તેથી તે પાઉલે લખેલો મનાય નહિ.

કલોસ્સેમાં પ્રસરતા પાખંડી મત વિષે ઉપર જે વિવેચન થયું (પ્રષ્ઠ ૩-૧૧) તેથી જણાય છે કે આ પત્રમાં સૂચવેલો બોધ પ્રેરિતના વખતમાં આપી શકાય એવો હતો. પરિપક્વ થયલા જ્ઞાનમાર્ગનાં બી તો પાઉલના સમયમાં રોપાતાં હતાં ખરાં; પરંતુ કલોસ્સેના પાખંડમાં કેરિંથસના મતની અથવા તો બીજા સૈકાના જ્ઞાનમાર્ગીઓના મતની અસર જણાઇ છે, એવું ધારવાનું સબળ કારણ નથી, માટે આ બીજી દલીલ નિરાધાર ઠરે છે.

(ग) આ પત્રમાં દૂતોની જે વાત આવે છે તે પાઉલના વખતમાંની વાત લાગતી નથી, માટે પ્રેરિતના વખત પછી આ દૂતો સૂચક વાક્યો લખવામાં આવ્યાં, એવું માનવું આવશ્યક છે.

આ પત્રમાં આવેલી દૂતો વિષેની વાત પહેલવહેલાં આશ્ચર્યકારક લાગે એમ છે, પરંતુ તે વિષે વિચાર કરતાં માલમ પડે છે કે પ્રેરિતના સમયના પાખંડીઓ દૂતોની આવી વાત માને ને આવી સેવા કરે, એમ ધારવું સકારણ છે. કલોસ્સેમાં દૂતો વિષે અપાતા બોધમાં તે સમયમાં સાધારણે ફેલાતી વાત સિવાય બીજી વાતની મેળવણી સમજવાની જરૂર લાગતી નથી. જુના કરારમાં તેમ નવા કરારમાં પણ દૂતોની અનેક વાત આવે છે. યહુદીઓમાં દૂતો ઇશ્વરના સંદેશિયા તરીકે ઇશ્વરના હુકમ પાળનારા મનાતા તેના પુષ્કળ દાખલાઓ મળી આવે છે. વળી પુન. ૩૩; ૨ નો ખુલાસો કરતાં યહુદી ભાષ્યકારોએ જણાવ્યું હતું કે દૂતોની મારફતે નિયમશાસ્ત્ર આપેલું હતું તે વાતની સૂચના સ્તેફનના ભાષણમાં (પ્રે. કૃ. ૭; ૩૮, ૫૩), પાઉલનાં નિર્વિવાદિત લખાણમાં (ગલા. ૩; ૧૯) તેમ હેબ્રીઓને લખેલા પત્રમાં (હેબ્રી. ૨; ૨) મળી આવે છે. દૂતોના વિવિધ દરજ્જાની સૂચના પહેલાં દાનિયેલના પુસ્તકમાં જણાય છે (દા. ૧૦; ૧૩), તે દરજ્જાની વાત રૂમી. ૮; ૩૮ માં આવે છે. નિયમગણમાં ન આવેલાં દગ્ધ પુસ્તકોમાં તથા પહેલા સૈકાના યહુદી ગ્રંથકારનાં લખાણમાં સૃષ્ટિનાં બધાં કાર્યો જાણે દૂતોની મારફતે કરાતાં હોય એવી વાતો સાધારણ છે. આ અતિશય વધી ગયલા દૂતો વિષેનું શિક્ષણ ફરોશી તથા સાદુકી પંથોમાં મતફેર થવાનું કારણ હતું (જુઓ પ્રે. કૃ. ૨૩; ૮) એવું હાલના કેટલાક વિદ્વાનનું માનવું છે. આવા ઇશ્વરની સેવા કરનારા પરાક્રમીઓની પુજા થાય એ તો શુદ્ધ યહુદી ધર્મની વિરૂદ્ધ કહેવાય, ને કોઇ પણ ધર્મચુસ્ત યહુદી એવી સ્વેચ્છિત સેવાને ધિક્કારે એ નિઃસંદેહ છે. પરંતુ એવા પરાક્રમીઓની મદદ

મેળવવાને અર્થે તેમની સેવા કરવી એ માનવી સ્વભાવને અનુસરતુંજ છે, માટે જે વિદેશીઓમાં રહેનારા યહુદીઓ પોતાના ધર્મની શુદ્ધતા વિષે નિશ્ચિત થયા હતા તેઓ દૂતોની સેવા કરવા લાગે એમાં કંઇ અસંભવ નથી. આશીઆનાં વિદેશી વિશ્વાસીઓમાં આ નિષેધિત સેવાનો પગપેસારો થયો હતો એવી સૂચના પ્રક. ૧૯; ૧૦: ૨૨; ૯ માં આવે છે. યોહાન પ્રેરિતની જીંદગીમાં સદરહુ સેવાની મનાની જરૂર પડી હતી તેથી જણાય છે કે પાઉલના વખતમાં પાખંડીઓ દૂતોની સેવા કરતા એ અસંભવિત ન ગણાય.

(ઘ) આ પત્રમાં કરેલી ખ્રીસ્ત વિષેની વાત પાઉલના નિર્વિવાદિત પત્રોની વાતથી છેક જુદી છે, એવી દલીલ આપતાં વાંધો લેનારા બતાવે છે કે આમાં ખ્રીસ્ત સૃષ્ટિનો તેમ મંડળીનો શિરપતિ લેખાય છે પણ પાઉલના ખરા પત્રોમાં તે વેદના પામતો જીવાર્પણ કરનાર ત્રાતા ગણાય છે; અહિં તેના વડે તેમજ તેને અર્થે બધું ઉત્પન્ન થયલું કહેવાય છે, પણ રૂમી. ૧૧; ૩૬ પ્રમાણે ઇશ્વરપિતા વડે તથા તેને અર્થે બધું છે; વળી ખ્રીસ્ત વડે જે તારણ તે જાણે વિશ્વાસથી નહિ પણ જ્ઞાન વડે મળતું હોય એવી વાત આ પત્રમાં આવેલી જણાય છે.

એ દલીલ ધ્યાનમાં લેતાં કબૂલ કરવું પડે છે કે સૃષ્ટિમાં ખ્રીસ્તની શ્રેષ્ઠતા પર આ પત્રમાં વિશેષ ભાર મૂકેલો છે ખરો. પરંતુ તે શ્રેષ્ઠતા આ પત્રમાંજ આવેલી નવી વાત છે, એમ ધારવું ભૂલ ભરેલું છે. કરીંથીઓને લખેલા પહેલા પત્રની વાતથી રૂમી. તથા કલો. ની વિરૂદ્ધ દીસતી વાતોનો સંબંધ સ્પષ્ટ સમજાય છે. ૧ કરીં. ૮; ૬ માં પાઉલ લખે છે કે, "એક દેવ, એટલે બાપ છે, જેનાથી સર્વ છે, ને આપણે તેને સારૂ છીએ; ને એક પ્રભુ એટલે ઇસુ ખ્રીસ્ત છે, જેને સારૂ સર્વ છે, ને આપણે પણ તેને આસરે છીએ." એ ઉપરથી માલમ પડે છે કે દેવ બાપ સર્વનો કર્તા છે ને આપણે તેને અર્થે છીએ, પરંતુ ખ્રીસ્તને અર્થે સર્વ છે ને તેનાથી આપણે સૃજાયા હતા. વળી ૧ કરીં. ૧૫; ૨૪–૨૮ માં સમાયલી વાતથી જણાય છે કે બાપે પુત્રને રાજ્યાધિકાર સ્થાપવાનું કામ આપ્યું છે પરંતુ અંતે દેવપુત્ર બધું પોતાને આધીન કરીને ઇશ્વરપિતાને રાજ્ય પાછું સોંપી દઇને પોતે દેવને આધીન થશે, એ સારૂ કે દેવ સર્વમાં સર્વ થાય. માટે બધું ખ્રીસ્ત વડે તેમ તેને અર્થે થયું છે, એવું પાઉલના એક સર્વમાન્ય પત્રને આધારે માનવું જોઇએ, તેથી સિદ્ધ થાય છે કે તે બાબત આ પત્ર વિષે વાંધો લેવાનું કારણ નથી. સૃષ્ટિમાં ખ્રીસ્તના અધિકાર ઉપર આમાં વિશેષ ભાર મૂકેલો, એ કેવળ પાખંડી બોધનું ખંડન કરી કલોસ્સીઓનો સંબંધ શિરપતિ સાથે અખંડ રાખવાને અર્થે છે. બાકી પાઉલનાં લખાણમાં સદરહુ અધિકાર વિષેનું શિક્ષણ નવીન નથી.

વળી ખ્રીસ્તના કરેલા તારણ વિષે તથા તારણ પામવાનાં સાધન વિષે આ પત્રમાં સ્પષ્ટ સૂચનાઓ છે. તેનામાં પાપની માફી છે; તેના વધસ્તંભ પર વહેવડાયલા લોહીથી શાંતિ તથા મિલાપ થાય છે, માટે તારણના સાધન તરીકે નયમશાસ્ત્રના વિધિઓની સમાપ્તિ થયલી જાણવી (૧; ૧૪, ૨૦, ૨૧: ૨; ૧૪). વળી ખ્રીસ્તની સાથે સંગત કરવાથી પાપ સંબંધે મરણ તેમજ ન્યાયીપણા સંબંધે ઉત્થાન થાય છે (૨; ૧૧-૧૩: ૩; ૧-૭), એ શિક્ષણ રૂમીઓના પત્રમાં કરેલા બોધને મળતુંજ છે. દેવના ન્યાયીપણા વિષે તથા વિશ્વાસ વિષેની સવિસ્તર વાત રૂમીઓમાં સમાયલી છે તેવી વાત કલોસ્સીઓમાં કરેલી નથી, એનું કારણ એટલુંજ છે કે આ પત્રનો વિષય જુદો છે. નિયમની કરણીઓ વિષેની તકરારનો ફેંસલો થઇ ચુક્યો હતો, પણ હવે દૂતોની સેવા, ગૂઢ જ્ઞાન તથા વૈરાગ્યયુક્ત દેહદમનની વાતની વિરૂદ્ધ લખવાની જરૂર પડે છે. એમ છતાં આ પત્રની રચના રૂમીઓમાં સમાયલી અચળ પાયારૂપી દલીલો પર સ્થપાયલી છે, એ નિઃસંદેહ છે. વિશ્વાસ વિષે જે સૂચનાઓ આ પત્રમાં આવે છે તે તપાસવાથી માલમ પડે છે કે કલોસ્સીઓના વિશ્વાસ વિષે સાંભળીને પ્રેરિત હરખ કરતો (૧; ૩); ખ્રીસ્તની આગળ પવિત્ર, નિષ્કલંક તથા નિર્દોષ એવા રજુ થવાની સરત વિશ્વાસ છે, માટે તેમાં જાણે પાયો ઘાલીને દૃઢ રહેવું (૧; ૨૩); ખ્રીસ્ત પ્રત્યે કલોસ્સેના ખ્રીસ્તીઓના વિશ્વાસની સુદૃઢતા જોવા માટે પાઉલ આત્મામાં તેઓ મધ્યે હાજર હતો (૨;૫); જે શુદ્ધ શિક્ષણ તેઓ પામ્યા તે મુજબ વિશ્વાસમાં સ્થિર કરાઇને ખ્રીસ્તમાં યોગ્ય વર્તણુક ચલાવવી જોઇએ (૨; ૭); ખ્રીસ્ત સાથે આત્મિક ઉત્થાન પામવા સારૂ તેને કબરમાંથી ઉઠાડનાર દેવની પ્રેરકશક્તિ પર વિશ્વાસ કરવાની જરૂર છે (૨; ૧૨). આવી વિશ્વાસ વિષેની વાત રૂમીઓના પત્રના બોધને મળતીજ છે. ખ્રીસ્તની વાત માનીને તેના પર તારણને અર્થે ભરોસો રાખવો, કેવળ એમ નહિ પણ તેની સંગતમાં રહેવું, એ પાઉલના બોધ મુજબ જીવવંત વિશ્વાસ કહેવાય, ને તેવાજ વિશ્વાસની સ્પષ્ટ સૂચનાઓ આ પત્રમાં આવે છે.

(ड.) "એફેસીઓને પત્ર" ની વાતને આ પત્રનો બોધ મળતો હોવાથી તે પાઉલનો લખેલો નજ મનાય, એવી દલીલ પણ કરવામાં આવે છે.

એફેસીઓને લખેલા પત્રનો નકાર કરનારાઓ તે પત્ર સાથેના મળતાપણાને લીધે આ પત્રની ઘણી વાતોનો પણ નકાર કરે, એ આશ્ચર્યકારક નથી, કેમકે બેઉ પત્રનો અન્યોન્ય સંબંધ નિર્વિવાદજ છે (જુઓ એફેસીઓને પત્રનો ખુલાસો પૃષ્ઠ ૨૫-૨૭). પરંતુ બીજે પક્ષે સદરહુ મળતાપણું એફેસીઓના પત્રના સ્વીકારનારાઓને આ પત્રની સત્યતા વિષે વધતી ખાતરી પમાડે છે. એફેસીઓને લખેલા પત્રનાં સંબંધમાં જે વાંધાઓ લેવામાં આવ્યા છે તે વજનદાર નથી, એમ તે પત્રનાં ખુલાસાની પ્રસ્તાવના જોયાથી માલમ પડશે. બન્ને પત્રો એકે વખતે લખેલા હતા

માટે તેમાં મળતાપણું હોયજ, છતાં આ પત્ર પાખંડી મતનું ખાસ ખંડન કરવા સારૂ અમુક સ્થાનિક મંડળી પર લખેલો જણાય છે, ને એફેસીઓને પત્ર સામાન્ય પત્ર તરીકે અનેક મંડળીઓ પર મોકલવામાં આવ્યો, તે કારણથી કંઇક પ્રાસંગિક ભિન્નતા પણ જણાય, એ સ્વાભાવિકજ છે.

કલોસ્સીઓ પર પાઉલે ટુંકો પત્ર લખ્યો ને તેનો પછીથી વધારો થયો, એ મત હોલ્ટ્સમાન નામે જર્મનીના એક વિદ્વાને ઇ. સ. ૧૮૭૨ માં પ્રગટ કર્યો. તેણે જે ભાગનો નકાર કર્યો તે મુખ્યત્વે કરીને ૧; ૬ (ઉત્તરાર્ધ), ૯ (ઉત્તરાર્ધ), ૧૧, ૧૨, ૧૪-૧૮, ૨૪, ૨૬-૨૮ : ૨ ; ૨ ( ઉત્તરાર્ધ), ૩, ૧૦, ૧૫, ૧૭, ૧૮ (પૂર્વાર્ધ), ૧૯, ૨૨ (ઉત્તરાર્ધ), ૨૩ (પૂર્વાર્ધ) : ૩ ; ૧, ૨, ૪-૧૧, ૧૪-૧૬, ૧૮-૨૫ : ૪; ૧, ૯, ૧૫-૧૭—એટલા છે. તે સિવાય ઘણાં વાક્યોના કંઇક ભાગ નકાર્યા છે, પરંતુ ઉપર સૂચવેલાં વાક્યો બાદ કરીને પત્ર વાંચીએ તો સદરહુ મત મુજબ પત્રમાં કેવો અસંબંધ દેખાય, એની ખાતરી થશે. એવો અસંબદ્ધ પત્ર પાઉલ કોઇ મંડળી પર લખી મોકલે, અથવા તો એવો ઠુંઠારૂપી પત્ર લઇને પાઉલનો કોઇ અનુયાયી હાલનો અખંડ તથા જીવવંત પત્ર બનાવી શકે, એ કેવળ અશક્ય લાગે છે. પાઉલની કલમ પાઉલને હાથે આવી લુલી નજ થાય, તેમ બીજાને હાથે આવી ચપલતાથી ઉપડે નહિ, એ નિશ્ચયપૂર્વક છે.

આ મતને ઝાઝો ટેકો મળ્યો નથી. જે વિદ્વાનો તેની ઝીણી તપાસ કરે છે તેઓ તેમાં ઘણો ફેરફાર કર્યા વગર રહેતા નથી. ઉદાહરણ,—ફૉન સોડન નામે જર્મનિના એક વિદ્વાન ટીકાકારે તેની તુલના કરી પહેલવહેલાં (ઇ. સ. ૧૮૮૫માં) ઉપર લખેલાં વાક્યોમાંનાં દશેકનો નકાર કરવાની સંમતિ આપી હતી, પરંતુ વધુ વિચાર કર્યાથી તેણે ઇ. સ. ૧૮૯૧ માં જણાવ્યું કે ૧ ; ૧૬ (ઉત્તરાર્ધ), ૧૭ કદાપિ કાઢીએ તો કઢાય, પણ તે સિવાય પત્રની તમામ વાત પાઉલની લખેલી છે, એમ માનવું સકારણ છે.

વિચાર કરતાં માલમ પડે છે કે પાઉલ કોઇ મંડળી પર પત્ર લખે તે અદૃશ્ય થાય, પરંતુ તેમાં ઉમેરો કરીને કોઇ પ્રેરિતને નામે મંડળીમાં નવો પત્ર પ્રગટાવે, ને સર્વત્ર મંડળીના બધા લોક તે પત્રને પાઉલનો લખેલો માને, એ કેવળ અસંભવિત છે. માટે ઉપર લખ્યા પ્રમાણે જેઓ આ પત્રના અમુક ભાગ પાઉલના લખેલા માને છે, તેઓએ એ પણ માનવું કે આખો પત્ર પાઉલનોજ હોવો જોઇએ.

છેલ્લે, આ પત્રની સત્યતા દર્શાવનારી એક વજનદાર દલીલ ભણી વાંચનારાઓનું ધ્યાન ખેંચવાથી વધતી ખાતરી થાય, એવું દીસે છે. ફિલેમોનને લખેલા પત્ર સાથે આનો ગાઢ સંબંધ સિદ્ધજ છે. ઓનેસીમસની વાત બંને પત્રોમાં આવે છે, યુસ્તસ સિવાય બીજા બધા સલામ લખાવનારા ભાઇઓ બંને

પત્રોમાં એનેએજ છે, ને આર્ખિપ્પસનું નામ બંનેમાં મળે છે. આવી મળતી વાતોને લીધે બંને પત્રો એકજ કર્તાના તથા એકજ સમયના માલમ પડે છે. પરંતુ ફિલેમોનનો પત્ર પાઉલનો લખેલો છે, એ નિઃસંદેહ છે. કોઇ ધૂર્ત માણસ પાઉલનું નામ લઇને એવો પત્ર લખે એ કેવળ અચિંત્ય છે. વળી કોઇ ધૂર્ત લખવા બેસે તો યુસ્તસનું નામ બંને પત્રોમાં આવે, તેમજ પાઉલના સાથી બંદીવાનનું એનેએજ નામ આવે (જુઓ ૪; ૧૦, ૧૧. ફિલે. ૨૩, ૨૪). માટે જેમ આ પત્રથી એફેસીઓને પત્રને ટેકો મળે છે તેમજ ફિલેમોનના પત્રથી આને ટેકો મળે છે. ત્રણે પત્રો સાથે જોડાયલા છે, "ને ત્રેવડી વણેલી દોરી જલદી તુટતી નથી." ત્રણે પત્રો પાઉલ પ્રેરિતના લખેલા છે, એ જે પુરાતન કાળથી સાર્વત્રિક મંડળીનું માનવું છે તે ખરૂં છે, એવી નિશ્ચયતા પામીને આપણે આ પત્રોનો નિત્ય સદુપયોગ કરવો જોઇએ.

## સ્થળ તથા સમય વિષે.

એફેસીઓના ખુલાસાની પ્રસ્તાવનામાં આ બાબત જે વિવેચન કર્યું છે તે જુઓ (પૃષ્ઠ ૧૬–૧૮). આ પત્ર લખતી વેળાએ પાઉલ કેદી હતો, એ ૪; ૩, ૧૮ ઉપરથી જણાય છે. ત્રીજી મુસાફરી પુરી કરીને યરૂશાલેમમાં આવ્યા પછી તે રૂમી સિપાઇઓને હવાલે થયો (પ્રે. કૃ. ૨૧; ૩૩), ને યહુદીઓનાં કાવતરાંને લીધે તેને સલામતીને અર્થે કાઇસારીઆમાં મોકલવામાં આવ્યો. ત્યાં તેણે બે વરસ ગાળ્યાં (પ્રે. કૃ. ૨૪; ૨૭), ને પછી અહિં મને દાદ ને મળશે એમ ધારીને તેણે રૂમની બાદશાહી અદાલતમાં અપીલ કરી, તેથી તેને રૂમ મોકલવામાં આવ્યો. ત્યાં પણ તે બે વરસ કાચી કેદમાં રહ્યો (પ્રે. કૃ. ૨૮; ૩૦). તે દરમિયાન, એટલે કાઇસારીઆમાં નહિ તો રૂમમાં, તેણે આ પત્ર લખ્યો એ નિર્વિવાદ છે. હવે કાઇસારીઆમાં તો નહિ પણ રૂમમાં રહીને તેણે આ પત્ર લખ્યો એમ માનવાનાં મુખ્ય કારણ નીચે મુજબ છે:—

(क) કાઇસારીઆમાં રહેતો ત્યારે હું છુટીને રૂમ થઇને સ્પેન સુધી સુવાર્તા પ્રગટ કરવા જઇશ, એવો પહેલવહેલો તેનો ઠરાવ હશે (જુઓ રૂમી ૧૫; ૨૮); પણ પછીથી જ્યારે તેણે ફેલીક્સનો લાલચુ સ્વભાવ પારખ્યો (પ્રે. કૃ. ૨૪; ૨૬) ત્યારે જરૂર જણાય તો અપીલ કરી કેદી તરીકે રૂમ જઇશ, એવો તેણે નિશ્ચય કર્યો લાગે છે, માટે વહેલો મોડો કાઇસારીઆમાં જો પત્ર લખ્યો હોત તો છુટીને કલોસ્સે આવવાનો ઇરાદો ન સૂચવત, એ સિદ્ધ છે (જુઓ ફિલે. ૨૨).

(ख) વળી આ વેળાએ પાઉલે કેદમાં રહેતાં ઓનેસીમસને બોધ કરી તેને મંડળીમાં દાખલ કર્યો હતો એમ જણાય છે (ફિલે. ૧૦, ૧૧).

હવે નાસી ગયલો ગુલામ રૂમ જેવા મોટા શહેરમાં સંતાઇ જાય, એટલુંજ નહિ પણ રૂમમાં પાઉલ પોતાના ભાડાંના ઘરની અંદર પહેરામાં રહેતો તેથી ત્યાં ઓનેસીમસ તેની મુલાકાત સહજ કરી શકે, તથાપિ કાઇસારીઆમાં પાઉલ પહેરેગીરની કોટડીમાં રહેતો ને કેવળ તેના ખાસ સાથીઓ તેની પાસે જવા પામતા, એવું જણાય છે (પ્રે. કૃ. ૨૪; ૨૩).

આવાં કારણથી આ પત્ર લખવાનું સ્થળ રૂમ હતું એવું અનુમાન કરાય છે.

હવે આ વખતે પાઉલ ઇ. સ. ૬૧ થી તે ૬૩ સુધી* રૂમમાં રહ્યો તેથી તે દરમિયાન તેણે આ પત્ર લખ્યો એમ માનવું. ફિલિપીઓને લખેલા પત્રને આ પત્ર સાથે સરખાવતાં આ પછીથી લખેલો સંભવે છે, માટે કલોસ્સીઓને પત્રને લખવાનો સમય આસરે ઇ. સ. ૬૩† હોવો જોઇએ, એમ માનવું સકારણ છે.

### પ્રસંગ તથા પ્રયોજન વિષે.

એપાફ્રાસે રૂમમાં આવીને પાઉલને કલોસ્સૈની આજુબાજુની મંડળીઓની ખબર આપી હતી, એ ૧; ૭, ૮ ઉપરથી જણાય છે. તે ખબર કેટલેક અંશે સંતોષકારક હતી, તે માટે પાઉલ ઇશ્વરની ઉપકારસ્તુતિ કરે છે (૧; ૩-૬). પરંતુ કલોસ્સૈમાં આવેલા પાખંડી બોધકોની તથા તેમણે પ્રગટ કરેલા શિક્ષણની ખબર જાણીને પાઉલને સદરહુ ફેલાતા પાખંડનું ખંડન કરનારો પત્ર આ મંડળી પર લખવાની જરૂર જણાઇ. ફ્રુગીઆના લોકનાં મનની અસ્થિરતા પાઉલ અગાઉથી જાણતો હશે; વળી આ નવા મતના મનોહર બોધની અસરથી મંડળીના લોક અસત્ય ભણી આકર્ષાઇને બાહ્યક્રિયાઓ તથા દેહદમનરૂપી "જગતનાં મૂળતત્ત્વો" વિષેના કેટલાક વિધિઓને આધીન થાય છે (૨; ૨૦, ૨૧), તેથી તેઓ પાખંડીઓની પેઠે ખરૂં તત્ત્વ મૂકીને પડછાયાની પાછળ દોડશે ને શિર સાથેનો સંબંધ તોડીને છેવટે દૂતોની સેવા કરનારા વૈરાગી સમાન થઇ જશે એવો સંભવ છે, એમ હમણાં જાણ્યું. માટે આ પત્ર લખીને, ને વળી આશીઆની મંડળીઓના આત્મિક પોષણાર્થે સામાન્ય પત્ર લખીને, તેણે બંને પત્રો આશીઆના તુખીકસ સાથે રવાને કર્યા. ફિલેમોન પર ખાનગી કાગળ લખીને તેણે તુખીકસ સાથે ઓનેસીમસને પણ કલોસ્સૈ મોકલી દીધો.

### પત્રમાં સમાયલા શિક્ષણ વિષે.

ઉપર લખેલી વાતથી આ પત્રનો ખાસ બોધ સમજાશે. હાનિકારક પાખંડની હકીકત એપાફ્રાસે આપી તે મનમાં રાખીને પાઉલ બતાવે છે કે ખ્રીસ્ત

---

*હાલ કેટલાકનું એવું માનવું થયું છે કે ઇ. સ. ૫૯ થી તે ૬૧ સુધીમાં પાઉલ રૂમમાં બંદીવાન હતો.

†નવી ગણના પ્રમાણે ઇ. સ. ૬૧.

આખી સૃષ્ટિનો તેમજ મંડળીનો શિરપતિ છે, માટે તેની સાથેનો સંબંધ રાખવાથીજ કલ્યાણ છે. તે સિવાય બીજા કોઇ મધ્યસ્થની જરૂર નથી, એટલુંજ નહિ પણ તેની સંગતમાં ન રહીએ તો જીવન તથા પરાક્રમના ભંડારથી જુદા કરાઇને બળહીન તથા બુદ્ધિહીન થવાની વાર નથી.

પાઉલની સાધારણ રીત મુજબ પત્રના બે મુખ્ય વિભાગ જણાય છે. પહેલા ભાગમાં (અધ્ય. ૧ તથા ૨ માં) શ્રદ્ધા વિષેની વાત કરતાં પ્રેરિત પાખંડી મતનું ખંડન કરે છે. બીજા ભાગમાં (અધ્ય. ૩ તથા ૪ માં) વ્યાવહારિક બોધ સમાયલો છે.

પ્રસ્તાવના સાથે પહેલા વિભાગનો સંબંધ નિકટ છે. કલોસ્સીઓના હકમાં પ્રાર્થના કરતાં પ્રેરિત ઇશ્વરની ઉપકારસ્તુતિ કરે છે કે તેણે તેમને અંધકારની સત્તા તળેથી છોડાવીને તેના પ્રિય પુત્રના રાજ્યમાં દાખલ કીધા છે (૧ ; ૧૩) તે વાત ઉપરથી ખ્રીસ્તની શ્રેષ્ઠતાનું વર્ણન કરવામાં આવે છે, તે વર્ણન ખરેખર અપૂર્વ જણાય છે. ખ્રીસ્ત અદૃશ્ય દેવની પ્રતિમા, આખી સૃષ્ટિનો પ્રથમજનિત; સઘળી સૃષ્ટ વસ્તુઓ (હા, વિવિધ દરજ્જાના દૂતો પણ) તેને વડે તથા તેને અર્થે ઉત્પન્ન થયાં છે; તે શરીરરૂપી મંડળીનો શિરપતિ, આદિ, મુએલાંમાંથી પ્રથમજનિત, એવો છે. તેનામાં ઇશ્વરી પરિપૂર્ણતા રહેલી છે; તેના જીવાર્પણ વડે બાપની સાથે આકાશમાં તથા પૃથ્વીપરનાં સઘળાંનો મિલાપ કરાય છે—એવું ત્રાતાના મહત્વનું ગૌરવયુક્ત વર્ણન કરવામાં આવે છે (૧ ; ૧૨–૨૦).

ત્યાર પછી કલોસ્સીઓના અનુભવમાં આવેલી વાતને આધારે પાઉલ આવા મહાન શિરપતિને વળગી રહેવાની અગત્ય સૂચવે છે. ખ્રીસ્તના પ્રાયશ્ચિત્તકારક કામનું તેઓમાં એવું પરિણામ થયું હતું કે તેઓ જોકે પોતાનાં ભુંડાં કામને લીધે અગાઉ ઇશ્વરથી ભિન્ન થયલા વૈરી સમાન હતા તો પણ હાલ તેઓ ઇશ્વર સાથે મિલાપ પામ્યા છે. તે મિલાપનો શુભ હેતુ એવો છે કે તેઓ પ્રભુ આગળ પવિત્ર, નિષ્કલંક તથા નિર્દોષ, એવા પરિપૂર્ણ થાય. એ પરિપૂર્ણતા પામવાની સરત આ છે કે સાર્વજનિક સુવાર્ત્તામાં રહેલી આશાને વળગી રહીને તેઓ વિશ્વાસમાં સુદૃઢ રહે (૧ ; ૨૧–૨૩).

મંડળીના લોકના કરેલા અનુભવથી દૃઢ રહેવાનું ઉત્તેજન થાય છે, એટલુંજ નહિ પણ પ્રેરિતને સોંપેલા ખાસ સેવાકાર્યથી પણ ખ્રીસ્તને વળગી રહેવાનું કારણ મળી આવે છે. તેને સોંપેલી સેવા દેવનો મર્મ પ્રગટ કરવાની છે, તે મર્મ ગતકાળમાં ગુપ્ત રખાયલો હતો, પણ હમણાં સુવાર્ત્તા વડે સર્વ ખ્રીસ્તીઓની આગળ તેનું પ્રકટીકરણ કરવામાં આવે છે. ખ્રીસ્તની સંગત રાખનારા સર્વ લોકોને આ મર્મના મહિમાની સંપત્તિ જાહેર કરવામાં આવે છે,—તે "તમારામાં ખ્રીસ્ત, મહિમાની આશા" છે. એ અમૂલ્ય સંપત્તિ વહેંચી આપવાનું કામ પાઉલને

સોંપાયું છે, માટે તે નિત્ય શ્રમયુક્ત મહેનત સહિત સદ્જ્ઞાનનો બોધ કરીને સર્વને ખ્રીસ્તમાં પરિપૂર્ણ થયલા રજુ કરવાની કોશિશ કરે છે. એ કામ કરવાને લીધે જે કંઇ દુઃખ આવે, તેથી મારા દેહમાં ખ્રીસ્તની વિપત્તિઓ પુરી કરાય છે, એમ સમજીને તે કેદી છતાં હરખ કરે છે (૧; ૨૪–૨૯).

કલોસ્સેમાં પ્રસરતા પાખંડની ખબર સાંભળીને પાઉલ ચિંતાતુર થાય, એ સ્વાભાવિક હતું. પાખંડી બોધ વડે જે મર્મરૂપી "જ્ઞાન" પ્રગટ કરાય છે તે કૃત્રિમ છે, છતાં તે બોધ મનોહર હોવાથી ત્યાંના તેમજ આજુબાજુના ખ્રીસ્તીઓ છેતરાય, એવી બીતિના કારણથી પ્રેરિત જણાવે છે કે ખ્રીસ્ત પોતે દેવના મર્મરૂપ છે; તેનામાંજ સુબુદ્ધિ તથા સુજ્ઞાનના સઘળા ભંડાર ગુપ્ત રખાયલા છે, તેથી સમજણની પૂર્ણ નિશ્ચયતાની સર્વ સંપત્તિ પ્રાપ્ત કરવા સારૂ ખ્રીસ્ત પરના વિશ્વાસમાં દૃઢ રહેવું, મનમાં સબળ થવું ને પ્રીતિથી અભિન્ન જોડાયલા થવું. પોતે જાણે હાજર હોય તેવી રીતે પાઉલ તેમની સ્થિરતા પારખી જુએ છે, માટે જેમ ખ્રીસ્તને સ્વીકાર્યો તેમ તેની સંગતમાં રહીને ચાલવું;—તેનામાં જડ નાંખીને તથા સંસ્થાપિત થઇને, તેના વિષે પામેલા શિક્ષણ મુજબ વિશ્વાસમાં અચળ રહીને, દેવનો આભાર માનતાં માનતાં પ્રભુના સન્માર્ગમાં આગળ વધવું (૨; ૧–૭).

પછી પ્રેરિત પાખંડી બોધની સ્પષ્ટ ચેતવણીરૂપી ટીકા કરીને બતાવી આપે છે કે તેમાં જે "ફિલસુફી" કહેવાય છે તે તો કેવળ વ્યર્થ કપટ છે; તે ખ્રીસ્તાનુસાર નથી પણ માણસના સંપ્રદાય મુજબ તથા જગતનાં મૂળતત્વોરૂપી છોકરવાદીજ છે, માટે તેનો સ્વીકાર કરનારાઓ શિરપતિ સાથેનો સંબંધ તજનારા છે. એ જીવનદાયી સંબંધ કેમ તોડાય? ઇશ્વરની અખંડ પરિપૂર્ણતા તો ખ્રીસ્તમાંજ શરીરરૂપે સદા વસે છે, માટે તેનાજ ભરપુરપણાથી તેના લોકો ભરપુર કરાય છે, બીજી રીતે નહિ. દૂતોથી આવી આશીર્વાદિત પૂર્ણતા મળે એવી આશા રાખવી ફોકટ છે. ખ્રીસ્ત સર્વ અધિકાર તથા સત્તાનું શિર છે, માટે તેને તાબે દૂતો પણ રહેલા છે. હાથે કરેલી વ્યર્થ સુનતની વાત કરાય છે, તેની શી જરૂર? ખ્રીસ્તીઓ તો ખ્રીસ્તની ખરી સુનત પામેલા છે કે જેથી દૈહિક કામનો પુરો ત્યાગ કરવામાં આવે છે, એટલે જ્યારે તારનાર પર વિશ્વાસ કબૂલ કરીને તેઓ બાપ્તિસ્મા પામે છે ત્યારે તેની સંગત કરીને તઓ તેની સાથે પાપ વિષે મરણ પામીને દટાય છે, ને વળી ઇશ્વરના પરાક્રમ વડે તેની સાથે પણ ઉઠાડાય છે. માટે પાપરૂપી મરણથી છુટવાનો ઉપાય વિશ્વાસ વડે ખ્રીસ્તની સંગત કરવી, એ છે. તેના કરેલા પ્રાયશ્ચિત વડેજ ઇશ્વર જુની બેસુનતી સ્થિતિમાં કરેલા સઘળા અપરાધોની માફી આપે છે, કેમકે તે પ્રાયશ્ચિત થતાંજ તેણે નિયમની સમાપ્તિ કરીને તેને લગતા પરાક્રમીઓનો અધિકાર પ્રગટ રીતે લઇ લીધો છે. માટે સિદ્ધ છે કે નિયમના કોઇ વિધિ કે કોઇ મધ્યસ્થી કરનાર દૂત પર તો નહિ પણ ખ્રીસ્ત પર આધાર રાખવાથી આત્મિક જીવન તથા પરિપૂર્ણતા પ્રાપ્ત થાય છે (૨; ૮–૧૫).

ઉપર આપેલી દલીલના કારણથી નિશ્ચે જાણવું કે ખાવા પીવા વિષે કે પર્વો પાળવા વિષે કોઇને ખ્રીસ્તીઓનો દોષ કાઢવાનો અધિકાર નથી. એ બધી વાત કેવળ પડછાયારૂપ છે. તે તો અગાઉથી ખ્રીસ્તનું આવવું તથા ખ્રીસ્તનું કામ સૂચવતી, પરંતુ હાલ ખ્રીસ્ત પોતે આવ્યો છે, માટે આવી છાયારૂપી વાત પર ધ્યાન આપવાની જરૂર રહી નથી. પાખંડી બોધકો દૂતોની સેવા કરતાં કૃત્રિમ નમ્રતા બતાવે છે, વળી દર્શન જોયાની વાત કરે છે, તે કારણથી વિશ્વાસીઓની આગળ મૂકેલી દોડ છોડી દઇને ઉપરના તેડાનું ઇનામ ખોઇ બેસવું નહિ. તે લોકનું મન દૈહિકજ છે, તેઓ નમ્રતાનો ડોળ દેખાડે છે, પરંતુ પોતાના જ્ઞાન વિષે ફુલાઇ જાય છે. તેઓ ખ્રીસ્તની સંગતમાં રહેતા નથી, માટે શિરથી જે જીવન તથા કૌવત આખા શરીરને એવી રીતે મળે છે કે તે દેવની વૃદ્ધિથી વધે છે તે જીવન તથા કૌવત તેઓમાં છેજ નહિ. તેઓના દાખલાથી શિરને છોડી દેવાથી કેવી હાનિ થાય છે તે સમજીને મંડળીના સભાસદોએ તેઓનો બોધ તજીને ખ્રીસ્ત જે શિર તેને વળગી રહેવું (૨; ૧૬–૧૯).

તમે ખ્રીસ્ત સાથેની સંગતમાં આવીને જગત સાથેનો સંબંધ તોડ્યા હતો, તો હવે આ બોધકોની વાત માનીને, તમે જાણે હજુ જગતમાં હો તે પ્રમાણે, કેમ વૈરાગ્યવૃત્તિના વિધિઓને આધિન થઇને કેટલાંક વાનાં અશુદ્ધ ગણતાં તે વિષે પરહેજગાર થઇને દેહદમન કરવા ધારો છો? એ સવાલ પુછીને પ્રેરિત બતાવે છે કે (૧) આવાં વાનાં વપરાતાંજ નાશ પામે છે માટે તે શુદ્ધાશુદ્ધ કરી શકનાર નથી; (૨) આ વિધિઓ માણસના છે, ઇશ્વરના નથી; (૩) દૂતોની સ્વેચ્છિત સેવા, કૃત્રિમ નમ્રતા, તથા દેહદમન એ સર્વમાં જ્ઞાન કહેવાય છે, પણ તે જ્ઞાન માત્ર નામનું છે; (૪) એવી વાતો દેહના વિકારને પ્રતિબંધ કરવા સારૂ કેવળ નિરૂપયોગી છે,—એ કારણોને લીધે ખ્રીસ્તીઓએ આવા ઉપદેશને વશ થવું નહિ (૨; ૨૦–૨૩).

બીજા વિભાગની શરૂઆતમાં પાઉલ આત્મિક સુધારાનો ખરો માર્ગ બતાવે છે. ખ્રીસ્ત સાથે ખ્રીસ્તીઓ ઉઠાડાયલા છે, માટે ખ્રીસ્ત જ્યાં છે ત્યાંનાં આકાશી વાનાં શોધતાં તેમાંજ મન પરોવવાં. વિશ્વાસીઓનું ખરૂં જીવન ખ્રીસ્તસહિત ઇશ્વરમાં ગુપ્ત રખાયલું છે, ને ખ્રીસ્ત પ્રગટ થશે ત્યારે એ જીવન મહિમાવાન જણાશે. તેથી જગતમાં થતાં અશુદ્ધ કામ છેક તજી દેવાં—જાણે પૃથ્વી પરના દૈહિક અવયવો મારીજ નાખવા. ભુંડાઇને લીધે ઇશ્વરનો કોપ અણકહ્યાગરા અવિશ્વાસીઓ પર આવે છે, એ આગલી જીંદગીની ભુંડાઇ સાથે હવેથી કોઇ પ્રકારનો સંબંધ નજ રખાય, માટે જુનું માણસપણું ઉતારીને નવું માણસપણું પહેરી લેવું. તે નવું માણસપણું દેવની પ્રતિમા પ્રમાણે જ્ઞાનપ્રાપ્તિને અર્થે નિત્ય નવીનકરણ પામતું જાય છે, ને તે હરકોઇ પ્રકારના માણસને માટે છે. માટે આ

સાર્વજનિક શુદ્ધ કરનારા ઉપાયનો ઉપયોગ કરીને ખ્રીસ્તની સંગતમાં રહેવું (૩; ૧-૧૧).

જુનાં ગંદાં વસ્ત્ર કાઢીને કેવાં શુભ વસ્ત્ર પહેરવાં તેની વિગત આપવામાં આવે છે. એ વસ્ત્ર દેવના પવિત્ર તથા વહાલા પસંદ કરેલાઓને શોભે તેવાં છે. દયા, પરોપકાર, નમ્રતા, વિનય, સહનશીલતા, ખામોશી તથા ક્ષમા, એવાં સદ્‌ગુણરૂપી વસ્ત્રો પહેરીને તે સર્વ ઉપર પ્રીતિ જે સંપૂર્ણતાના બંધનરૂપ છે તે પહેરી લેવી. ખ્રીસ્તની શાંતિ મનમાં બધી વાતનો નિર્ણય કરનાર પ્રમુખ થાય; ખ્રીસ્તની વાત સર્વ પ્રકારની સુબુદ્ધિએ મનમાં પુષ્કળતાથી રહે, ને વળી ઇશ્વરની ઉપકારસ્તુતિને અર્થે તથા ભાઇઓના શિક્ષણને અર્થે હૃદયમાંથી કંઠદ્વારા નીકળી આવે; દરેક વાત બોલતાં તથા દરેક કામ કરતાં ઇસુને નામે બધું થાય, એવી રીત રાખીને ખ્રીસ્તને આસરે ઇશ્વર પિતાની ઉપકારસ્તુતિ કરવી જોઇએ (૩; ૧૨-૧૭).

પછી કૌટુંબિક ફરજો જણાવવામાં આવે છે. પતિ પત્નીઓને, માબાપ છોકરાંને તેમજ શેઠ તથા ચાકરને ઘટતો બોધ આપીને પ્રેરિત બતાવે છે કે ખ્રીસ્તની સંગતમાં રહીને અન્યોન્ય ફરજો અદા કરવી. સર્વના પ્રભુ પાસે પક્ષપાત નથી, તે સર્વને યોગ્ય બદલો આપનાર છે, એમ જાણીને તેની સેવા કરવી, એવો બોધ દાસ તથા ધણીઓને આપવામાં આવે છે (૩; ૧૮—૪; ૧).

પ્રાર્થના કરવાની આજ્ઞા આપીને પાઉલ ખાસ રૂમમાંના સુવાર્તિકોના કામ વિષે વિનંતી કરવાનું ફરમાવે છે. પછી અવિશ્વાસી લોકના સંબંધમાં સુબુદ્ધિએ ચાલીને તેઓમાં ખ્રીસ્તનું કામ કરવાની દરેક તકનો ઉપયોગ કરવાની સૂચના આપે છે. વળી કૃપાસહિત, સલુણી વાત હમેશ કરવાની જરૂર જણાવીને તે પત્રનો ખાસ બોધ સમાપ્ત કરે છે (૪; ૨-૬).

ઉપોદ્‌ઘાતમાં તુખીકસ તથા ઓનેસીમસ વિષે ભલામણ કરવામાં આવે છે. પછી ત્રણ યહુદી ખ્રીસ્તીઓ તથા ત્રણ વિદેશી ખ્રીસ્તીઓ સલામ લખાવે છે. યહુદી ખ્રીસ્તીઓમાં યોહાન માર્ક છે, ને વિદેશી ખ્રીસ્તીઓમાં એપાફ્રાસ તથા લુક છે. એપાફ્રાસ લુકસ નદીના પ્રદેશની મંડળીઓના હિતાર્થે પ્રાર્થનામાં કેટલું બધું કષ્ટ કરે છે તે વિષે પાઉલ ખાતરીપૂર્વક સાક્ષી આપે છે. પછી લાઓદીકીઆના ભાઇઓને તથા નુમફાસને સલામ લખીને તે આર્ખિપ્પસ પર ચેતવણીરૂપી સંદેશો મોકલે છે, ને પોતાને હાથે સલામ તથા "મારાં બંધનો યાદ રાખજો" લખીને ટુંકા આશીર્વચન સહિત પત્ર સમાપ્ત કરે છે.

### બીજાં પુસ્તકો સાથે આ પત્રનો સંબંધ.

એફેસીઓને લખેલા પત્ર સાથે આ પત્રનો ગાઢ સંબંધ છે તે સદરહુ પત્રના ખુલાસામાં (પૃષ્ઠ ૨૫-૨૭) આપેલા સવિસ્તર મુકાબલાની વિગત જોવાથી

માલમ પડશે, માટે તે વિષે અત્ર લખવાની જરૂર નથી. ફિલિપીઓને લખેલા પત્ર સાથે આનો મુકાબલો કરતાં માલમ પડે છે કે ઘણા શબ્દો તથા કેટલાક વિચારો બેઉમાં સામાન્ય છે. એ આશ્ચર્યકારક નથી, કેમકે આ સમયે રૂમમાં બંદીવાન રહીને પાઉલે બન્ને પત્રો લખ્યા જણાય છે. પ્રકટીકરણના ત્રીજા અધ્યાયમાં લાઓદીકીઆની મંડળી પર લખેલા પત્રની કેટલીએક વાત આ પત્રને મળતી આવે છે તે નીચે મુજબ:—

ખ્રીસ્ત સૃષ્ટિનો પ્રથમજ છે તે વિષે કલો. ૧ ; ૧૫, ૧૮ સાથે સરખાવો પ્રક. ૩ ; ૧૪
ખ્રીસ્ત પાપને હરાવીને રાજ્યાસન
પર બિરાજમાન થયો „ ૩ ; ૧ „ „ ૩ ; ૨૧.
મંડળીના અધ્યક્ષને આપેલી ચેતવણી „ ૪ ; ૧૭ „ „ ૩ ; ૧૯.
તે ઉપરથી કેટલાકનું એવું ધારવું છે કે યોહાન પ્રેરિતે આ પત્ર વાંચ્યો હશે. વાંચ્યો તો હશે, પરંતુ ઉપર આપેલા મુકાબલાથી એવું અનુમાન કરવું સકારણ જણાતું નથી.

## આ પત્ર પરથી ગુજરાતની મંડળીને બંધબેસ્તો બોધ.

આ પત્રમાં સમાયલો બોધ ગુજરાતમાંની ખ્રીસ્તી મંડળીને માટે ખાસ ઉપયોગી લાગે છે. હિંદુ લોકનાં દેવદેવીઓ, જૈનલોકના તિર્થંકરો, પારસીઓના અમશાસ્પંદાદિ પરાક્રમીઓ તથા મુસલમાનોના માનીતા પીર સાહેબો, એ સર્વની સેવા આપણી આસપાસ થાય છે, માટે વખતોવખત કાચા વિશ્વાસીઓ સ્વેચ્છિત સેવાના ફાંદામાં સપડાય, એવો સંભવ રહે છે. પરંતુ પાઉલના આ પત્રમાં આવેલા બોધથી ખ્રીસ્તની પરિપૂર્ણતા વિષે સુનિશ્ચિત થઇને ખ્રીસ્તીઓએ એવા મનકલ્પિત મિથ્યા "પરાક્રમીઓ" ની વાત તજી દઇને ખ્રીસ્તને વળગી રહેવું, કેવળ એમ નહિ પણ એવાંને માનનારાઓને ખાતરીપૂર્વક રીતે ખ્રીસ્તની શ્રેષ્ઠતા તથા પરિપૂર્ણતા જાહેર કરવી. ઘણીજ દિલગીરી સહિત જોઇએ છીએ કે ગુજરાતની ખ્રીસ્તી મંડળીની એક શાખામાં સંતોનાં નામ પ્રાર્થનામાં લેવાય છે. પુરાતન તેમજ અર્વાચીન મંડળીમાં થઇ ગયલા સંતોને માનયોગ્ય તો ગણવા, તથાપિ ઇશ્વરસેવામાં ખ્રીસ્ત સિવાય બીજો મધ્યસ્થ નથી, માટે તેની મધ્યસ્થાની પરિપૂર્ણતા ભૂલીને બીજા કોઇ કહેવાતા મધ્યસ્થનું નામ લેનારાઓ, તો શિરથી જુદા થઇને ખ્રીસ્તનું અપમાન તથા પોતાનું નુકસાન કરે છે. આ વર્જ્ય રીતમાં કેવળ કૃત્રિમ નમ્રતા છે,—ગમે તેવો પાપી હોય તો પણ હરવખતે ખ્રીસ્તને આસરે તે પુરી હિમ્મતથી ઇશ્વરની હજુરમાં પ્રવેશ કરી શકે છે.

વળી જ્ઞાનખંડના ઘણા ભાવિકો ગુજરાતમાં છે. તેઓ જ્ઞાનના શોધમાં પોતાના સર્વસ્વનો વ્યય કરે છે, નહિ તો જ્ઞાન પામ્યાનો ડોળ કરીને ફુલાઇ જાય છે. ઘણાં મંડળો તથા સંસ્થાઓ જ્ઞાનપ્રાપ્તિને સારૂ સ્થપાય છે; તે મોટાં

વસ્તીવાળાં શહેરોમાં જણાય છે, કેવળ એમ નહિ પણ ઠેકાણે ઠેકાણે નાનાં ગામોમાં પણ મળે છે. એથી હિંદુ ધર્મના સંપ્રદાય વિષે લોકનો કંઇક અસંતોષ તો સાબિત થાય છે, પરંતુ સદ્દ્જ્ઞાન શોધનારના વ્યર્થ શ્રમ જોઇને દયા ઉપજે એવો આ પ્રવૃત્તિનો દેખાવ લાગે છે. ખ્રીસ્તમાં પુરેપુરૂં જ્ઞાન છે, ખ્રીસ્તથી ઇશ્વરના ગુપ્ત રખાયલા મર્મનું પ્રકટીકરણ થાય છે, એવી આ પત્રના બોધથી ખાતરી પામીને ખ્રીસ્તીઓએ તે જ્ઞાનમાં વધવું તથા પોતાનાં સુકૃત્યો વડે તે જ્ઞાનનું શુભ પરિણામ દેખાડી આપવું એ સારૂ કે આ જમાનામાં તેઓ વડે આ જ્ઞાન બધે યોગ્ય રીતે પ્રગટ થાય. તે પ્રગટ કરવામાં ગમે તે શ્રમ કે દુઃખ વેઠવું પડે તો પણ હરખથી વેઠવું. ખ્રીસ્તે આપણે સારૂ ઓછું વેઠયું નથી, તો આપણે તેના કામમાં કેમ ન વેઠીએ?

દેહકષ્ટ વડે દૈહિક ઇચ્છાઓ દબાવવા યત્ન કરનારા અનેક ભક્તો છચોક ફરે છે, તે ઉપરાંત ગુજરાતના ઘણાખરા લોકો બાહ્યશુદ્ધિ શોધતાં ખાવાપીવા ઇત્ય. વાતોના સંબંધમાં અતિશય વહેમી થઇ ગએલા જણાય છે. એવો વહેમ લેશમાત્ર ગુજરાતના ખ્રીસ્તીઓમાં નથી, એમ ન કહેવાય. "જગતનાં મૂળ-તત્ત્વો" ઉપર આધાર રાખીને ઘણાઓ "અડકવું નહિ," એ ભિન્નતા ઉત્તેજક બોધનો પુરો ત્યાગ કરતા નથી. એવો બોધ પોતાને માટે નકારીને બીજાઓ આગળ તેની વ્યર્થતા સાબિત કરવાની ખાસ જરૂર છે. ખ્રીસ્ત જે શિર તેની સાથે આત્મિક સંગત રાખવાથી ખરી શુદ્ધતા થાય છે, તેનામાં રહીને જગત તથા તેની અશુદ્ધતાના સંબંધમાં મરણ પામ્યા છીએ, ને હવે ખ્રીસ્ત સાથે નવા જીવનમાં ચાલીએ છીએ; જુનું માણસપણું તજીને નવું માણસપણું ધારણ કર્યું છે; અમારૂં જીવન ખ્રીસ્ત સાથે દેવમાં ગુપ્ત છે માટે ઉપરનાં વાનાં શોધીને તે પર સવિશેષ ધ્યાન આપીએ છીએ,—એવું ખ્રીસ્તી લોકોએ પોતાની શુદ્ધ વર્તણુકથી નિત્ય જાહેર કરીને જગતના લોકોને ખરી શુદ્ધતાનો ઉત્તમ પ્રકાર તથા તેનું સાર્થક સાધન બતાવતાં તારનારની ગૌરવી શ્રેષ્ઠતા સાબિત કરી આપવાની દરેક તકનો સદુપયોગ કરવો.

આ પત્રનો અભ્યાસ કર્યાથી ઘણા શાસ્ત્રાભ્યાસીઓ પોતાના પડોસીઓ આગળ અધિક ભાવ તથા સમજણ સહિત ખ્રીસ્ત વિષેની સાક્ષી આપનારા નીવડે, એજ અભિલાષા છે.

---

# પત્રનું સંક્ષિપ્ત પૃથક્કરણ.

**૧; ૧-૧૪. પત્રની પ્રસ્તાવના.**

પદ ૧, ૨. ક્ષેમકુશળની વાત.

પદ ૩-૮. ઉપકારસ્તુતિ.

પદ ૯-૧૪. કલોસ્સીઓને સારૂ પ્રેરિતની પ્રાર્થના.

**૧; ૧૫-૪; ૬. પત્રની બોધરૂપી વાત.**

પહેલો વિભાગ. કલોસ્સેમાં પ્રસરતા પાખંડી મતનું ખંડન કરનારો વિવેચનરૂપી બોધ. ૧; ૧૫—૨; ૨૩.

(अ) ખ્રીસ્તની શ્રેષ્ઠતા દર્શક પ્રકરણ. ૧; ૧૫-૨૦.

(ક) સૃષ્ટિમાં ખ્રીસ્તની શ્રેષ્ઠતા. પદ ૧૫-૧૭

(ખ) મંડળીમાં ખ્રીસ્તની શ્રેષ્ઠતા. પદ ૧૮-૨૦.

(आ) કલોસ્સીઓને થયલા અનુભવ સૂચક પ્રકરણ. ૧; ૨૧-૨૩.

(इ) પ્રેરિતને સોંપેલા કારભારના માહાત્મ્ય દર્શક પ્રકરણ. ૧; ૨૪-૨૯.

(ई) મંડળીઓ વિષે ચિંતાદર્શક તથા તેમને ઉત્તેજનદાયક પ્રકરણ. ૨; ૧-૭.

(उ) પાખંડની વ્યર્થતા તથા ખ્રીસ્તની પરિપૂર્ણતાને આધારે કરેલી ચેતવણીદાયક પ્રકરણ. ૨; ૮-૧૫.

(ક) પાખંડી મત ખ્રીસ્તાનુસાર નથી. પદ ૮.

(ખ) માટે તે શ્રદ્ધાના સંબંધમાં અસત્ય છે. પદ ૯, ૧૦.

(ગ) તેમ વ્યવહાર વિષે પણ અસત્ય છે. પદ ૧૧-૧૫.

(ऊ) ખ્રીસ્તના કામની પરિપૂર્ણતાને આધારે કરેલા ખાસ પાખંડનું ખંડન કરનારા બોધરૂપી પ્રકરણ. ૨; ૧૬-૨૩.

(ક) બાહ્યક્રિયાઓ તથા દૂતોની સેવા નિષેધક બોધ. પદ ૧૬-૧૯.

(ખ) વૈરાગ્ય નિષેધક બોધ. પદ ૨૦-૨૩.

બીજો વિભાગ. પુનરૂત્થાન પામેલા ખ્રીસ્ત સાથેના સંબંધને આધારે કરેલો સદાચારણને લગતો વ્યાવહારિક બોધ. ૩; ૧—૪; ૬.

(अ) પવિત્ર જીવનવૃત્તિ રાખવી, એવી ખ્રીસ્તના જીવનના ભાગીદારને શિર રહેલી ફરજ. ૩; ૧-૧૭.

(ક) ખ્રીસ્ત સાથે ઉઠાડાઇને દૈહિક ભાવ તો નહિ પણ આત્મિક ભાવ રાખવો જોઇએ. પદ ૧—૪.

(ખ) દૈહિક જીવનવૃત્તિ તજી દઇને નવી જીવનવૃત્તિ ગ્રહણ કરવી જોઇએ. પદ ૫—૧૧.

(ગ) નવી જીવનવૃત્તિની વિગત. પદ ૧૨—૧૭.

(આ) કૌટુંબિક વ્યવહાર સૂચક બોધ. ૩; ૧૮-૪; ૧.

(ક) પતિ પત્નીની અન્યોન્ય ફરજ વિષે. ૩; ૧૮, ૧૯.

(ખ) માબાપ તથા છોકરાંની અન્યોન્ય ફરજ વિષે. ૩; ૨૦, ૨૧.

(ગ) ધણી તથા દાસની અન્યોન્ય ફરજ વિષે. ૩; ૨૨--૪; ૧.

(ઇ) પ્રાર્થના, સુબુદ્ધિમય ચાલ તથા કૃપાયુક્ત વાત કરવા વિષે ઉત્તેજનદાયક બોધ. ૪; ૨–૬.

**૪; ૭-૧૮. ઉપસંહાર.**

પદ ૭–૯. તુખીકસ તથા ઓનેસીમસ વિષે ભલામણ.

પદ ૧૦-૧૪. પાઉલના સાથીઓના ક્ષેમકુશળની વાત.

પદ ૧૫-૧૮. પાઉલના ક્ષેમકુશળ તથા સંદેશાની વાત. સમાપ્ત કરનારૂં આશીર્વચન.

---

# પત્રનું વિસ્તીર્ણ પૃથક્કરણ.

## ૧; ૧-૧૪. પત્રની પ્રસ્તાવના.

### પદ ૧, ૨. ક્ષેમકુશળની વાત.

કલોસ્સે શહેરમાંના વિશ્વાસીઓને પવિત્રો તથા ખ્રીસ્તમાં વિશ્વાસુ ભાઇઓ કહીને પાઉલ જે ઇશ્વરેચ્છા મુજબ ખ્રીસ્ત ઇસુનો પ્રેરિત થયો છે તે (ભાઇ તીમોથીનું નામ પોતાના નામ સાથે જોડીને) તેમના પર આ પત્ર લખતાં (૧) "તમને દેવ આપણા બાપથી કૃપા તથા શાંતિ થાઓ," એવું આશીર્વચન ઉચ્ચારે છે (૨).

### પદ ૩-૮. ઉપકારસ્તુતિ.

કલોસ્સીઓના વિશ્વાસ વિષે તેમ આકાશી વારસાની આશા રાખીને તેઓ સર્વ ખ્રીસ્તી ભાઇઓ પર જે પ્રેમ રાખે છે તેની ખબર સાંભળીને (૩) પાઉલ પ્રાર્થના કરતી વખતે હમેશ ઇશ્વર પિતાનો ઉપકાર માને છે (૪). સદરહુ આકાશી આશાની ખબર સુવાર્તા વડે તેમને આપવામાં આવી હતી (૫), તે સુવાર્તા આખા જગતમાં ફળદાયક થઇને વૃદ્ધિ પામે છે તેમ તેઓની પાસે આવીને ફળ આપનારી તથા વધનારી ઠરી હતી—એટલે તે સાંભળીને તેવડે તેઓ ખરૂં જ્ઞાન પામ્યા, તે દિવસથી માંડીને એમ થતું આવ્યું છે (૬). તેઓએ તે સુવાર્તા એપાફ્રાસથી સાંભળી હતી, તે પાઉલનો વહાલો સાથીદાસ, તેમ પાઉલે મોકલેલો ખ્રીસ્તનો વિશ્વાસુ સેવક છે (૭); તેણે પવિત્ર આત્માવડે તેઓમાં ઉત્પન્ન થયલા પ્રેમની ખબર પ્રેરિતને આપી હતી (૮).

### પદ ૯-૧૪. કલોસ્સીઓને સારૂ પ્રેરિતની પ્રાર્થના.

કલોસ્સીઓની જે ખબર સાંભળી તેના કારણથી પાઉલ નિરંતર તેઓના હકમાં પ્રાર્થના કરે છે કે તેઓ સર્વ પ્રકારની આત્મિક સુબુદ્ધિ તથા સમજણે કરીને ઇશ્વરેચ્છા વિષેના સદ્જ્ઞાનથી ભરપુર થાય (૯), ને વળી કે તે ભરપુરીનું એવું પરિણામ નીપજે કે સઘળી રીતે ઇશ્વરની પ્રસન્નતા કરવાને તેઓ પ્રભુને યોગ્ય ચાલે. એવી સુચાલની ચાર વિગત આપતાં પ્રેરિત માગે છે, (ક) કે ઇશ્વરજ્ઞાને કરીને તેઓ સર્વ પ્રકારનાં શુભ કામમાં ફળવાન થાય તથા (ખ) વૃદ્ધિ પામે (૧૦), તેમ (ગ) હરખ સાથે ધીરજ તથા સહનતાને અર્થે ઇશ્વરના ગૌરવના બળ મુજબ સર્વ પ્રકારના પરાક્રમથી પરાક્રમી કરાય (૧૧), તથા (ઘ) ઇશ્વર પિતાનો આભાર માનનારા થાય. આભાર માનવાનું ખાસ કારણ આ લેખાય છે કે (અ) ઇશ્વરે સંતોના પ્રકાશમય વારસાનો હિસ્સો પામવા સારૂ આપણને યોગ્ય કીધા છે (૧૨), (આ) અંધકારની સત્તા તળેથી આપણને છોડાવ્યા છે ને (ઇ) આપણને તેના પ્રિય પુત્રના રાજ્યમાં

વસાવ્યા છે (૧૩). સદરહુ દેવપુત્રમાં આપણને ઉદ્ધાર મળે છે, તે ઉદ્ધારનો પ્રથમ આશીર્વાદ આપણાં કરેલાં પાપની માફી છે (૧૪).

## ૧; ૧૫—૪; ૬. પત્રની બોધરૂપી વાત.

પહેલો વિભાગ. કલોસ્સેમાં પ્રસરતા પાખંડી મતનું ખંડન કરનારો વિવેચનરૂપી બોધ. ૧; ૧૫—૨; ૨૩.

(અ) ખ્રીસ્તની શ્રેષ્ઠતા દર્શક પ્રકરણ. ૧; ૧૫—૨૦.

(ક) સૃષ્ટિમાં ખ્રીસ્તની શ્રેષ્ઠતા. પદ ૧૫-૧૭.

ખ્રીસ્ત અદૃશ્ય દેવની પ્રતિમા, આખી સૃષ્ટિનો પ્રથમજનિત છે (૧૫), એ આ ઉપરથી જણાય છે કે તેનામાં સઘળાં ઉત્પન્ન થયાં—આકાશમાંનાં હોય કે પૃથ્વીપરનાં, દૃશ્ય હોય કે અદૃશ્ય,—હા, વિવિધ દરજ્જાના પરાક્રમી દૂતો હોય તો પણ તેઓ પણ તેનામાંજ ઉત્પન્ન થયા છે (૧૬). માટે ખ્રીસ્ત સર્વથી પ્રથમ છે, એટલુંજ નહિ પણ તે સૃષ્ટિનાં સર્વ વાનાં સંબદ્ધ રાખનાર છે (૧૭).

(ખ) મંડળીમાં ખ્રીસ્તની શ્રેષ્ઠતા. પદ ૧૮-૨૦.

શરીરરૂપી મંડળીનું પણ ખ્રીસ્ત શિર છે; તે આદિ છે; સદાનું જીવન પામવાને અર્થે તે પ્રથમજ મુએલાંમાંથી ઉત્થાન પામેલો છે, માટે તે સઘળાંમાં મુખ્ય ઠરે છે (૧૮). એ ઇશ્વરની પ્રસન્નતા મુજબ છે, કેમકે ખ્રીસ્તમાં પરિપૂર્ણતા રહે (૧૯) ને તેના વડે—તેના વધસ્તંભ ઉપર વહેવાડાયલા લોહીથી શાંતિ કરાવીને—સઘળાંનો મિલાપ ઇશ્વર સાથે કરાય (પછી તે પૃથ્વી પરનાં હોય કે આકાશમાંનાં), એ ઇશ્વરને સારૂં લાગ્યું (૨૦).

(આ) કલોસ્સીઓને થયલા અનુભવ સૂચક પ્રકરણ. ૧; ૨૧—૨૩.

તેમની આગલી સ્થિતિ ભુંડાઇના કારણથી દેવથી ભિન્નતા તથા વિરોધ કરાવનારી હતી (૨૧), પરંતુ હાલ ઇશ્વર સાથે તેમનો મિલાપ થયો છે. એ મિલાપ (અ) ઇશ્વરથી કરાવવામાં આવે છે, (આ) વળી સદેહ થયલા તારનારના મરણવડે થાય છે. (ઇ) મિલાપનો હેતુ તેમને દેવ આગળ પવિત્ર તથા નિષ્કલંક તથા નિર્દોષ એવા રજુ કરવાનો છે (૨૨), ને (ઉ) મિલાપ પામવાની શરત એ છે કે વિશ્વાસમાં પાયો રાખીને તેઓ સ્થિર રહે ને એમ સુવાર્તામાંની આશા રાખવામાં અચળ રહે. તેઓએ એ સુવાર્તા સાંભળી, તે આખી સૃષ્ટિમાં પ્રગટ થાય છે, ને તેનો સેવક પાઉલ પ્રેરિત થયો છે, (માટે તેની વાતની અવગણના કરવી નહિ) (૨૩).

(ઇ) પ્રેરિતને સોંપેલા કારભારના માહાત્મ્ય દર્શક પ્રકરણ. ૧; ૨૪-૨૯.

હાલ પાઉલ ઉપર દુઃખ આવી પડ્યું છે, છતાં તે હરખ કરે છે. તેનાં દુઃખમાં ખ્રીસ્ત ભાગ લેનાર છે, માટે આ જાણે ખ્રીસ્તની વિપત્તિઓ છે એમ સમજીને તેમાં જે બાકી તે પ્રેરિત ખ્રીસ્તના શરીરરૂપી મંડળીની ખાતર પૂર્ણ કરે છે (૨૪). ઇશ્વરની વાત બધે (પણ વિશેષે કરીને વિદેશીઓમાં) પુરી રીતે જાહેર કરવાને અર્થે

દેવનો કારભાર મને સોંપવામાં આવ્યો છે, એમ સમજીને પ્રેરિત મંડળીનો સેવક થયો છે (૨૫). સદરહુ વાત યુગપરંપરાથી ગુપ્ત રાખેલો મર્મ છે, પરંતુ હાલ એ મર્મ સંતોને પ્રગટ કરવામાં આવ્યો છે (૨૬). આ મર્મના મહિમાની સંપત્તિ કેટલી બધી છે એ ખ્રીસ્તીઓને જણાવવાની દેવની ઇચ્છા છે,—એ મર્મ તો મહિમાના આશાસ્પદ તરીકે વિદેશીઓમાં રહેનાર ખ્રીસ્ત છે (૨૭). એ ગૌરવી મર્મનું પ્રકટીકરણ કરતાં પાઉલ દરેક જણને ચેતવે છે તથા સર્વ પ્રકારના જ્ઞાને કરીને શિખવે છે, એવા હેતુથી કે તે પ્રત્યેક માણસને ખ્રીસ્તમાં સંપૂર્ણ થયલો એવો ઇશ્વર આગળ રજુ કરે (૨૮). એ શુભ હેતુ પાર પાડવા સારૂ ઇશ્વરની પ્રેરકશક્તિથી આપેલા પરાક્રમ મુજબ તે કષ્ટ ભરેલી મહેનત કરતો જાય છે (૨૯).

(ई) મંડળીઓ વિષે ચિંતાદર્શક તથા તેમને ઉત્તેજનદાયક પ્રકરણ. ૨ ; ૧–૭.

પાઉલ કલોસ્સેની તથા બીજી અપરિચિત મંડળીઓની સુદૃઢતા કરાવવા માટે કેટલી બધી મહેનત કરે છે તે જણાવતાં (૧) બતાવે છે કે તે મહેનતનો હેતુ એવો છે કે (અ) તેઓનાં મન સબળ કરાય, ને (આ) પ્રીતિમાં સંધાયલા થઇને (ઇ) તેઓ સમજણ ભરેલી પુરી ખાતરી પામે. એ હેતુ પુરા પાડ્યાનું એવું પરિણામ થવાનું છે કે તેઓ દેવના મર્મનું (એટલે ખ્રીસ્તનું) સુજ્ઞાન પામે (૨). ખ્રીસ્તની વાત ઉપાડતાં પાઉલ બતાવે છે કે તેનામાં સુબુદ્ધિ તથા સદ્દ્ગાનના સઘળા ખજાના ગુપ્ત રીતે રખાયલા છે (૩). આ વાત પ્રગટ કરવાનો હેતુ એવો છે કે પાખંડી બોધકો મનોહર રીતે અસત્ય પ્રગટ કરે ત્યારે કલોસ્સીઓ ભૂલમાં ફસાય નહિ (૪). પાઉલ તેઓમાં જાણે હાજર થઇને હરખ કરતો તેઓની વ્યૂહરચના કરીને તેઓની સુદૃઢ હારબંધ વ્યવસ્થાની તપાસ કરતો રહે છે (૫).

ઉપર કહેલી વાત ધ્યાનમાં લઇને તેઓએ જેવા વિશ્વાસથી ખ્રીસ્તનો અંગીકાર કર્યો તેવાજ સ્થિર વિશ્વાસથી પ્રભુમાં રહીને શુદ્ધ ચાલ ચાલવી (૬). તેનામાં જાણે ઝાડની પેઠે જડ બઝાડીને, તેમ તેને ખુણાનું મથાળું જાણી તેના સંબંધમાં બંધાઇને તથા પામેલા સુશિક્ષણ મુજબ વિશ્વાસમાં સ્થપાઇને તથા ઉપકારસ્તુતિમાં વધતા જઇને ખ્રીસ્તમાં આગળ ચાલવું (૭).

(उ) પાખંડની વ્યર્થતા તથા ખ્રીસ્તની પરિપૂર્ણતાને આધારે કરેલી ચેતવણીદાયક પ્રકરણ. ૨ ; ૮–૧૫.

(क) પાખંડી મત ખ્રીસ્તાનુસાર નથી. પદ ૮.

કલોસ્સેમાં કરાતો બોધ "ફિલસુફી" કહેવાતો હશે પરંતુ તે વ્યર્થ કપટજ છે, માણસના સંપ્રદાય પ્રમાણે છે ને જગતનાં મૂળતત્વોરૂપી શિશુશિક્ષણને લગતો છે,–ખ્રીસ્તાનુસાર નથી, માટે તે વિષે સાવધાન રહીને સંભાળવું કે તેથી કોઇ તમારૂં હરણ કરે નહિ. (૯).

(ખ) માટે તે શ્રદ્ધાના સંબંધમાં અસત્ય છે. પદ ૯, ૧૦.

ખ્રીસ્તમાં ઇશ્વરપણાની સર્વ સંપૂર્ણતા શરીરરૂપે વસે છે (૯), ને ખ્રીસ્તમાં રહીને તેના લોક સંપૂર્ણ કરાય છે. ગમે તે અધિકાર કે સત્તા કરનારા પરાક્રમી મનાય તોપણ તે સર્વનું શિર ખ્રીસ્ત છે (માટે ખ્રીસ્તને મૂકીને જેઓ દૂતોની સેવા કરે છે તેઓ અસત્યના માર્ગમાં છે) (૧૦).

(ગ) તેમ વ્યવહાર વિષે પણ અસત્ય છે. પદ ૧૧-૧૫.

(એ બોધમાં સુનતની વાત છે) પરંતુ તમે ખ્રીસ્તમાં રહીને હાથે કરેલી નહિ એવી સુનતથી સુનતી થયા છો. તે સુનત વડે (કેવળ અગ્રચર્મ નહિ પણ) તમામ દૈહિક શરીર નાશ પામે છે, કેમકે તે ખ્રીસ્તની સુનત છે (૧૧). તમે બાપ્તિસ્મા પામ્યા ત્યારે (વિશ્વાસવડે) તમે ખ્રીસ્ત સાથે સંગત કરીને તેની સાથે (પાપના સંબંધમાં મરણ પામીને) દટાયા, ને ખ્રીસ્તને સજીવન કરનાર દેવના પરાક્રમ પર ભરોસો રાખીને તમે તેની સાથે (નવા જીવનમાં ચાલવા સારૂ) ઉઠાડાયા (તે વખતે તમારી આત્મિક સુનત થયલી કહેવાય) (૧૨). હા, તમે બેસુનતીઓ હતા ત્યારે અપરાધોમાં તમે મુએલા હતા, પરંતુ દેવે તમને ખ્રીસ્ત સાથે સજીવન કર્યા. (ખ્રીસ્તીઓને માટે નિયમની સમાપ્તિ થયલી છે, એ ઉપરથી જાણવું કે) ઇશ્વરે આપણા સઘળા અપરાધો માફ કીધા છે (૧૩). આપણી વિરૂદ્ધ પુરાવો આપતું જે નિયમરૂપી ખત આપણને નડતું તે ભુસી નાખીને ઇશ્વરે તે ખ્રીસ્તને વધસ્તંભે ખીલાઓથી જડીને દૂર કર્યું છે (૧૪), ને તે નિયમની વ્યવસ્થા કરનારા દૂતોનો અધિકાર લઇ લઇને વધસ્તંભવડે તેઓ બળહીન થયલા છે એમ સૂચવવા માટે ઇશ્વરે તેમને તમાશાની પેઠે પ્રગટ રીતે દેખાડ્યા છે (૧૫).

(ऊ) ખ્રીસ્તના કામની પરિપૂર્ણતાને આધારે કરેલા ખાસ પાખંડનું ખંડન કરનારા બોધરૂપી પ્રકરણ. ૨ ; ૧૬-૨૩.

(ક) બાહ્યક્રિયાઓ તથા દૂતોની સેવા નિષેધક બોધ. પદ ૧૬-૧૯.

(ખ્રીસ્તના કરેલા પ્રાયશ્ચિત્તને લીધે નિયમની સમાપ્તિ થઇ છે) માટે ખાવા પીવા વિષે અથવા પર્વ પાળવા વિષે કોઇને તમારો ઇન્સાફ કરવાનો અધિકાર નથી (૧૬). એવી બાહ્ય વાતો કેવળ પડછાયારૂપ કહેવાય. નિયમશાસ્ત્રમાં તેઓ ખ્રીસ્તનું આવવું સૂચવતી, પણ હવે ખ્રીસ્ત પોતે આવ્યો (એટલે એવી વાતો પર ધ્યાન આપવું નહિ) (૧૭). કૃત્રિમ નમ્રતા બતાવીને જે બોધકો દૂતોની સેવા કરે છે તેઓની વાતથી તમે તમારૂં ઇનામ ખોઇ બેસો મા. એ લોકો (દર્શનમાં) જોયલી વાત પરથી જ્ઞાન પામ્યા છીએ, એવો દાવો કરીને ફુલાઇ જાય છે, માટે તેઓનાં મન દૈહિક જણાય છે (૧૮). તેઓ શિરપતિ ખ્રીસ્ત સાથેની સંગતમાં નથી રહેતા માટે શરીરના ખરા અવયવોની પેઠે તેઓ યોગ્ય સંબંધ કરનારાં સાધનોની મારફતે બળ પામતા તથા સાથે સંધાતા નથી, તેથી તેઓ દેવની વૃદ્ધિથી વધતા નથી (૧૯).

(ખ) વૈરાગ્ય નિષેધક બોધ. પદ ૨૦-૨૩.

ખ્રીસ્તની સંગતમાં રહેનારા વિશ્વાસીઓ તો જગતનાં મૂળતત્વોના સંબંધમાં મુઆ છે એમ જાણીને તમે—જાણે હજુ જગત સાથે સંબંધ હોય તેમ—વિધિઓને આધીન શા માટે થાઓ છો? (૨૦). ઉદાહરણ—"હાથ લગાડવો નહિ, ચાખવું નહિ, અડકવું નહિ" (૨૧). આવા વિધિઓ પાળવાથી કશો લાભ નથી, કેમકે (અ) એવાં અશુદ્ધ ધારેલાં વાનાં નાશવંતજ છે, માટે માણસને શુદ્ધાશુદ્ધ કરનારાં નથી, (આ) આવા વિધિઓ માણસના મનકલ્પિત છે, ઇશ્વરથી નથી (૨૨). (ઇ) આવા વિધિઓ દેહની તૃપ્તિ અટકાવવા સારૂ કંઇ કામની નથી. મનકલ્પિત સેવા, કૃત્રિમ નમ્રતા તથા દેહદમનમાં જ્ઞાનનું નામ હશે, પરંતુ એવી વાત આત્મિક સુધારો કરવામાં કેવળ નિરૂપયોગી છે (૨૩).

બીજો વિભાગ. પુનરૂત્થાન પામેલા ખ્રીસ્ત સાથેના સંબંધને આધારે કરેલો સદાચરણને લગતો વ્યાવહારિક બોધ. ૩; ૧—૪; ૬.

(અ) પવિત્ર જીવનવૃત્તિ રાખવી, એવી ખ્રીસ્તના જીવનના ભાગીદારને શિર રહેલી ફરજ. ૩; ૧-૧૭.

(ક) ખ્રીસ્ત સાથે ઉઠાડાઇને દૈહિક ભાવ તો નહિ પણ આત્મિક ભાવ રાખવો જોઇએ. પદ ૧—૪.

(જગતના સંબંધમાં મુઆ હો તો) તમે ખ્રીસ્ત સાથે આત્મિક પુનરૂત્થાન પામ્યા, માટે ખ્રીસ્ત જ્યાં આકાશીય ઉચ્ચસ્થાનોમાં દેવને જમણે બિરાજમાન થયો ત્યાંનાં, એટલે ઉપરનાં, વાનાં શોધવાં (૧), એટલુંજ નહિ પણ એ આત્મિક વાનાંમાં મન પરોવવાં,—પૃથ્વી પરનાં દૈહિક વાનાં પર વિશેષ ધ્યાન આપવું નહિ (૨); એનું કારણ એ કે આ પૃથ્વી પરની વાતના સંબંધમાં તમે વિશ્વાસ કરતી વખતે મુઆ હતા, ને હાલ તમારૂં આત્મિક જીવન ખ્રીસ્ત સાથે દેવમાં ગુપ્ત રખાયલું છે (૩). હા, ખ્રીસ્ત પોતે આપણા ખ્રીસ્તીઓનું જીવન છે, ને જ્યારે તે પ્રગટ થશે ત્યારે તમે પણ તેની સાથે મહિમામાં પ્રગટ થશો (૪).

(ખ) દૈહિક જીવનવૃત્તિ તજી દઇને નવી જીવનવૃત્તિ ગ્રહણ કરવી જોઇએ. પદ ૫-૧૧.

(તમારૂં ખરૂં જીવન તે ખ્રીસ્ત છે) માટે તમારા દૈહિક અવયવોથી જે ભુંડાં કામ પહેલાં થતાં, જેમકે વ્યભિચાર, અશુદ્ધતા, વિષયીપણું, દુર્વાસના તથા લોભ, જે મૂર્તિપુજા સમાન છે, તે સર્વનો નાશ કરી નાખવો (૫). એવાં કામોને લીધે અણકહ્યાગરા અવિશ્વાસીઓ પર ઇશ્વર કોપ આવે છે (૬). એવાં કુકર્મોમાં તમે અગાઉ તમારૂં જીવન ગાળતા ત્યારે એવી ભુંડાઇના માર્ગમાં ચાલતા (૭). પરંતુ હાલ (તમે ખ્રીસ્તની સંગત રાખનારા થયા માટે) તે બધું

તજી દેવું. વળી રીસ, ક્રોધ, ખુન્નસ, નિંદા, અશુદ્ધ ગાળ—એ સર્વ પણ તજી દેવું (૮). એક બીજા સાથે જુઠું કદી ન બોલવું, કેમકે અસત્યરૂપી જુનું માણસપણું, તેનાં સઘળાં કામ સાથે, તમે (અશુદ્ધ વસ્ત્રની પેઠે) ઉતારી મૂક્યું છે (૯), ને ઉત્પન્ન કરનાર દેવની પ્રતિમા મુજબ જે નવું માણસપણું સુજ્ઞાનને અર્થે નવું કરાતું જાય છે, તે તમે (ઉજળાં વસ્ત્રની પેઠે) પહેરી લીધું છે (૧૦). તેમાં (એટલે નવી ઉત્પત્તિની સ્થિતિમાં) ભેદ નથી-હેલેની ને યહુદીનો, સુનત પામેલા ને બેસુનતનો, બારબારી કે સ્કુથી જેવાં જંગલી ને અભણનો, દાસ ને સ્વતંત્રનો ભેદ હોતોજ નથી; પરંતુ ખ્રીસ્ત સર્વ તથા સર્વમાં છે (૧૧).

(ગ) નવી જીવનવૃત્તિની વિગત. પદ ૧૨-૧૭.

(તમે નવું માણસપણું પહેર્યું) માટે દેવના પસંદ કરેલા, પવિત્રો તથા વહાલા છો, તેથી (વસ્ત્રની પેઠે) જે સદ્‌ગુણો ગ્રહણ કરવા તે આ–દયાળુ હૃદય, પરોપકાર, નમ્રતા, વિનય તથા સહનશીલતા. (૧૨). એક બીજાનું ખમવું, તથાપિ જો ફરિયાદનું ખરૂં કારણ થાય તો એક બીજાને માફી આપવી ;–પ્રભુ ઇસુએ તમારા પર કૃપા કરી તમારાં પાપની માફી આપી તેમ તમે માહોમાંહે માફ કરનારા થાઓ (૧૩). વળી સઘળા સદ્‌ગુણો ઉપર પ્રીતિ પણ પહેરી લેવી, કેમકે તે સંપૂર્ણતા દર્શક સંબંધ કરનાર છે (૧૪). તમને ખ્રીસ્તની શાંતિ પામવા સારૂ તેડવામાં આવ્યા છો, માટે તે શાંતિ તમારાં મનમાં પ્રમુખ તરીકે રહીને બધી વાતનો નિર્ણય કરે ; વળી તમે નિત્ય ઉપકારસ્તુતિ કરો (૧૫). ખ્રીસ્તની વાત પણ સર્વ સુબુદ્ધિ સહિત તમારામાં (ખજાનાની પેઠે) પુષ્કળતાથી રહે, ને ગીતો, ભજનો તથા આત્મિક ગાયનો કરી તે વાત પ્રગટ કરતાં એકબીજાને બોધ તથા ચેતવણી આપો. ગાતી વેળાએ ત્રણ વાત યાદ રાખવી--(અ) કૃપા સહિત, (આ) હૃદયમાં, તથા (ઇ) દેવ પ્રત્યે, એવી રીતે ગાવું (૧૬). વળી વાત તથા કામ કરવામાં જે કંઇ કરો તે સર્વ પ્રભુ ઇસુને નામે કરવું, ને એમ તારનારને આસરે ઇશ્વર પિતાની ઉપકારસ્તુતિ કરો (૧૭).

(આ) કૌટુંબિક વ્યવહારસૂચક બોધ. ૩ ; ૧૮—૪ ; ૧.

(ક) પતિપત્નીની અન્યોન્ય ફરજ વિષે. પદ ૧૮, ૧૯.

બાયડીઓએ ધણીઓને આધીન રહેવું, કેમકે એવી આધીનતા પ્રભુમાં રહેનારાઓને ઘટે છે (૧૮). વળી ધણીઓએ પોતાની સ્ત્રી પર પ્રીતિ રાખવી, ને તેઓ પ્રત્યે આકરા ન થવું (૧૯).

(ખ) માબાપ તથા છોકરાંની અન્યોન્ય ફરજ વિષે. પદ ૨૦, ૨૧.

છોકરાંએ સર્વ વાતે માબાપની આજ્ઞા પાળવી, કેમકે એવું આજ્ઞાપાલન પ્રભુને પસંદ પડતું છે (૨૦). તેમ માબાપોએ છોકરાંને ન ખીજવવાં રખેને તેઓ નિરાશ થઇ જાય (૨૧).

(ગ) ધણી તથા દાસની અન્યોન્ય ફરજ વિષે. ૩; ૨૨-૪; ૧.

દાસોએ સર્વ વાતે દૈહિક ધણીઓની આજ્ઞા પાળવી--કેવળ માણસને પ્રસન્ન કરનારાઓની પેઠે "નેત્રસેવા" ન કરવી, પણ હૃદયપૂર્વક એકનિષ્ઠાથી, પ્રભુની બીક રાખતાં, આજ્ઞાપાલન કરવું (૨૨). "કેવળ દૈહિક ધણીની નહિ પણ પ્રભુની હું ચાકરી કરૂં છું" એમ જાણીને દાસે જીવ લગાડીને બધાં કામ કરવાં (૨૩). ખ્રીસ્તી દાસો તો પ્રભુ ઇસુની સેવા કરનારા છે, માટે આકાશી ધણી અંતે દીકરાના હક મુજબ વારસાનો મોટો બદલો આપશે, એમ સમજીને દૈહિક ધણીની ચાકરી કરવી (૨૪). પરંતુ કોઇ અન્યાય કરે તો કરેલા અન્યાય પ્રમાણે તેને બદલો મળશે, કેમકે પ્રભુ પાસે પક્ષપાત નથી (૨૫). ધણીઓએ પણ (એ વાત યાદ રાખીને)—આકાશમાં અમારો પણ ધણી છે, એમ સમજીને—દાસોને ન્યાયી તથા વાજબી બદલો આપી દેવો જોઇએ (૧).

(ઘ) પ્રાર્થના, સુબુદ્ધિમય ચાલ તથા કૃપાયુક્ત વાત કરવા વિષે ઉત્તેજનદાયક બોધ. ૪; ૨-૬.

પ્રાર્થનામાં લાગુ રહીને તેમાં ઉપકારસ્તુતિ સાથે જાગતા રહેવું (૨), એવી સામાન્ય આજ્ઞા કરીને પાઉલ પોતાના હકમાં પણ પ્રાર્થના કરવાનું ફરમાવે છે. જે વિષે વિનંતી કરાવે છે તે આ કે ખ્રીસ્તના જે મર્મને લીધે તે કેદી થયો છે તે મર્મરૂપી સાર્વજનિક તારણની સુવાર્તા સંભળાવવાને માટે ઇશ્વરે એને વાસ્તે વાતને સારૂ બારણું ઉઘાડે (૩), ને વળી તે યોગ્ય રીતે બોલી શકે એવી પોતાની ફરજ બજાવવાની જોઇતી શક્તિ તે દેવથી પામે (૪).

કલોસ્સીઓને અવિશ્વાસીઓ સાથે સુબુદ્ધિથી ચાલવાની આજ્ઞા આપતાં પ્રેરિત તેમને ચેતવે છે કે "સમય ખંડી લો," (એટલે પ્રભુનું કામ કરવાની દરેક તકનો ઉપયોગ કરવો) (૫).

વળી "તમારી વાત હમેશાં કૃપાસહિત મીઠાથી સલુણી કરેલી થાય" એવી આજ્ઞા પણ આપતાં તેમને બતાવે છે કે બોલવાની આવી શુભ રીત રાખવાથી પ્રત્યેકને કેવો યોગ્ય તથા પ્રસંગોપાત ઉત્તર આપવો, એ સૂઝી આવશે (૬).

## ૪; ૭—૧૮. ઉપસંહાર.

પદ ૭—૯. તુખીકસ તથા ઓનેસીમસ વિષે ભલામણ.

તુખીકસ જે પ્રિય ભાઇ તથા પ્રભુમાં વિશ્વાસુ સેવક તથા સાથી દાસ છે તેને પાઉલ એ માટે મોકલે છે કે તે પ્રેરિતની સઘળી હકીકત કહીને (૭), તેમને બધી ખબરની વિગત આપીને, તેમનાં હૃદયોને દિલાસો દે (૮). તેની સાથે કલોસ્સેના ઓનેસીમસને પણ મોકલ્યો છે, તેને પણ વિશ્વાસુ તથા પ્રિય ભાઇ ગણવો. આ બે ભાઇઓ રૂમમાં બનેલી સઘળી બિનાઓ જણાવશે (૯).

## પદ ૧૦—૧૪. પાઉલના સાથીઓના ક્ષેમકુશળની વાત.

જેઓ કલોસ્સીઓ પર ક્ષેમકુશળ લખાવે છે તેઓ નીચે મુજબ છે,—

(ક) આરીસ્તાર્ખસ, કે જેને પાઉલ "મારો સાથી બંદીવાન" કહે છે.

(ખ) બાર્નાબાસનો પિતરાઇ ભાઇ માર્ક–તેના વિષે આજ્ઞાઓ અગાઉથી મોકલવામાં આવી હતી–તે જો ત્યાં આવે તો શંકા ન રાખતાં તેનો અંગીકાર કરવો (૧૦).

(ગ) ઇસુ યુસ્તસ–આ ત્રણે ભાઇ યહુદી ખ્રીસ્તીઓ છે, ને સુનતીઓ-માંથી તેઓજ હાલ પાઉલની પાસે રહીને દેવના રાજ્યની વૃદ્ધિને અર્થે કામ કરે છે. તેમના વિશ્વાસુપણાથી પ્રેરિતને દિલાસો મળ્યો છે (૧૧).

(ઘ) એપાફ્રાસ જે ખ્રીસ્ત ઇસુનો દાસ તથા કલોસ્સેનો પાળક. તે નિરંતર પ્રાર્થનામાં કષ્ટ કરીને માગે છે કે કલોસ્સીઓ ઇશ્વરની સઘળી ઇચ્છા વિષે સંપૂર્ણ તથા સુનિશ્ચિત થઇને ટકી રહે (૧૨). લુકસ નદીના નિચાણમાંની મંડળીઓના ભાઇઓને સારૂ તે કેટલો બધો શ્રમ ઉઠાવે છે, તે વિષે પાઉલ ખાસ સાક્ષી પુરે છે (૧૩).

(ઙ) વહાલો વૈદ લુક તથા

(ચ) દેમાસ. (૧૪).

## પદ ૧૫—૧૮. પાઉલના ક્ષેમકુશળ તથા સંદેશાની વાત. સમાપ્ત કરનારૂં આશીર્વચન.

લાઓદીકીઆની મંડળીના ભાઇઓને, ને વિશેષે કરીને નુમ-ફાસને તથા તેના કુટુંબીઓના ઘરમાં જે મંડળીની શાખા મળે છે, તે સર્વને પાઉલ સલામ કહેવડાવે છે (૧૫). આ પત્ર કલોસ્સેમાં વંચાય ત્યારે તે લાઓદીકીઆની મંડળીમાં પણ વંચાય એવી ગોઠવણ કરવાનું ફરમાવે છે. વળી લાઓદીકીઆથી જે પત્ર આવશે તે પણ કલોસ્સેની મંડળીમાં વાંચવાનું કહે છે (૧૬). આર્ખિપ્પસને એવી ચેતવણી કરાવવામાં આવે છે કે "પ્રભુમાં જે સેવા તને મળી છે તે પૂર્ણ કરવાને સાવધાન રહે" (૧૭). પછી પોતાને હાથે લખીને પાઉલ સલામ કહે છે. "મારાં બંધનો યાદ રાખજો" લખ્યા પછી "કૃપા તમારી સાથે થાઓ," એ આશીર્વચનથી તે પત્રને સમાપ્ત કરે છે (૧૮).

# પત્રનો ખુલાસો.

## અધ્યાય ૧ લો.

### ૧-૧૪. પત્રની પ્રસ્તાવના.

આ પ્રસ્તાવનાનો અંત્યભાગ પત્રના પહેલા વિભાગ સાથે એવો ગાઢો સંબંધ ધરાવે છે કે કયું વાક્ય પ્રસ્તાવનાનું છેલ્લું ગણવું તે વિષે મતફેર છે. એક વિદ્વાન ટીકાકાર માને છે કે ૧૨ મા વાક્ય સુધી પ્રસ્તાવના ગણવી; પરંતુ ૧૩ તથા ૧૪ માં વાક્યોનો ૧૨ મા વાક્ય સાથે વિશેષ સંબંધ જણાય છે, ને વળી ૧૫ મા વાક્યથી માંડીને ખ્રીસ્તની અનુપમ શ્રેષ્ઠતાનું ખાસ વર્ણન કરવામાં આવે છે, માટે ૧૪ મા વાકય સુધી પ્રસ્તાવનારૂપી વાત આવેલી સમજવી, એવું સાધારણે મનાય છે. ખરૂં જોતાં પ્રસ્તાવનારૂપી નિસરણીએ કરીને પ્રેરિત પત્રના વિવેચનરૂપી પાલખ પર એવા ચાતુર્યથી ચઢી જાય છે કે તે સીડી ક્યારે છોડી દે છે, એ જાણવું મુશ્કેલ છે.

પ્રસ્તાવનાના ત્રણ પેટા વિભાગ કરાય એમ છે. પહેલાં બે વાક્યોમાં ક્ષેમકુશળની વાત સમાયલી છે; ત્રીજા વાક્યથી તે આઠમા વાક્ય સુધીમાં એપાફ્રાસથી સાંભળેલી કલોસ્સીઓના વિશ્વાસ તથા પ્રેમની ખબર વિષે પ્રેરિત ઇશ્વરપિતાની ઉપકારસ્તુતિ કરે છે; પછી નવમા વાક્યથી માંડીને કલોસ્સી મંડળીના સભાસદોના હકમાં તે વિનંતી કરે છે.

### ૧, ૨. ક્ષેમકુશળની વાત.

[૧] કલોસ્સે મધ્યે જે પવિત્રો તથા ખ્રીસ્તમાં વિશ્વાસુ ભાઇઓ તેઓ જોગ લખિતંગ પાઉલ, દેવની ઇચ્છાથી ખ્રીસ્ત ઇસુનો પ્રેરિત, તથા ભાઇ તીમોથી. [૨] તમને દેવ આપણા બાપથી કૃપા તથા શાંતિ થાઓ.

પ્રેરિતની સાધારણ લખવાની રીત મુજબ અહિં ત્રણ વાત આવે છે:— (૧) જેઓ પર પત્ર લખવામાં આવે છે તેઓનું વર્ણન, (૨) લખનાર વિષેની હકીકત, ને (૩) આશીર્વચન.

**કલોસ્સે** શહેરની હકીકત પ્રસ્તાવનામાં આપેલી છે (પૃષ્ઠ ૧, ૨) તે જોવાથી આ પત્ર વાંચનારાઓના રહેઠાણ વિષે કંઇક માહિતી થશે. તે શહેરની મંડળીના લોકોને પાઉલ **પવિત્રો તથા ખ્રીસ્તમાં વિશ્વાસુ ભાઇઓ** કહે છે. પાઉલના પ્રથમ લખેલા પત્રો (૧, ૨ થેસ્સા. ૧, ૨ કરી. તથા ગલા.) "મંડળી" ને સરનામે મોકલવામાં આવ્યા હતા. રૂમીઓને પત્રથી

પદ ૧.

માંડીને તે મંડળીઓના લોક પર લખીને તેમને આવા સદ્દગુણસૂચક નામથી ઓળખાવે છે (જુઓ રૂમી. ૧; ૧. એફે. ૧; ૧ ઇત્યા.). જુના જમાનામાં યહુદી મંડળીના લોક જુદા કરાઇને યહોવાહની સેવાને અર્થે શુદ્ધ પ્રજા તરીકે ગણાયા હતા (નિર્ગ. ૧૯; ૬. પુન. ૭; ૬), તેમ નવા જમાનાની ખ્રીસ્તી મંડળીના સભાસદો શુદ્ધતામાં પ્રભુની સેવા કરવા સારૂ ખાસ જુદા કરાયલા જણાય છે (ગલા. ૬; ૧૬. ૧ પીત. ૨; ૯), તેથી મંડળીના લોકો અપૂર્ણ છતાં પવિત્રો કહેવાય છે. પરંતુ અહિં એવી સૂચના રહેલી છે કે જે ખ્રીસ્તી ભાઇઓ પવિત્રો ગણાય છે તેઓએ વિશ્વાસુ રહેવું. બાહ્ય રીતે ખ્રીસ્તનું નામ ધારણ કરે પણ ખરા મનથી તારનારના માર્ગમાં ટકી ન રહે, એવા લોકો "પવિત્રો" એ નામને યોગ્ય નથી. "વિશ્વાસુ" ને બદલે કેટલાએક ટીકાકારો "વિશ્વાસી" અર્થ કરે છે, પરંતુ કલોસ્સૈની મંડળીની હાલની પરીક્ષણરૂપી સ્થિતિ ભણી જોતાં વિશ્વાસુપણાની ખાસ અગત્ય સૂચવવી સ્વાભાવિક જણાય છે, માટે જેઓ ખ્રીસ્ત પર વિશ્વાસ રાખીને ઇશ્વરપિતાના કુટુંબમાં ભાઇઓ થયા છે તેઓએ અંત સુધી વિશ્વાસુ રહેવું, એવો બોધ અહિં આપેલો સમજવો ઉચિત લાગે છે (જુઓ પ્રે. કૃ. ૧૬; ૧૫).

આ લોકો "ખ્રીસ્તમાં" વિશ્વાસુ ભાઇઓ ગણાય છે. એફે. ૧; ૧ માં પણ મંડળીના સભાસદો "ખ્રીસ્ત ઇસુમાં વિશ્વાસુ" કહેવાય છે. વિશ્વાસરૂપી સંબધ વડે ખ્રીસ્ત સાથે આત્મિક રીતે જોડાઇએ છીએ ત્યારે ખ્રીસ્તમાં દાખલ થઇ ઇશ્વરી કુટુંબનાં ભાઇએનો થવાનો હક પામીએ છીએ (ગલા. ૩; ૨૬). ખ્રીસ્તમાં હોવાથી પાપના દંડથી બચીએ છીએ (રૂમી. ૮; ૧, ૨), નવીનકરણ પામીએ છીએ (૨ કરીં. ૫; ૧૭), ખ્રીસ્તના પવિત્ર રહેઠાણરૂપ થઇએ છીએ (યોહા. ૬; ૫૬: ૧૪; ૨૦), ને ખ્રીસ્તના મહિમાને અર્થે સુકૃત્યરૂપી શુભફળ આપનારા નીવડીએ છીએ (યોહા. ૧૫; ૧–૭). જે પવિત્રોમાં ખ્રીસ્તની સંગત કરવાથી આવાં લક્ષણો દેખાય છે તેઓ એક બીજાને ભાઇઓ જાણીને અંત સુધી વિશ્વાસુ રહેશેજ.

પોતાનું વર્ણન કરતાં **પાઉલ** પોતાને **ખ્રીસ્ત** ઇસુનો **પ્રેરિત** કહે છે. જે નાઝરેથના ઇસુને તે સતાવતો હતો (પ્રે. કૃ. ૯; ૫) તે યહોવાહનો અભિષિક્ત ઠર્યો છે એવું માનીને પાઉલ પ્રભુની આજ્ઞા માથે ઉઠાવીને પ્રેરિત થયો હતો. પ્રભુ તેને મોકલતો ત્યાં તે જતો ને પ્રભુનું રાજ્ય વધારવા માટે ખુશીથી દુઃખ તથા શ્રમ વેઠતો. પ્રેરિતનો માનવંત હોદ્દો તેણે પોતાની મેળે ધારણ કર્યો નહોતો, તેમ કોઇ માણસના ઠરાવથી તેને આ ઉચ્ચ પદવી મળી ન હતી (ગલા. ૧; ૧), **પણ દેવની ઇચ્છાથી** (ઇશ્વરના ખાસ તેડા મુજબ) તે ખ્રીસ્ત ઇસુનો પ્રેરિત થયો હતો (સરખાવો ૧ કરીં. ૧; ૨. ૨ કરીં. ૧; ૧. એફે. ૧; ૧. ૨ તીમ. ૧; ૧).

દેવની ઇચ્છાથી પાઉલ પ્રેરિત થયો તેમાં નીચે લખેલી ત્રણ વાતની સૂચના રહેલી છે, એમ કહીએ તો ચાલે. (૧) દેવે આપેલા અધિકારની સૂચના; (૨) પોતાની નાલાયકીની સૂચના, ને (૩) ઇશ્વરેચ્છાને પોતાની આધીનતાની સૂચના.

પાઉલના પ્રથમ લખેલા બે પત્રોની પ્રસ્તાવનામાં (૧ તથા ૨ થેસ્સા.) પ્રેરિતનો આવો અધિકાર જણાવવામાં આવતો નથી, તેમ ફિલિપીઓને લખેલા પત્રમાં પણ આ અધિકારની હકીકત નથી. એ મંડળીઓ પર લખતાં આવો અધિકાર જાહેર કરવાની અગત્ય ન હતી, તેમ પોતાના મિત્ર ફિલેમોન પર લખતાં પોતાની પદવીને લીધે નહિ પણ મિત્ર તરીકે તે પ્રેમથી વિનંતી કરે છે (ફિલે. ૮, ૯), માટે ફિલેમોનના પત્રમાં પણ અધિકારની વાત આવતી નથી. પણ તે સિવાય બીજા બધા પત્રોમાં પાઉલ પોતાની પદવીના અધિકારની સૂચના આપે છે.

આ પત્રમાં પાઉલ પોતાના નામ સાથે **તીમોથી**નું નામ જોડી દે છે. તેજ શિષ્યનું નામ ૧ તથા ૨ થેસ્સા. ૨ કરીં. ફિલિ. તથા ફિલે. આટલા પત્રોમાં પણ પાઉલના નામ સાથે આવે છે. ખરો લખનાર તો પાઉલ છે, તથાપિ તીમોથી તેનો સાથી તથા સહાયકારી છે માટે (ગુજરાતી પત્રવહેવારમાં થાય છે તેમ) તે તેનું નામ માનની ખાતર દાખલ કરે છે. ફિલિ. તથા ફિલે. માં પાઉલ ક્ષેમકુશળની વાત પછી પોતાનેજ નામે એકવચનમાં લખે છે; આ પત્રમાં પ્રસ્તાવના પછી પ્રેરિત પોતાને નામે લખે છે, એવું જણાય છે. તીમોથી પ્રેરિત નથી પણ માનીતો તથા વિશ્વાસુ **ભાઇ** છે, એવું પાઉલ સૂચવે છે. ક્વાર્તસ, સોસ્થેનેસ તથા આપોલાને પણ આ સંજ્ઞા લગાડવામાં આવે છે (જુઓ રૂમી. ૧૬ ; ૨૩. ૧ કરીં. ૧ ; ૨ : ૧૬ ; ૧૨), તેથી "ભાઇ" તે માનયુક્ત નામ છે, એમ સમજીને હરેક ખ્રીસ્તીએ સદરહુ નામને શોભતી રીતે ચાલવાની કોશિશ કરવી.

જે આશીર્વાદ પ્રેરિત યાચે છે તે તેની હમેશની રીત મુજબ **કૃપા તથા શાંતિ** છે. તીમોથીને લખેલા પત્રોમાં "દયા" પણ ઉમેરવામાં આવે છે, પણ તે સિવાયના બધા પત્રોમાં પાઉલ વાંચનારા માટે આજ આશિષ માગે છે. નાલાયક મનુષ્યો પર ઇશ્વરની મહેર થાય છે, વળી તે મહેરે કરીને જે દાનો બક્ષવામાં આવે છે અને જે સદ્ગુણો ગ્રહણ કરવામાં આવે છે, તે "કૃપા" કહેવાય, ને તે કૃપા થયાને લીધે જે મનનું મોટું સમાધાન ઉપજે છે તે "શાંતિ." ક્ષેમકુશળ કરવામાં ગ્રીક બોલીમાં "કૃપા"નો તથા હેબ્રી બોલીમાં "શાંતિ"નો ઉપયોગ થતો. પાઉલ બન્ને શબ્દોનો ઉંડો આત્મિક અર્થ સમજીને જોડી દે છે, ને જે દેવ યહુદીઓનો તેમ હેલેનીઓનો પિતા છે તેનાથી આ બે વરદાન ખ્રીસ્તી ભાઇઓને સારૂ યાચે છે (જુઓ એફે. ૧ ; ૨ નો ખુલાસો).

પદ ૨.

**દેવ આપણા બાપથી** આ કૃપા તથા શાંતિ આવે છે. પાઉલના બીજા પત્રોની શરૂઆતમાં આવેલાં આશીર્વચનોમાં પિતાના નામ સાથે પુત્રનું નામ પણ

આવે છે, પરંતુ જુના હસ્તલેખોમાં અહિં એકલું બાપનું નામ જણાય છે. ઇસુ ખ્રીસ્તનું નામ પણ રીતસર આ વાક્યમાં જોઇએ છે, એમ ધારીને કોઇ લહિયાએ અહિં ઉમેરો કર્યો જણાય છે તે અત્યાર સુધી ગુજરાતી તરજુમામાં દાખલ કર્યો હતો, પરંતુ સદરહુ ઉમેરેલા શબ્દો કાઢવાની જરૂર છે. પદ ૧ માં ખ્રીસ્તી ભાઇઓની વાત કરેલી હતી માટે વિશ્વાસી કુટુંબના હકમાં બાપનુંજ વરદાન માગવામાં આવતું હશે, એવું કેટલાએક ટીકાકારોનું માનવું છે.

૩-૮. ઉપકારસ્તુતિ.

[૩] અમે, ખ્રીસ્ત ઇસુમાં તમારા વિશ્વાસ વિષે તથા તમારે સારૂ આકાશમાં રાખી મૂકેલી આશાને લીધે સર્વ પવિત્રો પર તમારો જે પ્રેમ તે વિષે સાંભળીને [૪] તમારે સારૂ પ્રાર્થના કરતાં દેવનો, [એટલે] આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તના બાપનો, હમેશાં ઉપકાર માનીએ છીએ. [૫] તે [આશા વિષે] તમે અગાઉ સુવાર્તાની સત્યતાની વાતમાં સાંભળ્યું હતું. [૬] તે [સુવાર્તા] તમારી પાસે આવી છે, જેમ આખા જગતમાં ફળ આપે છે ને વધે છે તેમ; જે દહાડાથી તમે સત્યતામાં દેવની કૃપા [વિષે] સાંભળ્યું તથા જ્ઞાન પ્રાપ્ત કર્યું તે દહાડાથી તમારામાં પણ તેજ પ્રમાણે [થાય છે]. [૭] એમજ એપાફ્રાસ અમારા વહાલા સાથીદાસ પાસેથી તમે શિખ્યા; તે તો અમારી તરફથી ખ્રીસ્તનો વિશ્વાસુ સેવક છે. [૮] આત્મામાં તમારો જે પ્રેમ તે તેણે અમને જાહેર કર્યો.

આ વાક્યોમાં લખનારની પ્રીતિયુક્ત નિપુણતા સિદ્ધ છે. કલોસ્સેના ખ્રીસ્તીઓમાં ફેલાતા ખોટા મત વિષે લખ્યા પહેલાં તે પત્રની શરૂઆતમાં તેઓના વખાણવા લાયક સદ્ગુણોને લીધે (એટલે તેમના વિશ્વાસને તથા સ્વર્ગની આશાના કારણથી ઉપજેલા તેમના પ્રેમને લીધે) આભારવચનો લખે છે. તેની સાથે મંડળીમાં પ્રગટ થતી ભૂલો વિષે સૂચનારૂપી ચેતવણીઓ આપે છે. સ્વર્ગની આશા આપનારી સત્યરૂપી સુવાર્તા કલોસ્સેમાં તેમ અનેક બીજાં સ્થળોમાં વૃદ્ધિ પામતી તથા ફળ આપતી જાય છે, તેથી સૂચના થાય છે કે તે સુવાર્તાની વિરૂદ્ધ જે પાખંડી મતો તે નિર્જીવ તથા નિષ્ફળ છે. વળી એપાફ્રાસ વિષે માનયુક્ત વચનો અહિં આવે છે, ને તેની આપેલી ખબર જાણી પ્રેરિત કલોસ્સીઓને વખાણે છે, તેથી સૂચવાય છે કે આવા વિશ્વાસુ ઉપદેશકથી બોધ તુચ્છકારીને જુદા ઉપદેશકોની પાછળ ભટકવું અનુચિત કહેવાય. કલોસ્સીઓએ એપાફ્રાસની અવગણના કરી હશે તો પણ તેણે તેમના પર માયા રાખીને પ્રેરિતને તેમના સદ્ગુણો જાહેર કર્યા હતા, એમ જણાવીને પાઉલ તેમના પાળક વિષે તેમના મનમાં શંકા હોય તે દૂર કરવાનો ઉપાય સાધે છે.

**અમે, ખ્રીસ્ત ઇસુમાં તમારા વિશ્વાસ વિષે તથા તમારે સારૂ આકાશમાં રાખી મૂકેલી આશાને લીધે સર્વ પવિત્રો પર તમારો જે પ્રેમ તે વિષે સાંભળીને**...ગલાતી સિવાય બીજી મંડળીઓ

પદ ૩.

પર લખેલા પાઉલના સર્વ પત્રોમાં ક્ષેમકુશળ પછી ઉપકારસ્તુતિ આવે છે. અહિં ઉપકારસ્તુતિ કરવાનું કારણ એપાફ્રાસે આપેલી ખબર જણાય છે (પદ ૮). કલોસ્સૈમાં પાખંડી મતનો પગપેસારો થયો હતો તથાપિ તે મંડળીમાં ખરો વિશ્વાસ છે, વળી ખ્રીસ્ત ઇસુની સંગત કરવાથી (નાઝારેથનો જે ઇસુ ઇશ્વરનો અભિષિક્ત ઠર્યો છે તેની સાથેના આત્મિક સંબંધમાં રહેવાથી) ત્યાંના ખ્રીસ્તીઓ પોતાનો વિશ્વાસ પ્રગટ કરે છે (સરખાવો એફે. ૧; ૧૩, ૧૫) તે આભાર માનવાનું એક કારણ જણાય છે. વળી સર્વ પવિત્રો પર તેઓ પ્રેમ દર્શાવે છે, તે આભાર માનવાનું બીજું કારણ છે. વિશ્વાસ વડે ઇશ્વર સાથે પવિત્ર સંબંધ થાય છે, ને પ્રીતિએ કરીને માણસ પ્રત્યેની ફરજ અદા કરાય છે, માટે જ્યાં વિશ્વાસ તથા પ્રેમ છે ત્યાં પ્રભુની આજ્ઞાઓ પળાય છે ને ખ્રીસ્તની સંગતનું ખાતરીપૂર્વક પ્રમાણ અપાય છે (૧ યોહા. ૩; ૨૩, ૨૪). પાઉલને આ વખતે મંડળીના ઐક્ય વિષે ઉંડા વિચાર થતા હતા, ને સર્વ પવિત્રો પર આવો પ્રેમ ખરેખર ઐક્ય કરનારૂં સંપૂર્ણતાનું બંધન છે, એમ જાણીને તે ઇશ્વરસ્તુતિ કરે છે.

ભાઇ પરનો આ પ્રેમ ઉપજાવનારૂં કારણ આકાશમાં રાખી મૂકેલી આશા છે, એવું અહિં સૂચવાય છે. વિશ્વાસ, આશા તથા પ્રેમ, એ ત્રણ કૃપાદાનો સાથે જોડાયલાં જણાય છે (૧ કરીં. ૧૩; ૧૩. ૧ થેસ્સા. ૧; ૩), પરંતુ સ્વર્ગમાં રાખી મૂકેલું આશાસ્પદ ભાઇ પરના પ્રેમનું કારણ નજ કહેવાય, એમ ધારીને કેટલાએક ટીકાકારો અહિં બતાવેલી આશાનો સંબંધ "ઉપકાર માનીએ છીએ" સાથે કરે છે. આ ખુલાસા પ્રમાણે સ્વર્ગમાં રાખી મૂકેલું આશાસ્પદ ઉપકાર માનવાનું ત્રીજું કારણ થાય છે; એટલે વિશ્વાસ તથા પ્રેમ સ્વર્ગમાંની આશા પ્રાપ્ત થતાંજ પરિપૂર્ણ રીતે ફળશે, માટે તે આશા નિહાળતાં પ્રેરિત સ્તોત્રરૂપી પ્રાર્થના કરે છે, એવું તેઓનું માનવું છે. પરંતુ વાક્યરચના ઉપરથી ઘણા ખરા ભાષાશાસ્ત્રીઓ ગુજરાતી તરજુમામાં આપેલો અર્થ પસંદ કરે છે, માટે એજ અર્થ સમજવો ઉચિત લાગે છે. વળી એ અર્થમાં કાંઇ અસંભવિત નથી. બીજાં ઠેકાણાંમાં પ્રેરિત બદલાની આશા બતાવીને સુકૃત્યો કરવાનું ઉત્તેજન આપે છે (૨ કરીં. ૯; ૬. ગલા. ૬; ૯), ને આશાની રાહ જોવાથી ધીરજ તથા વિશ્વાસ કેળવાય છે, એવું તે જણાવે છે (રૂમી. ૮; ૨૫. ગલા. ૫; ૫) માટે આ વાક્યમાં સ્વર્ગની આશાથી ભાઇ પરના પ્રેમની ઉત્પત્તિ તથા વૃદ્ધિ સૂચવાય, એ અકારણ કે અપૂર્વ નથી. જેનો ભાવ દૈહિક છે તે આ જગતની વાત પર લક્ષ લગાડીને પોતાને માટે દૈહિક સુખ પ્રાપ્ત કરવા ઇંતેજાર રહે છે, ને

એથી સ્વાર્થી બને છે. પરંતુ જેનો ભાવ આત્મિક થયો છે તે આત્મિક સુખ-પ્રાપ્તિની ઇચ્છા કરે છે, ને એમ દૃશ્ય તો નહિ પણ અદૃશ્ય વાનાં શોધે છે. આકાશમાંના અણદીઠ આશાસ્પદની અપેક્ષા રાખીને તે દૈહિક સ્વાર્થથી મુક્ત થાય છે, માટે તે સ્વર્ગીય વતનમાં આનંદ કરીને (૧ પીત. ૧; ૪) પોતાના સાથીવારસો સાથે પ્રેમરૂપી બંધનમાં જોડાય,—આકાશી નગરની આશા રાખીને (હેબ્રી. ૧૧; ૧૬ : ૧૩; ૧૪) તે ત્યાંના સઘળા શહેરીઓનો હેત કરે,—બાપના મહિમાવાન ઘરના વૈભવની આશા રાખીને (યોહા. ૧૪; ૨) તે ઘરનાં બધાં છોકરાંને ભાઇબેન સમાન વહાલાં ગણે—એ કેવળ સ્વાભાવિક કહેવાય. અર્થાત્ સુવાર્તામાં જે મહિમાની આશા પ્રગટ કરાય છે તેને લીધે ભાઇ પરનો પ્રેમ સવિશેષ દેખાય છે, એવી અહિં પ્રેરિત સૂચના કરે છે, એમ માનવું યુક્તજ છે.

પુનરૂત્થાન પામેલો ખ્રીસ્ત જ્યાં છે (૩; ૧) ત્યાંજ ખ્રીસ્તીઓ પણ થશે (યોહા. ૧૪; ૩ : ૧૭; ૨૪), હા, ત્યાંજ તેઓનું ચિત્ત રહે છે (૩; ૨), ત્યાંજ તેઓનું પ્રજાપણું (ફિલિ. ૩; ૨૦), દ્રવ્ય (મા. ૬; ૨૦ : ૧૯; ૨૧. લુક ૧૨; ૩૪ : ૧૮; ૨૨) તથા પ્રતિદાન છે (મા. ૫; ૧૨), માટે ત્યાંજ તેઓની સઘળી આશાઓ ફળીભૂત થશે, તે કારણથી ત્યાંજ તમામ આશાસ્પદ અનામતી તરીકે સહિસલામત મૂકેલું કહેવાય છે, એવી રીતે કે આ જગતમાં વિપત્તિ છતાં પણ ત્યાંની દૃઢ આશા રાખી શકાય છે (૨ તીમ. ૧; ૧૨).

આવા વિશ્વાસ તથા આવા સ્વર્ગીય આશાથી ઉપજાવેલા પ્રેમની ખબર સાંભળીને પાઉલ કંઇ ફુલાવનારૂં વખાણ કરતો નથી, પણ આવા શુભ ભાવનો ઇશ્વરકૃપાથી મંડળીમાં ઉદ્‌ભવ થયો છે એમ સમજીને તે પ્રાર્થનામાં દેવની ઉપકારસ્તુતિ કરે છે.

**તમારે સારૂ પ્રાર્થના કરતાં દેવનો, [એટલે] આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તના બાપનો, હમેશાં ઉપકાર માનીએ છીએ.** ઉપર કહેલી

પદ ૪.

સંતોષકારક ખબર સાંભળી ત્યારથી પાઉલ જ્યારે જ્યારે કલોસ્સી ખ્રીસ્તીઓના હકમાં પ્રાર્થના કરતો ત્યારે ત્યારે ઉપકારસ્તુતિ સહિત વિનંતી કરતો. આ સમયે એ લોકો સઘળા ભૂલાવનારા અસત્ય મતોથી દૂર રખાય, એમ તે વારેવારે ચિંતાતુર થયલા મનથી માગતો હશે, ને તેઓના રક્ષણાર્થે વિનંતી કરતાં કરતાં તે નિત્ય તેમના વિશ્વાસ તથા પ્રેમને લીધે પ્રભુનો આભાર માનતો. કલોસ્સેના ખ્રીસ્તીઓ એમ ધારતા હશે કે અમારી મંડળીની ખબર સાંભળીને પાઉલ કેવળ દુઃખી થશે, પરંતુ તે તેમને જણાવે છે કે તમારે માટે ઉપકારસ્તુતિ કર્યા વિના હું તમારા હકમાં ઇશ્વરની વિનંતી કદી કરતો નથી. એવું સાંભળીને તેઓ પ્રેરિતને વધતો સંતોષ પમાડવાને ઉતેજિત થાય, એ નિઃસંદેહ છે.

અંગ્રેજી સુધારેલી આવૃત્તિમાં "હમેશાં"નો સંબંધ "પ્રાર્થના કરતાં" સાથે કરેલો છે એથી એવો અર્થ સૂચવાય છે કે પાઉલ નિરંતર કલોસ્સીઓના હકમાં ઉપકારસ્તુતિસહિત વિનંતી કરતો. એ અર્થમાં કંઇ અયોગ્યતા નથી, પરંતુ અહિં ઉપકારસ્તુતિ વિશેષ વાત છે માટે વિશેષતા સૂચવનારો શબ્દ ઉપકાર માનવાની સાથે જોડાય, એ અધિક ઉચિત દીસે છે. હમેશાં ઉપકાર માનવાની વાત ૧ કરીં. ૧; ૪. ૧ થેસ્સા. ૧; ૨ માં પણ આવે છે.

"દેવ, આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તનો બાપ," એ મુજબ ૩; ૧૭ માં પણ વાત કરેલી જણાય છે. બીજાં ઠેકાણાંમાં 'આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તનો દેવ તથા બાપ" આવે છે (જુઓ રૂમી. ૧૫; ૬. ૨ કરીં. ૧; ૩: ૧૧; ૩૧. એફે. ૧.; ૩. ૧ પીત. ૧; ૩).

પ્રાર્થનાસહિત ઉપકારસ્તુતિ કરવાની ફરજ ફિલિ. ૪; ૬ માં ફરમાવવામાં આવે છે. પોતાની દેખરેખ નીચેની મંડળીઓના સભાસદો વિષે પાઉલ ઉપકાર માનતાં કેવી વિનંતીઓ કરે છે તે જાણવા માટે જુઓ પદ ૯–૧૨. એફે. ૧; ૧૬, ૧૭: ૩; ૧૪. ફિલિ. ૧; ૫, ૯. ૧ થેસ્સા. ૩; ૯–૧૩. ૨ થેસ્સા. ૧; ૩, ૧૧, ૧૨.

ત્રીજા વાક્યમાં સ્વર્ગીય આશાની વાત આવી હતી તે વાત સાથે સંબંધ રાખનારૂં વાક્ય હવે આવે છે. અસલમાં સદરહુ આશા અર્થનો શબ્દ ૫ મા વાક્યમાં આવે છે માટે સંબંધ સ્પષ્ટ છે, પણ ગુજરાતી વાક્યરચના જુદા પ્રકારની હોવાથી "આશા" શબ્દ કૌંસમાં મૂકીને સંબંધ દેખાડવો પડે છે.

**તે [આશા વિષે] તમે અગાઉ સુવાર્તાની સત્યતાની વાતમાં સાંભળ્યું હતું.** જે મહિમાની આશાને લીધે કલોસ્સીઓ સર્વ ભાઇઓ પર પ્રેમ રાખતા તે આશા કોઇ પાખંડી મતના બોધથી જાહેર થઇ ન હતી, પણ જુદા ઉપદેશકોના આવ્યા અગાઉ તેઓમાં જે પ્રભુ ઇસુ ખ્રીસ્તની સુવાર્તા પ્રગટ થઇ હતી, તેમાંજ સદરહુ આશા પ્રગટ કરવામાં આવી હતી. એપાફ્રાસે તેઓમાં જે બોધ કર્યો હતો (પદ ૭) તે પાખંડી બોધની પેઠે કલ્પી કાઢેલું કે અસત્ય ભરેલું શિક્ષણ ન હતું (૨; ૮), પણ સત્યતાની વાત હતી. તે સત્ય વાત ખ્રીસ્તની નિર્મળ સુવાર્તા હતી (સરખાવો એફે. ૧; ૧૩). માણસ ગમે તે મનકલ્પિત વાત કાઢે કે તત્ત્વજ્ઞાનરૂપી નવા મત પ્રગટ કરે તો પણ પાઉલ તથા તેના સાથીઓ સુવાર્તાને વળગી રહેતા. તેમાંજ હરકોઇ વિશ્વાસ કરનારને અર્થે ઇશ્વરી પરાક્રમ રહેલું છે, એવું માનીને પ્રેરિત સુવાર્તા પ્રગટ કર્યા કરતો. તેનાં ભાષણો તથા લખાણોમાં "સુવાર્તા" અર્થનો શબ્દ ૬૦ થી વધારે વાર આવેલો છે તે ઉપરથી ખ્રીસ્તના શુભવર્તમાનમાં તે કેવો આનંદ માણતો તેનો ખ્યાલ કરી શકાય છે.

પદ ૫.

**તે [સુવાર્તા] તમારી પાસે આવી છે, જેમ આખા જગતમાં ફળ આપે છે ને વધે છે તેમ.** સુવાર્તાની સત્ય વાત કલોસ્સીઓની મધ્યે રહેવા માટે આવી હતી માટે તેઓને બીજા પ્રકારના બોધની અગત્ય ન હતી. સુવાર્તાની સત્યતા આથી સાબિત થતી કે આખા રૂમી રાજ્યના સઘળા પ્રાંતોમાં ફેલાતાં (પદ ૨૩. રૂમી. ૧ ; ૮. ૧ થેસ્સા. ૧ ; ૮) તે સફળતા તથા વૃદ્ધિ પામતી હતી. નિર્જીવ ઝાડ ફળ આપે નહિ તેમ વધે પણ નહિ; કેવળ સુકાઇને બળતણુજ થાય. પરંતુ સુવાર્તા શુભ ફળ આપે છે તેમ વધે છે માટે તેમાં જીવનરૂપી સત્ય છે, એવું સિદ્ધ થાય છે. તે ઘણા દેશના વિવિધ જાતના લોકનું તારણ સાધતાં સુકૃત્યરૂપી ફળ ઉપજાવતી જાય છે, તેમ બહોળો ફેલાવો પામીને અધિકાધિક માણસો પર આત્મિક અસર કરતી જાય છે, તે વાતમાં તેની ઉત્તમતાની સાબિતી રહેલી છે. પોતાની વૃદ્ધિ કરનારાં બી પ્રભુની વાતમાં છે તે કદી ન ભૂલવું. ખમીરની પેઠે અથવા તો વડની પેઠે તે વધતી જાય છે ને વધતી જશે. વળી જ્યાં રોપાય છે ત્યાં તે શુભ ફળ ઉપજાવ્યા વગર રહેતી નથી. સુવાર્તા માનનારાઓ ફળ આપનારા હોય છે (મા. ૭; ૧૭-૨૦. લુક ૧૩ ; ૬. યોહા. ૧૫ ; ૨-૮, ૧૬. રૂમી. ૬ ; ૨૨. ગલા. ૫ ; ૨૨. ફિલિ. ૧ ; ૧૧. યા. ૩ ; ૧૭), તે સુવાર્તામાં રહેલા ઇશ્વરી પરાક્રમના કારણથી છે. પાખંડી મત કોઇ કોઇ ઠેકાણે ફેલાય, પરંતુ તેનું કંઇ શુભ ફળ થતું નથી, ને તેમાં જીવનદાયક પરાક્રમ નથી; સુવાર્તા બધે ફેલાય છે તેમ તેને માનનારાઓ ફળ આપે છે ને વધે છે (પદ ૧૦), માટે તે સત્ય છે એમ જાણીને તેને વળગી રહેવું.

**જે દહાડાથી તમે સત્યતામાં દેવની કૃપા [વિષે] સાંભળ્યું તથા જ્ઞાન પ્રાપ્ત કર્યું તે દહાડાથી તમારામાં પણ તેજ પ્રમાણે [થાય છે].** કલોસ્સેની મંડળીમાં દેખાતું શુભ ફળ પાખંડી મતના આવ્યા પહેલાં ઉપજતું હતું, માટે તે સુવાર્તાનુંજ ફળ જણાય છે. આખા જગતમાં થાય છે તેમ તે મંડળીમાં પણ થતું, એટલે કોઇ માણસ સુવાર્તા સાંભળીને તે સત્યરૂપી ઇશ્વરકૃપાની વાત છે એવું જ્ઞાન પામ્યો ત્યારથી તે સુધરવા તથા સુવાર્તાની વૃદ્ધિ કરવા લાગ્યો.

અહિં સુવાર્તા વિષે ત્રણ વાત જણાવવામાં આવે છે. (૧) તે સત્યતામાં દેવની કૃપા છે. તેમાં કંઇ પણ અસત્યની મેળવણી છેજ નહિ, કેમકે તે ખાસ ઇશ્વરથી મોકલેલી છે. તેમાં દેવની કૃપાનો એવો સંદેશો આપવામાં આવે છે કે અબળ પાપીઓના અપરાધ દૂર કરવા સારૂ દયાળુ ઇશ્વરે તારણોપાય કર્યો છે (રૂમી. ૩ ; ૨૪ : ૫ ; ૧૫. એફે. ૨ ; ૫, ૮), તે માટે તે દેવની કૃપાની સુવાર્તા કહેવાય છે (પ્રે. કૃ. ૨૦ ; ૨૪). (૨) સુવાર્તા સાંભળવી, એટલુંજ

નહિ પણ તેથી શુભ જ્ઞાન પામવું.* જેઓ નિશ્ચિત રહીને સાંભળે છે તેમને કશો લાભ થતો નથી—એક કાને સાંભળે છે ને બીજે કાને કાઢી નાખે છે. પણ સમજણથી સાંભળીને જેઓ સુવાર્તાની સત્યતા વિષે ખાતરી કરે છે, ને તેના આત્મિક અર્થ વિષે જ્ઞાન પ્રાપ્ત કરે છે તેઓને ધન્ય છે! સુવાર્તા દેવની કૃપા દર્શાવે છે એમ જાણીને તેમાં ઇશ્વરનો સાદ ઓળખીએ, તેમાં તારણોપાય આપણને માલમ પડવાથી તે માનીએ તથા અંગીકારીએ ત્યારેજ સુવાર્તા ખરેખર સાંભળી કહેવાય. (૩) આવી રીતે સાંભળનારાઓમાં સુવાર્તા ફળદાયક થાય છે. તેઓ આત્માનાં સઘળાં ફળ આપીને (ગલા. ૫; ૨૨) સુવાર્તાનો ફેલાવો કરનારા થઇ પડે છે. તેઓના નમુનાથી તથા તેઓની મહેનત વડે પ્રભુનું રાજ્ય વૃદ્ધિ પામે છે.

**એમજ એપાફ્રાસ અમારા વહાલા સાથીદાસ પાસેથી તમે શિખ્યા.** કલોસ્સેના લોકને આત્મિક જ્ઞાન શિખવનાર એપાફ્રાસ હતો, તેને વહાલો ગણીને પાઉલ તેની લાયકીની વાંચનારાઓને યાદ દેવડાવે છે. પ્રેરિત જેમ ખ્રીસ્તનો દાસ થઇને સુવાર્તાની સેવા કરતો તેમ એપાફ્રાસ પણ કરતો, માટે પાઉલ તેને "સાથીદાસ" કહે છે. આ શબ્દનો ઉપયોગ પાઉલ આ પત્રમાંજ કરે છે. (૪; ૭ માં તે તુખીકસને પણ સાથીદાસ કહે છે). એપાફ્રાસ કલોસ્સેનો વતની હશે, એમ લાગે છે (૪; ૧૨). તેનું નામ ફિલે. ૨૩ માં પણ આવે છે. ફિલિપીઓના પત્રમાં એપાફ્રોદીતનું નામ આવે છે (ફિલિ. ૨; ૨૫: ૪; ૧૮.) તે નામ જો કે એપાફ્રાસનું બીજું રૂપ છે તો પણ આ નામોથી ઓળખાયલા ભાઇઓ જુદા હતા, એવું જણાય છે.

પદ ૭.

**તે તો અમારી તરફથી ખ્રીસ્તનો વિશ્વાસુ સેવક છે.** (ગુજરાતી જુના તરજુમામાં "તમારે સારૂ" હતું તેને બદલે, જુના હસ્તલેખના પુરાવા ઉપરથી "અમારી તરફથી" એવો તરજુમો કરવો). એપાફ્રાસ પ્રભુ ઇસુનો

*"જ્ઞાન પ્રાપ્ત કરવું" અર્થના અસલ શબ્દનો ગુજરાતી નવા કરારમાં જુદા જુદા તરજુમા કરેલા છે. ઘણાં ઠેકાણાંમાં તેનો અર્થ "જાણવું" કરેલો છે (માત્થી ૧૧; ૨૭. ૧ કરીં. ૧૩; ૧૨); કોઇ ઠેકાણે "ઓળખવું" અર્થ કરેલો છે (માત્થી ૭; ૧૬, ૨૦: ૧૭; ૧૨. લુક ૨૪; ૧૬, ૩૧. પ્રે. કૃ. ૩; ૧૦). લુક ૧; ૨૨ માં "સમજવું" અર્થ જણાય છે. માર્ક ૫; ૩૦ તથા પ્રે. કૃ. ૩૪; ૧૧ માં "માલમ પડવું," ૨ કરીં. ૧; ૧૩, ૧૪ માં "માનવું" તથા ૧ કરીં. ૧૬; ૧૮ માં "અંગીકાર કરવો"—એ પ્રમાણે જુદાં જુદાં વાકયોમાં આ શબ્દનો વિવિધ રીતે તરજુમો થયો છે. આ ક્રિયાપદથી વ્યુત્પન્ન થયલા નામનો અર્થ "અભિજ્ઞાન" કે "પરમજ્ઞાન" કરાય છે. પાઉલના પત્રોમાં તે નામ વિશેષે કરીને આત્મિક જ્ઞાનને અર્થે વપરાય છે (જુઓ રૂમી. ૧; ૨૮: ૧૦; ૨. એફે. ૧; ૧૭: ૪; ૧૩. ફિલિ. ૧; ૯. ૧ તીમ. ૨; ૪. ઇત્યાદિ). આ પત્રમાં તે નામ ચાર વખત વપરાયલું છે (પદ ૯, ૧૦: ૨; ૨: ૩; ૧૦).

સેવક થઇને કલોસ્સૈમાં પ્રભુની સુવાર્તાની સેવા કરવામાં વિશ્વાસુ ઠર્યો હતો. વળી તે શહેરમાં તે પાઉલની ગોઠવણથી કામ કરવા રહ્યો હતો, એવું અહિં સૂચવાય છે. પાઉલ એફેસસમાં રહેતો ત્યારે આસીઆમાંના સર્વ રહેનારાઓએ પ્રભુની વાત સાંભળી (પ્રે. કૃ. ૧૯; ૧૦), તેનું એક કારણ આ હતું કે રાજ્યધાનીમાં પ્રાંતના લોક ઘણા આવતા. પરંતુ બીજું કારણ આ હશે કે પાઉલે કસ્બાઓ તથા ગામોમાં ઉપદેશ કરવા સારૂ બોધકોને મોકલ્યા. એપાફ્રાસે એફેસસમાં સુવાર્તા સાંભળીને વિશ્વાસ કર્યો ત્યારે પાઉલે તેને પોતાના શહેરમાં સુવાર્તા પ્રગટ કરવા મોકલ્યો હશે, એમ ધારવું અસ્થાને ન કહેવાય. અહિં "સેવક" અર્થનો શબ્દ મંડળીના સહાયકારીને માટે સાધારણે વપરાતો શબ્દ છે, પરંતુ એપાફ્રાસ મંડળીમાં નિમેલો સહાયકારી હતો એવું અનુમાન કરવાનું પ્રયોજન નથી. મંડળીનું દૈહિક પોષણ તો નહિ પણ આત્મિક પોષણ કરવાનું તેનું કામ જણાય છે.

**આત્મામાં તમારો જે પ્રેમ તે તેણે અમને જાહેર કર્યો.** એપાફ્રાસ પાઉલ પાસે જઇને અમારી ચાડી કરીને અમને વગોવે છે એવી શંકા વાંચનારાઓનાં મનમાં ન રહે માટે પ્રેરિત જણાવતો હશે કે તેણે આવીને મને તમારા પ્રેમ વિષે ખબર આપી. પદ ૩ માં જણાવેલા સર્વ ભાઇ પરના પ્રેમનીજ આ વાત છે, એમ કેટલાકનું ધારવું છે, પણ બીજા કેટલાએકનું માનવું એવું થાય છે કે અહિં પ્રેરિત પર રાખેલા તેમના પ્રેમની વાત કરેલી છે. તે ગમે તેમ હોય પણ તેમનો પ્રેમ કેવળ મિત્રો પર કરેલો સ્વાભાવિક હેત નથી, પણ જે ખરો, નિઃસ્વાર્થ, પરમ હિતકારક પ્રેમ પવિત્ર આત્માનું પ્રથમ ફળ છે (ગલા. ૫; ૨૨), ને આત્માથી વિશ્વાસીઓનાં હૃદયમાં વહેવડાવેલો છે (રૂમી. ૫; ૫) તે પરમ પ્રેમ આ કલોસ્સીઓનાં મનમાં રહેલો છે, એવું એપાફ્રાસની આપેલી ખબરથી પાઉલે જાણ્યું હતું.

પદ ૮.

**૯-૧૪. કલોસ્સીઓને સારૂ પ્રેરિતની પ્રાર્થના.**

[૯]એ માટે અમે પણ, એ સાંભળ્યું તે દહાડાથી, તમારે સારૂ પ્રાર્થના તથા વિનંતી કરવાનું મૂકી દેતા નથી કે તમે સર્વ [પ્રકારની] આત્મિક બુદ્ધિ તથા સમજણમાં તેની ઇચ્છા વિષેના જ્ઞાનથી ભરપુર થાઓ, [૧૦]એ માટે કે તમે સર્વ [પ્રકારની] પ્રસન્નતાને અર્થે પ્રભુને યોગ્ય ચાલો [એટલે] દેવ વિષેના જ્ઞાને સર્વ [પ્રકારનાં] સારાં કામમાં ફળવાન થાઓ તથા વધતા જાઓ; [૧૧]આનંદ સહિતની સર્વ [પ્રકારની] ધીરજ તથા સહનતાને અર્થે તેના મહિમાના બળ પ્રમાણે સર્વ [પ્રકારના] પરાક્રમે પરાક્રમી થાઓ; [૧૨][ને દેવ] બાપ જેણે આપણને પવિત્રોના અજવાળામાંના વારસાનો ભાગ [પામવા] સારૂ યોગ્ય કર્યા છે તેનો

તમે ઉપકાર માનો. [13]તેણે અંધકારના અધિકાર તળેથી આપણને છોડાવ્યા, ને પોતાના પ્રિય પુત્રના રાજ્યમાં દાખલ કીધા. [14]તેનામાં (એટલે પુત્રમાં) આપણને ઉદ્ધાર [એટલે આપણાં] પાપની માફી છે.'

કલોસ્સીઓના વિશ્વાસ તથા પ્રેમ વિષે સાંભળીને પ્રેરિત તેમને માટે જે વરદાન માગે છે તે આ, કે તેઓ દેવની ઇચ્છા વિષેના જ્ઞાનમાં સંપૂર્ણ કરાય. તે પરિપૂર્ણતાનું પરિણામ એવું થશે કે તેઓ પ્રભુને યોગ્ય ચાલ ચાલશે. તે ચાલની ત્રણ નિશાણીઓ અહિં જણાવવામાં આવે છે:—(૧) તેઓ ફળવાન થાય તથા વૃદ્ધિ પામે. (૨) તેઓ ઇશ્વરી સામર્થ્યના પ્રમાણમાં આત્મિક પરાક્રમથી વેષ્ઠિત થાય એવી રીતે કે તેઓ આનંદ સહિત ધીરજ તથા સહનશીલતા રાખી શકે. (૩) તેઓ ઇશ્વર પિતાની કૃપા યાદ રાખીને તેનો આભાર માનનારા થાય. તેનો આભાર માનવાનું વિશેષ કારણ આ છે કે તેણે પવિત્રોને માટે જે પ્રકાશમય વારસો તૈયાર કીધો છે તેમાંનો હિસ્સો પામવા આપણને લાયક ઠરાવ્યા છે. આપણે પાપરૂપી અંધકારની સત્તા તળે નાશ પામતા હતા પણ ઇશ્વરે બળવાન હાથે આપણો છુટકો કરાવીને આપણને પોતાના વહાલા પુત્રના રાજ્યમાં દાખલ કીધા છે. એ રાજ્યના અધિકારીની—એટલે ઇશ્વરના પ્રિય પુત્રની—સંગતમાં રહ્યાથી પાપની માફી પામીને ઉદ્ધાર સંપાદન કરીએ છીએ.

પદ ૯.

**એ માટે અમે પણ, એ સાંભળ્યું તે દહાડાથી, તમારે સારૂ પ્રાર્થના તથા વિનંતી કરવાનું મૂકી દેતા નથી.** પાછલાં વાક્યોમાં જે હકીકત આપેલી છે તેને લીધે પ્રેરિત નીચે મુજબ પ્રાર્થના કરે છે (સરખાવો એફે. ૧; ૧૫. ૧ થેસ્સા. ૨; ૧૩). કલોસ્સી ભાઇઓની તથા તેમના પાળક એપાફ્રાસની વાત થઇ છે, હવે પ્રેરિત તથા તેના સાથીઓની વાત કરીએ તો તેઓ પણ આ મંડળીના ઉત્કર્ષને માટે કાંઇ કરે છે; એટલે તેઓ પ્રસંગોપાત કલોસ્સેના ખ્રીસ્તીઓના હકમાં સામાન્ય પ્રાર્થનાઓ કરતા રહે છે (સરખાવો એફે. ૧; ૧૬), એટલુંજ નહિ પણ વળી ખાસ વિનંતીઓ કરે છે. સદરહુ ખાસ વિનંતીઓની વિગત નીચે મુજબ છે:—

**કે તમે સર્વ [પ્રકારની] આત્મિક બુદ્ધિ તથા સમજણમાં તેની** (એટલે ઇશ્વર પિતાની) **ઇચ્છા વિષેના જ્ઞાનથી ભરપુર થાઓ.** પાઉલની વિશેષ માગણી એવી છે કે કલોસ્સીઓ દેવની ઇચ્છાના જ્ઞાનના સંબંધમાં પરિપૂર્ણ થાય—એટલે પોતાના લોકની નીતિપૂર્વક વર્તણુક વિષે (પદ ૧૦) તેની શી મરજી છે, તે તેઓ પૂર્ણ રીતે જાણે (જુઓ ૪; ૧૨. રૂમી. ૧૨; ૨. એફે. ૧; ૯. ૧ થેસ્સા. ૪; ૩: ૫; ૧૮). ઇશ્વરની કૃપા વિષે સાંભળીને જે કોઇ તે કૃપાને આધીન થાય છે તેણે પોતા પર કૃપા કરનારની ઇચ્છાનુસાર વર્તવાને બનતી કોશિશ કરવી; તે માટે સદરહુ ઇચ્છા વિષેનું જ્ઞાન પામવું આવશ્યક

છે. એવું જ્ઞાન "અભિજ્ઞાન" કહેવાય છે (જુઓ પદ ૬ નો ખુલાસો), એમ અહિં આવેલા અસલ શબ્દથી માલમ પડે છે. રૂમની કાચી કેદમાં રહીને પાઉલે વડે ચાર પત્રો લખ્યા તેમાંના દરેકના પ્રાર્થના પ્રકરણમાં આ શબ્દનો ઉપયોગ કરાય છે (એફે. ૧; ૧૭. ફિલિ. ૧; ૯. ફિલે. ૬), ને આ સર્વ પત્રોમાં સદરહુ શબ્દ પરમ આત્મિક જ્ઞાન સૂચક દીસે છે. આ ઉચ્ચજ્ઞાન માનવી દૈહિક બુદ્ધિએ કરીને કદી પ્રાપ્ત ન થાય એ નિર્વિવાદ છે, માટે આત્માએ આપેલી સુબુદ્ધિ તથા સમજ પામવાથીજ (૧ કરીં. ૧૨; ૮) ઇશ્વરેચ્છાનું સંપૂર્ણ જ્ઞાન મળે, એવું અહિં સૂચવાય છે. કલોસ્સેમાં આવેલા પાખંડી બોધકોનું "જ્ઞાન" જુદાજ પ્રકારનું હતું, એ ૨; ૧૮, ૨૩ જોવાથી માલમ પડશે.

જે અસલ શબ્દનો અર્થ અહિં "બુદ્ધિ" કરેલો છે તેનો તરજુમો બહુધા "જ્ઞાન" થાય છે (જુઓ પદ ૨૮: ૩; ૧૬. એફે. ૧; ૮), પરંતુ આ વાક્યમાં "જ્ઞાન" અર્થનો બીજો શબ્દ આવેલો હોવાથી ઉપર મુજબ તરજુમો કરવો દુરૂસ્ત લાગ્યું (સરખાવો એફે. ૧; ૧૭). "બુદ્ધિ" એટલે જે સામાન્ય બુદ્ધિબળ વડે કોઇ પણ વિષય વિષેનું જ્ઞાન ગ્રહણ કરીએ છીએ તે, ને "સમજણ" એટલે જે પારખશક્તિથી વિષયો વિષે અભિપ્રાય કરીએ છીએ તે,* (માર્ક ૧૨; ૩૩. લુક ૨; ૪૭. એફે. ૩; ૪. ૨ તીમો. ૨; ૭). માટે અહિં પૂર્ણ મનોબળથી ઇશ્વરેચ્છાની માહિતી મેળવીને બધી વાત અચુક રીતે પારખવાની સમજશક્તિ આ કલોસ્સીઓમાં આવે, એવી પ્રેરિતની વિનંતી જણાય છે. અહિં સાથે આવેલા બે શબ્દ શાસ્ત્રમાં ઘણીવાર જોડેલા મળે છે (નિર્ગ. ૩૧; ૩. પુન. ૪; ૬. યશા. ૧૧; ૨: ૨૯; ૧૪). વળી તેને મળતાં વિશેષણો માત્થી ૧૧; ૨૫ માં આવે છે.

**એ માટે કે તમે સર્વ [પ્રકારની] પ્રસન્નતાને અર્થે પ્રભુને યોગ્ય ચાલો.** દેવની ઇચ્છાનું જ્ઞાન આત્માએ આપેલી સુબુદ્ધિ તથા સમજણે કરીને જેને પ્રાપ્ત થાય છે તે ભાઇ આ જગતના "જ્ઞાનીઓ"ની પેઠે ફુલી જતો નથી, પણ તેના જ્ઞાનનું પરિણામ સુચાલરૂપ નીવડે છે. ધણીની ઇચ્છા જાણનારને શિર વિશેષ જુમ્મો રહેલો છે (લુક ૧૨; ૪૭), માટે ઉપરથી આપણને સુજ્ઞાન પ્રાપ્ત થયું છે એવું આપણાં સુકૃત્યથી સાબિત કરવું (યા. ૩; ૧૭). ઇસુ જે આપણો પ્રભુ તે આપણે સારૂ આદર્શરૂપ છે માટે તેને માનનારાની વર્તણુક તેને યોગ્ય—તેના પવિત્ર નમુનાનુસાર—હોવી જોઇએ, એવું અહિં શિખવવામાં આવે છે. વળી પાઉલના અન્ય પત્રોથી જણાય છે કે મળેલા તેડાને (એફે. ૪; ૧), તેડું આપનાર દેવને (૧ થેસ્સા. ૨; ૧૨) તથા તેડું જણાવનારી સુવાર્તાને (ફિલિ. ૧; ૨૭) શોભતી રીતે ચાલવું, એ દરેક ખ્રીસ્તી

પદ ૧૦.

*એફે. ૧; ૮ માં "વિવેક" આવે છે તે જુદા શબ્દનો તરજુમો છે.

માણસની ખાસ ફરજ છે. સર્વ કામના સંબંધમાં. આવી ચાલ ચાલીએ તોજ ઇશ્વર પ્રસન્ન થાય છે—તેની પ્રસન્નતા મેળવવાનો બીજો કોઇ ઉપાય નથી. જેઓ દેહના વિષયોમાં આનંદ માને છે તેઓ દેવને પ્રસન્ન કરી શકતા નથી (રૂમી. ૮; ૮); પણ સુવાર્તાના સુબોધ પ્રમાણે વર્તવાથી દેવને પ્રસન્ન કરી શકીએ છીએ (૧ થેસ્સા. ૪; ૧).

આખા નવા કરારમાં "પ્રસન્નતા" અર્થનું નામ અહિંજ આવે છે, પરંતુ તેને મળતું ક્રિયાપદ ઠેકાણે ઠેકાણે મળે છે. આ નામનો મૂળાર્થ "ખુશામતે કરીને રાજી કરવું" એવો જણાય છે, માટે હેલેની સાહિત્યમાં તે ઘણું કરીને મહાપુરૂષોના સંબંધમાં વપરાય છે. હેરોદિયાસની દીકરીએ પોતાની માના શિખવ્યા મુજબ હેરોદને ખુશ કરીને યોહાનનો શિરચ્છેદ કરાવ્યો ત્યારે એ અર્થ પ્રમાણે તેણે રાજાની પ્રસન્નતા મેળવી. પરંતુ પાઉલ એવી રીતે માણસને ખુશ કરનાર નહતો (ગલા. ૧; ૧૦. ૧ થેસ્સા. ૨; ૪). યોગ્ય રીતે પડોશીને ખુશ કરવાનો બોધ તે તો આપે છે (જુઓ રૂમી. ૧૫; ૨, ૩), પણ તે ખ્રીસ્તના નમુનાનુસાર વર્તવાનો બોધ છે, માટે તે પાળવાથી ઇશ્વર પણ રાજી થાય, એ નિઃસંશય છે. અર્થાત્ માણસને ખુશ કરવાના હેતુથી નહિ પણ પ્રભુને પ્રસન્ન કરવાના હેતુથી પ્રભુ ઇસુના પવિત્ર નમુના મુજબ સદા વર્તવું, તે અહિંનો તથા હમેશનો પાઉલે આપેલો બોધ છે. આ બોધ ગુજરાતી મંડળીઓને સારૂ આવશ્યક છે, એમ મંડળીની સ્થિતિનો હરેક અનુભવી કબૂલ કરશે.

હવે ઇશ્વરેચ્છાનું પૂર્ણ જ્ઞાન પામવાથી ઇસુના નમુના પ્રમાણે ચાલીને જેઓ દેવને પ્રસન્ન કરે છે તેઓની આત્મિક હાલતની વિગત આપનારી ચાર વાત આવે છે, તે અસલમાં ચાર કૃદંતો વડે સૂચવાય છે.

**[એટલે] દેવ વિષેના જ્ઞાને સર્વ [પ્રકારનાં] સારાં કામમાં ફળવાન થાઓ તથા વધતા જાઓ.** સુવાર્તા આખા જગતમાં ફળવાન થાય છે તથા વધે છે, એમ પદ ૬ માં કહેલું હતું; અહિં શુભજ્ઞાન પામનાર દરેક ખ્રીસ્તીમાં પણ એજ સફળતા તથા વૃદ્ધિ સધાય, એવી સૂચના રહેલી છે. અસલમાં આ પહેલાં બે કૃદંતો સાથે જોડાયલાં જણાય છે. પાઉલ જે આત્મિક જ્ઞાનની સંપૂર્ણતા કલોસ્સીઓના હકમાં માગે છે તે વરસાદ તથા ઝાકળરૂપ છે (પુ. ૩૨; ૨. હો. ૧૪; ૫), માટે તેથી કરીને પ્રભુની વાડીમાં રોપેલા છોડવાઓ ફળદાયક થાય છે તેમ વધતા જાય છે. તેઓ નિષ્ફળ વૃક્ષ જેવા રહેતા નથી, તેમજ કેળની પેઠે એક વાર ફળ આપીને અફળ થતા નથી, પણ સરસ ફળઝાડની પેઠે ઋતુમાં ફળ આપતાં આપતાં તેઓ નિત્ય વૃદ્ધિ પામતા જાય છે, ને એમ ખ્રીસ્તની સંગત રાખવાથી પોતામાં ઉપજાવેલું ખરૂં જીવન દેખાડી આપે છે (જુઓ ૨; ૯, ૧૦. યોહા. ૧૫; ૪, ૫. એફે. ૪; ૧૩); પ્રભુ ઇસુ ખ્રીસ્તની

કૃપામાં તથા જ્ઞાનમાં તેઓ પરિપૂર્ણ તારણ મેળવતાં સુધી વધતાં જાય છે (૧ પી. ૨; ૩; ૨ પી. ૩; ૧૮). જે ફળ પ્રભુના રોપને લાગે છે તે "સર્વ સારાં કામ છે." વિશ્વાસનાં આત્મિક ફળ શુભકૃત્યરૂપ છે એમ પાઉલ નિત્ય શિખવે છે, માટે એવાં ફળથી આપણો વિશ્વાસ ઓળખાય છે, એમ સમજવું.

**આનંદ સહિતની સર્વ [પ્રકારની] ધીરજ તથા સહનતાને અર્થે તેના મહિમાના બળ પ્રમાણે સર્વ [પ્રકારના] પરાક્રમે પરાક્રમી થાઓ.** ત્રીજું કૃદંત પરાક્રમી થવાની સ્થિતિ દર્શાવે છે.

પદ ૧૧.

"સુવાર્તા દેવનું પરાક્રમ છે," એવું પાઉલે રૂમી. ૧; ૧૬ માં લખ્યું હતું, ને અહિં એનેએજ શબ્દનો ઉપયોગ કરીને તે સૂચવે છે કે એવા પુરા પરાક્રમથી દેવનું જ્ઞાન પામનારાઓ પરાક્રમી થાયછે. પોતાની યોગ્યતાના પ્રમાણમાં નહિ, પણ ઇશ્વરના મહિમાના પ્રમાણમાં તેઓ આવા પરાક્રમી કરાય છે. જુના જમાનામાં યહુદી લોક મધ્યે દેવનો મહિમા કરૂબીમ ઉપર દેખાતો (રૂમી. ૯; ૪); હવે પ્રભુ ઇસુમાં (હેબ્રી. ૧; ૩) તથા ઇસુની સુવાર્તા વડે જગતમાં અધિક દેખાતાં ઇશ્વરનાં તારણસાધક કામમાં સદરહુ મહિમા પ્રગટ કરવામાં આવે છે. તે મહિમા અતિ ઘણા સામર્થ્ય સહિત પ્રગટાય છે (એફે. ૧; ૧૯), ને તે પ્રકટીકરણે કરીને પ્રભુના લોક આત્મામાં પરાક્રમી થાય છે.

આ આત્મિક પરાક્રમ પામવાથી ખ્રીસ્તના લોકો ધીરજવાન તથા સહનશીલ થાય છે. ગમે તે વિપત્તિરૂપી ભાર તેમના પર મૂકવામાં આવે છે તો પણ તેઓ ધૈર્યથી તે ધરી રાખે છે, ને તેમના ગમે તે દૂષકો તેમનું અપમાન કે નુકસાન કરે છે તો પણ તેઓ વૈર વાળવાનો ઉપાય ન શોધતાં સહન કરે છે. આવી ધીરજ તથા સહનતા પ્રભુના લોકમાં જોઇએ છે એવો નવા કરારનો બોધ છે" (૨ કરીં. ૬; ૪, ૬. ૨ તીમ. ૩; ૧૦. યા. ૫; ૧૦, ૧૧), ને આવા સદ્‌ગુણો કેવળ ઇશ્વરના આપેલા પરાક્રમથી ઉપજે, એ નિઃસંદેહ છે.

જેને ઘણી ધીરજ રાખવી પડે છે કે ઘણું સહન કરવું પડે છે તેનું મન ઉદાસ થાય એવો સંભવ રહે છે, પરંતુ પાઉલ બતાવે છે કે ધીરજ તથા સહનતા "આનંદ સહિત" હોવી જોઇએ. વિપત્તિમાં પણ આનંદ કરવો એ વિષે નવા કરારમાં ઠેકાણે ઠેકાણે બોધ કરેલો છે, એટલુંજ નહિ પણ તે બોધ પાળ્યાના અનેક દાખલાઓ શાસ્ત્રમાં આવે છે (પદ ૨૪. યશા. ૨૯; ૧૯. હબા. ૩; ૧૭, ૧૮. યોહા. ૧૬; ૨૦–૨૪: ૧૭; ૧૩. પ્રે. કૃ. ૧૩; ૫૨. રૂમી. ૫; ૩: ૧૪; ૧૭. ૧ થેસ્સા. ૧; ૬. હેબ્રી. ૧૦; ૩૪. યા. ૧; ૨, ૩. ૧ પી. ૧; ૮: ૪; ૧૩). ઇશ્વરની ઇચ્છા સમજનારના ચહેરામાંજ એવો દુ:ખમાંનો હર્ષ દેખાશે (પ્રે. કૃ. ૬; ૧૫).

' આ ત્રણ વાકયોમાં "પૅસ" શબ્દ વારંવાર આવેલો જણાય છે—તેનો અર્થ "સર્વ પ્રકારનું" બતાવ્યો છે. "સર્વ પ્રકારની આત્મિક બુદ્ધિ તથા સમજણ," "સર્વ પ્રકારની

પ્રસન્નતા," "સર્વ પ્રકારનાં સારાં કામ," "સર્વ પ્રકારની ધીરજ તથા સહનતા," "સર્વ પ્રકારનું પરાક્રમ"—એ પ્રમાણે આ પૂર્ણતાદર્શક શબ્દનો વિવિધ સંબંધ જણાય છે. ઇશ્વર જે દાન આપે છે તે પરિપૂર્ણતાથી આપે છે, ને તે વડે તેના ખરા લોકમાં સંપૂર્ણતા થતી જાય છે, એવી સૂચના આ શબ્દના ઉપયોગથી આપવામાં આવે છે. પ્રભુનો સહેજ આશીર્વાદ પામીને સંતોષી ન રહેવું, પણ તે અધિકાધિક શોધવો, એવો અહિં બોધ સમાયલો છે.

**[ને દેવ] બાપ જેણે આપણને પવિત્રોના અજવાળામાંના વારસાનો ભાગ [પામવા] સારૂ યોગ્ય કર્યા છે તેનો તમે ઉપકાર માનો.**

પદ ૧૨. ચોથું કૃદંત આભાર માનવાની ટેવ સૂચવે છે. ઉપકારસ્તુતિ આત્મિક જીંદગીની એક આવશ્યક ફરજ છે (૧ થેસ્સા. ૫; ૧૮), તે વડે પવિત્ર આત્મામાં આનંદ હરવખત દેખાડવો. સઘળાના પિતા તરીકે દેવ સ્તુતિ પામવા યોગ્ય છે (એફે. ૪; ૬), કેવળ એમ નહિ પણ તે પ્રભુ ઇસુનો બાપ છે, ને પોતાના પ્રિય પુત્ર વડે આપણું તારણ કરાવનાર છે (માત્થી ૧૧; ૨૫. યોહા. ૩; ૧૬ : ૧૭; ૧, ૧૧. પ્રે. કૃ. ૧; ૪, ૭ : ૨; ૩૩. ૨ કરીં. ૧; ૩. એફે. ૧; ૩ : ૨; ૧૮. ફિલિ. ૨; ૧૧. ૧ પીત. ૧; ૩, ૪), તેથી તેનો આભાર નિરંતર માનવો જોઇએ.

અહિં આપણે (યહુદી તેમજ વિદેશી) પ્રત્યે બાપે કરેલો વિશેષ ઉપકાર એવો લેખાય છે કે તેણે આપણને પવિત્રોના વારસાનો ભાગ પામવા યોગ્ય કર્યા છે. ગીત. ૧૬; ૫ માં આ વારસાનું એવું વર્ણન કરેલું છે કે "યહોવાહ મારા વારસાનો તથા વાટકાનો ભાગ છે." ઇશ્વર પિતાની સંગતમાં રહેવાથી જે ધન્યતા તેજ પવિત્રોનો વારસો છે. તે વારસો પામનારાઓ દેવના મુખના શુદ્ધ પ્રકાશમાં રહે છે માટે તેમનો વારસો અજવાળામાંનો વારસો કહેવાય છે (સરખાવો ૧ તીમ. ૬; ૧૬. ૧ યોહા. ૧; ૭. પ્રક. ૨૧; ૨૪). તે વારસાનો ભાગ દરેક વિશ્વાસ કરનારને મળે છે, ને જે કોઇ મરિયમની પેઠે (લુક ૧૦; ૪૨) તે સારો ભાગ પસંદ કરે છે, તે અંધારાનાં સર્વ કામ છોડીને અજવાળામાં આગળ વધતાં (રૂમી. ૧૩; ૧૨, ૧૩. એફે. ૫; ૮. ૧ થેસ્સા. ૫; ૫. ૧ પીત. ૨; ૯) અંતે ઇશ્વરના પ્રકાશમય વૈભવનો ભાગીદાર થાય છે. આ વારસો આપનારને હવાલે પાઉલે એફેસસના વડીલોને સોંપ્યા હતા (પ્રે. કૃ. ૨૦; ૩૨), ને આગ્રીપા આગળ કરેલા ભાષણમાં તેણે ઇસુથી પોતાને સોંપાયલો અધિકાર એવો વર્ણવ્યો, "કે તું તેઓની આંખો ઉઘાડે, ને તેઓને અંધારામાંથી અજવાળામાં, તથા શેતાનના અધિકાર તળેથી દેવની તરફ ફેરવે, એ સારૂ કે તેઓ પાપની માફી તથા જેઓ મારા પરના વિશ્વાસથી પવિત્ર થયા છે તેઓ મધ્યે વારસો પામે" (પ્રે. કૃ. ૨૬; ૧૮). અત્યારે એ પ્રભુ ઇસુનું વેણ તેને યાદ આવતું હોય એવી રીતે તે આ વિદેશી મંડળી પર લખે છે.

આ વારસો પામવાને આપણે યોગ્ય નથી, તેમ પોતાના પ્રયત્નો વડે યોગ્ય થઇ શકતા નથી, પરંતુ ઇશ્વર કૃપા કરીને આપણને યોગ્ય કરે છે, માટે તેની સ્તુતિ થાઓ! ખરા પસ્તાવા સહિત તેનો જે કોઇ ભટકતો દીકરો પાપયુક્ત પ્રદેશમાંથી નીકળીને તેની પાસે વિનંતી કરવા આવે છે તેનો આવકાર કરી બાપ તેને શુદ્ધતા પમાડશે, ને ખ્રીસ્તના ન્યાયીપણારૂપી વસ્ત્ર ઓઢાડીને તેને પોતાના ઘરના આનંદનો ભાગીદાર કરશે.

"વારસા" ને અર્થે જે અસલ શબ્દ તે "ચિઠ્ઠી નાખવાથી મળેલો ભાગ" સૂચવે છે. ઇસ્રાએલી કુલોને ચિઠ્ઠી નાખવાથી વચનના દેશના જુદા જુદા વિભાગ મળ્યા, એ વિચાર આ વખતે પાઉલના મનમાં હોય એમ હવે પછી કરેલી વાતથી સંભવિત દીસે છે.

**તેણે અંધકારના અધિકાર તળેથી આપણને છોડાવ્યા, ને પોતાના પ્રિય પુત્રના રાજ્યમાં દાખલ કીધા.** ઇશ્વરે આપણને વારસાને સારૂ શી રીતે યોગ્ય કીધા છે તેનો અહિં ઉપમારૂપી ખુલાસો કરવામાં આવે છે. આપણે અંધકારરૂપી દુષ્ટતાની સત્તા તળે ત્રાસદાયક ગુલામગીરી અનુભવતા હતા—ઇસ્રાએલીઓ જેમ ફારૂનના જુલમ તળે કચડાતા તેવી રીતે આપણે શેતાનના અધિકાર તળે નાશ પામતા (જુઓ લુક ૨૨ ; ૫૩), પરંતુ પ્રભુએ બળવાન હાથે ઇસ્રાએલને છોડાવ્યા તેમ આપણો પણ છુટકો કર્યો છે (એ ને એજ અસલ શબ્દ માત્થી ૬ ; ૧૩. રૂમી. ૭ ; ૨૪. ૨ કરીં. ૧ ; ૧૦ માં આવે છે તે વાક્યો જોવાથી માલમ પડશે કે સદરહુ છુટકો અધિક બળેથી કરાય છે). અંધકારરૂપી બંધનમાંથી છોડાવીને ઇશ્વર આપણને ભટકવા ન દેતાં ત્રાતાના આશીર્વાદિત રાજ્યમાં દોરીને લઇ જાય છે. જુના જમાનાના રાજાઓ કોઇ દેશને જીતે ત્યારે તેના રહેવાસીઓને પરદેશમાં લઇ જાય, એ રિવાજની અહિં સૂચના છે. ઇશ્વર શેતાનને જીતીને આપણને તેના અધિકાર તળેથી છોડાવે છે, એટલુંજ નહિ પણ બીજા રાજ્યમાં વસાવે છે. તે રાજ્યમાં ત્રાસદાયક બંધન તો નહિ પણ આનંદદાયક છુટાપણું છે, કેમકે તે પ્રભુ ઇસુ ખ્રીસ્તનું રાજ્ય છે. તેનો રાજા અસલમાં "તેની પ્રીતિનો પુત્ર" કહેવાય છે, એટલે જેના પર ઇશ્વરનો પ્રેમ સવિશેષ રહે છે તે તેનો એકનોએક દીકરો પ્રભુ ઇસુ ખ્રીસ્ત છે. તેના વ્યવસ્થિત તથા શાંતિદાયક અમલ હેઠળ ઇશ્વર આપણને સોંપી દે છે. રાજ્યાધિકાર ખ્રીસ્તનોજ છે, દૂતોનો નથી, એવી સૂચના અહિં કલોસ્સીઓને આપવામાં આવે છે.

પદ ૧૩.

**તેનામાં આપણને ઉદ્ધાર [એટલે આપણાં] પાપોની માફી છે.** (સરખાવો એફે. ૧ ; ૭). ઇશ્વરના પ્રિય પુત્રમાં આપણને ઉદ્ધાર છે. તેની સંગતમાં જ્યારે રહીએ છીએ ત્યારે તેનાથી આપણું પુરૂં તારણ થાય છે. "ઉદ્ધાર" અર્થનો અસલ શબ્દ મિસરથી થયલા છુટકાના સંબંધમાં સેપ્તતિ તરજુમામાં વપરાય છે (નિર્ગ. ૬ ; ૬ :

પદ ૧૪.

૧૫ ; ૧૩ ) માટે આ ઠેકાણે તે યથાયોગ્ય જણાય છે. આ શબ્દનો મૂળાર્થ "મૂલ્ય આપીને છોડાવવું" એવો હતો. એફે. ૧ ; ૭માં મૂલ્યની સૂચના આપેલી છે, પરંતુ અહિં ખ્રીસ્તના લોહીની વાત શુદ્ધ હસ્તલેખોમાં આવતી નથી. "માફી" શબ્દનો મૂળાર્થ "દૂર કરીને લઇ જવું" થાય છે.

ઉદ્ધારની વ્યાખ્યા "પાપની માફી" કરેલી છે (એફે. ૧ ; ૭ માં "અપરાધોની માફી"). આ બે શબ્દો ઘણી વાર સાથે આવીને ખ્રીસ્તના તારણનું આદિ દાન સૂચવે છે (જુઓ માત્થી ૨૬ ; ૨૮. માર્ક ૧ ; ૪. લુક ૧ ; ૭૭ : ૩ ; ૩ : ૨૪ ; ૪૭. પ્રે. કૃ. ૨ ; ૩૮ : ૫ ; ૩૧ : ૧૦ ; ૪૩ ). પાઉલનાં બે ભાષણોમાં એટલે પીસીદી અંત્યોખમાં કરેલા (પ્રે. કૃ. ૧૩ ; ૩૮) તથા આગ્રીપા આગળ કરેલા ભાષણમાં (પ્રે. કૃ. ૨૬ ; ૧૮) સદરહુ શબ્દો સાથે આવે છે, પણ આ સિવાય તેના બીજા કોઇ પત્રમાં તે સાથે આવતા નથી. તથાપિ પાઉલનાં સઘળાં ભાષણ તથા લખાણમાં આ પાયારૂપી સત્ય વાતની ઉંડી અસર માલમ પડે છે જીવવંત વિશ્વાસ વડે જયારે ખ્રીસ્તમાં દાખલ થઇએ છીએ ત્યારે ઇશ્વર આપણાં સઘળાં પાપ દૂર કરે છે. ખ્રીસ્ત દેવનું હલવાન છે કે જે પાપ હરણ કરે છે. તેના ન્યાયી કૃત્યને લીધે ઇશ્વર આગળ વિશ્વાસથી ન્યાયી ઠરીએ છીએ ત્યારથી આપણને ઉદ્ધાર છે, ને જો કે પૂર્ણોદ્ધાર પામ્યાની હજુ વાર છે તો પણ "જેઓને તેણે ન્યાયી ઠરાવ્યા તેઓને તેણે મહિમાવંત પણ કર્યા," માટે પવિત્રોના ગણમાં ગણાઇને દેવના મુખના પવિત્ર પ્રકાશમાં તેમનો જે મહિમાવાન વારસો છે તેના ભાગીદાર થઇશું. ખ્રીસ્તના ખરા લોકો પાપથી શુદ્ધ થઇને શેતાનની દુઃખદ ગુલામગીરીમાંથી સદાને માટે છુટીને દેવપુત્ર ઇસુ ખ્રીસ્તના આશીર્વાદયુક્ત રાજ્યની પ્રજાઓ થાય છે, એ જે વાત અહિં પ્રગટ થાય છે તેની સત્યતાનો અનુભવ દરેક વાંચનાર કરે !

## ૧ ; ૧૫—૪ ; ૬. પત્રની બોધરૂપી વાત.

પહેલો વિભાગ. કલોસ્સેમાં પ્રસરતા પાખંડી મતનું ખંડન કરનારો વિવેચનરૂપી બોધ. ૧ ; ૧૫ ૨ ; ૨૩.

(अ) ખ્રીસ્તની શ્રેષ્ઠતાદર્શક પ્રકરણ, ૧ ; ૧૫–૨૦.

[15] તે અદૃશ્ય દેવની પ્રતિમા, આખી સૃષ્ટિનો પ્રથમજનિત છે; [16] કેમકે આકાશમાંનાં તથા પૃથ્વીપરનાં, દૃશ્ય તથા અદૃશ્ય, સઘળાં [વાનાં] તેનામાં ઉત્પન્ન થયાં, પછી તે હોય રાજ્યાસનો કે હોય ધણીપણાં, હોય અધિકારીઓ કે હોય સત્તાધારીઓ- સઘળાં તેના વડે તથા તેને અર્થે ઉત્પન્ન થયાં છે. [17] ને તે સર્વથી પ્રથમ છે ને તેનામાં સઘળાં સંબદ્ધ

રહે છે. [૧૮]તે વળી શરીરનું, એટલે મંડળીનું, શિર છે; તે આદિ છે, મૂએલાંઓમાંથી પ્રથમજનિત છે, એ માટે કે સઘળાંમાં તે મુખ્ય થાય. [૧૯]કેમકે [દેવને] એમ પસંદ પડયું કે તેનામાં સર્વ પરિપૂર્ણતા રહે, [૨૦]ને તેના વધસ્તંભના લોહી વડે શાંતિ સાધીને તેની મારફતે તે પોતાની સાથે સઘળાંનો મિલાપ કરાવે—પછી તે પૃથ્વી પરનાં હોય કે આકાશમાંનાં.

પ્રસ્તાવનાનાં છેલ્લાં બે વાક્યોમાં બાપે કરેલા ઉપકારની હકીકત ઉપરથી ખ્રીસ્ત વિષેની વાત શરૂ થઇ હતી. હવે પુત્રનો ખાસ વિષય આરંભતાં પાઉલ ખ્રીસ્તની ઉત્તમતા જાહેર કરે છે. પાખંડી મતવાળા દૂતોનો અધિકાર માનતા તથા તેમની સેવા કરતા. તે મતનું ખંડન કરતાં પાઉલ દર્શાવે છે કે દૃશ્ય તથા અદૃશ્ય સૃષ્ટિમાં ખ્રીસ્ત સર્વોત્તમ છે, વળી આત્મિક સૃષ્ટિ જે પ્રભુની મંડળી તેનો પણ તે શિરપતિ છે; ઇશ્વરના ઠરાવ મુજબ તેનામાં સઘળી સંપૂર્ણતા રહેલી છે ને તેને વડે બાપ સાથે સઘળાંનો મિલાપ કરવામાં આવે છે.

(ક) સૃષ્ટિમાં ખ્રીસ્તની શ્રેષ્ઠતા. પદ ૧૫–૧૭.

**તે અદૃશ્ય દેવની પ્રતિમા, આખી સૃષ્ટિનો પ્રથમજનિત છે.** સૃષ્ટિનિયંતા જે ઇશ્વર તે અણદીઠ છે (યોહા. ૫; ૩૭. ૧ તીમો. ૧; ૧૭ : ૬; ૧૬. ૧ યોહા. ૪; ૨૦), માટે દેવપુત્ર સિવાય (યોહા. ૬; ૪૬) તેને કોઇએ જોયો નથી. પરંતુ ઇસુ ખ્રીસ્તને નિહાળીને ઇશ્વર કેવો છે તે સમજીએ છીએ (યોહા. ૧૪; ૯, ૧૦. ૨ કરીં. ૪; ૬). તે પોતે ઇશ્વરના રૂપમાં છે, કેવળ એમ નહિ પણ તેને જોઇને તેજ રૂપમાં બદલાઇએ છીએ (૩; ૧૦. રૂમી. ૮; ૨૯. ૧ કરીં. ૧૫; ૪૯. ૨ કરીં. ૩; ૧૮).

" પદ ૧૫.

"પ્રતિમા" અર્થના શબ્દમાં બે સૂચનાઓ રહેલી છે. (૧) ખ્રીસ્ત ઇશ્વરપિતા જેવોજ છે (હેબ્રી. ૧; ૩ માં "છાપ" અર્થનો જુદો શબ્દ વાપર્યો છે તેનો આજ અર્થ છે); (૨) ખ્રીસ્ત અદૃશ્ય પિતાને પ્રગટ કરનાર છે (યોહા. ૧; ૧૮). ઘણીવાર પોતાના બાપની પ્રતિમા જેવા છોકરાને જોઇએ છીએ તેમ સઘળી વાતમાં ખ્રીસ્ત પોતાના પિતાના બધા સદ્ગુણ દેખાડી આપે છે, અથવા તો નિપુણ કળાથી પાડેલું ચિત્ર જોઇને કોઇ અજાણ્યા માણસનો કેવો દેખાવ છે તે સમજાય છે તેમ વિશ્વાસરૂપી દૃષ્ટિએ ઇસુને જોવાથી અણદીઠ ઇશ્વર કેવો છે તે જણાય છે. આલેકસાંદ્રિઆના પ્રખ્યાત તત્વવેત્તા **ફીલોએ** "લૉગૉસ" (શબ્દ) ને આ "પ્રતિમા" નામ આપ્યું હતું, પણ તે વિષે અહિં કંઇ સૂચના કરેલી છે, તે ખાતરીપૂર્વક કહેવાય નહિ.

જે અદૃશ્ય કર્તાની ખાસ પ્રતિમારૂપ તે સૃષ્ટિમાં સર્વોત્તમ ગણાય, એ સિદ્ધ છે. અહિં ખ્રીસ્ત આખી સૃષ્ટિનો પ્રથમજનિત કહેવાય છે. કુટુંબમાં જ્યેષ્ઠ

પુત્રની અધિક ઉમ્મર છે, એટલુંજ નહિ પણ તેનો વિશેષ અધિકાર છે, તેમ ખ્રીસ્ત સૃષ્ટિ અગાઉનો છે, કેવળ એમ નહિ પણ સૃષ્ટિ કરતાં ઉત્તમ સૂચવાય છે. ઇસ્રાએલ લોકને યહોવાહનાં જ્યેષ્ઠ પુત્રની ઉપમા આપેલી હતી (નિર્ગ. ૪; ૨૨. યિર્મે. ૩૧; ૯), તે ઉપરથી મશીહને પણ આ નામ આપવામાં આવ્યું કહેવાય છે (ગીત. ૮૯; ૨૭. રૂમી. ૮; ૨૯. હેબ્રી. ૧; ૬). સૃષ્ટિના સંબંધમાં આ જુના જમાનામાં આપેલા નામનો ઉપયોગ કરવાથી પાઉલ સઘળી સૃષ્ટ વસ્તુના સંબંધમાં ખ્રીસ્તની પૂર્વતા તેમ તેની શ્રેષ્ઠતા જાહેર કરે છે.

નવા કરારમાં "સૃષ્ટિ" ના ત્રણ અર્થ જણાય છે: (૧) સૃષ્ટિ કરવાનું કામ, એટલે ઉત્પત્તિ (રૂમી. ૧; ૨૦). (૨) સઘળી સૃષ્ટ વસ્તુઓનો સમૂહ, એટલે આખી સૃષ્ટિ (માર્ક ૧૩; ૧૯. રૂમી. ૮; ૨૨). (૩) અમુક સૃષ્ટ વસ્તુ (રૂમી ૮; ૩૯. હેબ્રી. ૪; ૧૩).

ખ્રીસ્ત "આખી સૃષ્ટિનો પ્રથમજનિત છે" તે વાત મરડીને કેટલાક પાખંડીઓએ આ વાક્યને આધારે ખ્રીસ્ત વિષે ભૂલ ભરેલો બોધ આપ્યો છે. "આરીઅન" મતવાળાએ એવો ખુલાસો કર્યો કે ખ્રીસ્ત પોતે સૃષ્ટિમાં સમાએલો છે, એટલે સૃષ્ટ વ્યક્તિ છે. વળી "સોસિનીઅન" મતવાળાએ કહ્યું છે કે જેઓમાં ખ્રીસ્ત પ્રથમજનિત છે તેઓમાં તે પોતે એક હોવો જોઇએ. પરંતુ આ બન્ને મત ભૂલ ભરેલા છે તે ૧૬ મા વાક્યથી સિદ્ધ થાય છે. તેનામાં, તેની મારફતે તથા તેને સારૂ સઘળાં વાનાં ઉત્પન્ન થયાં, એ ધ્યાનમાં લઇએ તો ખાતરી થશે કે આ વાક્યથી ખ્રીસ્તને સૃષ્ટિથી અગાઉ તથા સૃષ્ટિ કરતાં ઉત્તમ ઠરાવવામાં આવે છે. તેને એવો ઠરાવવાનું કારણ હવે રજુ થાય છે.

**કેમકે આકાશમાંનાં તથા પૃથ્વી પરનાં, દૃશ્ય તથા અદૃશ્ય, સઘળાં [વાનાં] તેનામાં ઉત્પન્ન થયાં.** દેવપુત્ર સૃષ્ટિથી અગાઉ તથા સૃષ્ટિથી ઉત્તમ છે તેનું પ્રમાણ એ છે કે અખિલ બ્રહ્માંડ, સ્વર્ગીય તથા ભૌમિક, સ્થૂળ તથા સૂક્ષ્મ, સર્વ તેનામાં ઉત્પન્ન થયું. આદિએ જે દેવનો શબ્દ દેવની સાથે હતો તેનાથી સઘળું ઉત્પન્ન થયું, એમ યોહા. ૧; ૩ માં કહેલું છે તેવીજ સાક્ષી પાઉલ પણ પુરે છે. ખ્રીસ્તમાં જીવનનો ઝરો છે માટે સર્વ સૃષ્ટ વસ્તુઓની ઉત્પત્તિ તેનામાંથીજ છે. કરોળિઓ પોતાના શરીરમાંથી તંત્રો કાઢી કાઢીને જાળ બનાવે છે તેવીજ રીતે (વેદાંત મતના ખુલાસા મુજબ) સૃષ્ટિ થઇ છે, એમ નથી, પરંતુ દેવના શબ્દમાંજ સઘળાંને બનાવવાનું સામર્થ્ય રહેલું, એવી રીતે કે જે કંઇ થયું છે તે તેના વિના ઉત્પન્ન થયું નહિ, એમ સમજવું. ઇશ્વર પિતામાં સૃષ્ટિ રચવાનું આ સામર્થ્ય રહેલું છે ખરૂં (પ્રે. કૃ. ૧૭; ૨૮. રૂમી. ૧૧; ૩૬. ૧ કરીં. ૮; ૬), પરંતુ તેણે પોતાના પ્રિય પુત્રને ઉત્પત્તિ કરવાનો અધિકાર સોંપ્યો જણાય છે (હેબ્રી. ૧; ૨. સરખાવો યોહા. ૫; ૨૬).

પદ ૧૬.

સૃષ્ટ વસ્તુઓની વર્ગણી અહિં બે રીતે કરવામાં આવે છે:—(૧) સ્થળ મુજબ—આકાશમાંનાં તથા પૃથ્વીપરનાં. (૨) પ્રકાર મુજબ—દશ્ય તથા અદૃશ્ય. કેટલીક સૃષ્ટ વસ્તુઓ આકાશમાંની ગણાય છે છતાં દશ્યમાન હોય છે (સૂર્ય, ચંદ્ર, તારામંડળ), ને કેટલીક પૃથ્વી પરની વસ્તુઓ અદૃશ્યમાન છે (માનવાત્મા). આ વર્ગણી કરવાનું એટલુંજ કારણ હશે કે પાઉલ કલોસ્સીઓને જણાવવા માગે છે કે જે અદૃશ્ય દૂતોની વાત તમારામાં આવેલા બોધકો પ્રગટ કરે છે તેઓ ખાસ આકાશમાંના કે પૃથ્વી સાથે સંબંધ રાખનારા મનાય તો પણ તેઓને પણ ખ્રીસ્તથી ઉત્પન્ન થયલા સમજવા.

**પછી તે હોય રાજ્યાસનો કે હોય ધણીપણાં, હોય અધિકારીઓ કે હોય સત્તાધારીઓ.** "અદૃશ્ય" ની આ પ્રમાણે હકીકત કરવામાં આવે છે. ઇશ્વર તથા માનવ વચ્ચે મધ્યસ્થી કરનારા કલ્પેલા દૂતોને આવાં નામ આપવામાં આવતાં (જુઓ એફે. ૧; ૨૧). પાઉલ તે નામની સત્યતા કબૂલ ન કરતાં માત્ર પોતાની ખાતરી જણાવે છે કે જો કે ઇશ્વરના રાજ્યાસન પાસે આસનોપર બિરાજે એવા માહાત્મ્ય પામેલા અધિપતિઓ હોય (પ્રક. ૪; ૪); જો કે કેટલાક દૂતોને વિશેષ ધણીપણું કે અધિકાર કે સત્તા આપેલી હોય તો પણ એ પરાક્રમીઓ ખ્રીસ્તથીજ ઉત્પન્ન થયા છે, માટે તેમના સંબંધમાં પણ તેને સર્વોપરી માનવો જોઇએ. વળી તેથી સમજવું કે ખ્રીસ્ત પોતે આપણી પાસે હોવાથી એવાઓની સેવા કરવાનું કંઇ પણ કારણ નથી.

**સઘળાં તેના વડે તથા તેને અર્થે ઉત્પન્ન થયાં છે.** ઉપર આપેલી સૃષ્ટિની હકીકતના સંક્ષેપ તરીકે પ્રેરિત અહિં જણાવે છે કે ખ્રીસ્ત સૃષ્ટિનો સાધક છે તેમ સૃષ્ટિનો હેતુ છે. તે આલ્ફા તથા ઓમેગા, આદિ તથા અંત છે (પ્રક. ૨૨; ૧૩). તેનામાં બધાંની ઉત્પત્તિ થઇ તેમ તેનામાં બધાનો સમાવેશ થશે (એફે. ૧; ૧૦). તેના જીવનાશયમાંથી સર્વનો ઉદ્દભાવ થાય છે તેમ અંતે તેનામાં સર્વ મળી જશે. બાપે તેને વડે બધું સૃજાવ્યું છે ને તેને આધીન સર્વ મૂક્યું છે (માત્થી ૨૮; ૧૮. હેબ્રી ૨; ૮). સર્વ તેને આધીન કરાશે ત્યારે તે ઇશ્વર પિતાને આ અધિકાર પાછો સોંપીને પોતે આધીન થશે, એટલે દેવ સર્વમાં સર્વ થશે (૧ કરીં. ૧૫; ૨૪, ૨૮).

**ને તે સર્વથી પ્રથમ છે ને તેનામાં સઘળાં સંબદ્ધ રહે છે.** ખ્રીસ્તની પૂર્વતા તથા ઉત્તમતા ફરીથી જાહેર કરીને પાઉલ આ સૃષ્ટિ વિષેનો પેટાભાગ સમાપ્ત કરે છે. ઉત્પત્તિના સમય પહેલાં ખ્રીસ્તનું અસ્તિત્વ છે (સરખાવો યોહા. ૮; ૫૮) માટે તે સૃષ્ટિમાં સમાયલો નથી એ સિદ્ધ થાય છે. પરંતુ તે સૃષ્ટિથી નિરાળો રહેતો નથી. તે જેમ સૃષ્ટિનો જીવનઝરો થયો તેમ સૃષ્ટિના સંબંધરૂપ પણ થયો છે. ગુરૂત્વાકર્ષણથી

પદ ૧૭.

જેમ સ્થૂળ સૃષ્ટિનો સંબંધ સધાય છે તેમ ખ્રીસ્તના પરાક્રમરૂપી આકર્ષણથી અખિલ બ્રહ્માંડ વ્યવસ્થિત તથા સંબદ્ધ રહે છે. તેનામાં સૃષ્ટિનું ઐક્ય સધાય છે ને તેના ઉપર સઘળાંનો આધાર રહે છે (હેબ્રી. ૧; ૩). માટે દૂતોને તો નહિ પણ ખ્રીસ્તને શ્રેષ્ઠ માનીને તેને દૃઢતાથી વળગી રહેવાની ખાસ અગત્ય છે.

(ખ) મંડળીમાં ખ્રીસ્તની શ્રેષ્ઠતા. પદ ૧૮–૨૦.

**તે વળી શરીરનું, એટલે મંડળીનું, શિર છે.** (સરખાવો ૨; ૧૯. એફે. ૧; ૨૨, ૨૩ : ૪; ૧૫, ૧૬ : ૫; ૨૩). આને મળતી ઘણી વાતો પાઉલના પત્રોમાં સમાયલી છે. ખ્રીસ્ત પ્રત્યેક પુરૂષનું શિર છે (૧ કરીં. ૧૧; ૩) પરંતુ ખાસ કરીને મંડળી ખ્રીસ્તનું શરીર લેખાય છે (પદ ૨૪. રૂમી. ૧૨; ૫. ૧ કરીં. ૧૨; ૨૭. એફે. ૪; ૧૧), તે શરીરના જુદા જુદા અવયવો ખ્રીસ્તીઓ છે (૧ કરીં. ૧૨; ૨૭. એફે. ૫; ૩૦), ને તે શરીરમાં સંધાઇને તેઓ માહોમાંહે એકમેકના અવયવો છે (રૂમી. ૧૨; ૫). પરંતુ કેવળ એફેસીઓને તથા કલોસ્સીઓને લખેલા પત્રોમાં શિર તથા શરીરના સંબંધની વાત આવે છે. એફેસીમાં શરીરરૂપી મંડળીની વિશેષ વાત કરેલી છે, પણ આ પત્રમાં શિરપતિની વાત પર અધિક ભાર મૂકવામાં આવે છે.

પદ ૧૮.

શિર તથા શરીરના સંબંધની ઉપમાથી નીચે લખેલો બોધ લેવાનો છે:—

(૧) શિરની ઉત્તમતા માનવી. શિર શ્રેષ્ઠાંગ છે, માટે ખ્રીસ્તને ઉત્તમ ગણવો.

(૨) શિરનું પ્રભુત્વ માનવું. અવયવોને હાલવા ચાલવાની સૂચનાઓ શિરથી મોકલવામાં આવે છે. મગજમાં થયલી ઇચ્છાઓ તથા ધારણાઓ મુજબ અંગના દરેક ભાગની વૃત્તિઓ કરાય છે, તેમ ખ્રીસ્ત પોતાની મંડળીને આજ્ઞા કરે છે તે મુજબ આધીનતાથી વર્તવાની જરૂર છે.

(૩) શિર જીવન તથા કૌવત આપનાર છે, એમ જાણી તેની સંગતમાં રહેવું. કોઇ પણ અવયવનો શિર સાથે સંબંધ કરનાર જ્ઞાનતંતુઓ બગડે તો તે અવયવ રહી જાય છે. તેમજ શિરપતિ ખ્રીસ્ત શરીરરૂપી મંડળીને આત્મિક બળ આપનાર છે, ને તેની સંગત રાખ્યા વગર મંડળીના લોક અશક્ત નીવડે છે.

(૪) શિર શરીરમાં ઐક્ય કરાવનાર છે, એમ જાણીને એક મનના થવું. શિર સાથેના સંબંધને લીધે બધા અવયવો અન્યોન્ય મદદગારો થઇ પડે છે, એવી રીતે કે આખા શરીરના હિતાર્થે દરેક અવયવ બીજા બધાની સાથે હળીમળીને પોતાનું કર્તવ્ય પૂર્ણ કરે છે. એમજ ખ્રીસ્તની સંગત કરવાથી મંડળીમાં ખરી એકતા રચાય છે.

ખ્રીસ્ત સિવાય મંડળીનો બીજો ધણી છેજ નહિ; ખ્રીસ્ત પોતાની મંડળી પર અધિકાર રાખીને તેમાં પ્રેરણા કરે છે ને તેને દરેક કૃતિ કરવાની સૂચના આપે છે; તેને જીવન તથા બળ પમાડે છે ને તેમાં ઐક્ય ઉપજાવે છે, તેથી મંડળીના લોકોએ તેને આધીન રહીને તેની આજ્ઞાઓ પાળવી, તેની ઇચ્છાનુસાર

વર્તીને તેનું સૂચવેલું દરેક કામ આસ્થાથી કરવું, તેના આપેલા બળનો સદુપયોગ કરવો તથા તેનામાં એક બીજા સાથે પવિત્ર સંગત રાખીને બધાં ભાઇબેનોનું હિત તાકવું.

**તે આદિ છે.** આથી ખ્રીસ્ત મંડળીનો પ્રથમજ છે, એમ સૂચવાય છે ખરું, પરંતુ તેની સાથે તે મંડળીના કારણરૂપ જણાય છે કે જેનાથી મંડળીની ઉત્પત્તિ થઇ છે. તેના પૂર્ણ કરેલા કામે કરીને તેણે મંડળી સ્થાપિત કરવાનો અધિકાર મેળવ્યો છે, માટે આપણો ખરો "અધિકારી" કોઇ પણ દૂત તો નહિ પણ ખ્રીસ્ત પોતે છે ( ૫૬ ૧૬ તથા પ્રે. કૃ. ૩ ; ૧૫ સરખાવો ).

**મુએલાંઓમાંથી પ્રથમજનિત છે, એ માટે કે સઘળાંમાં તે મુખ્ય થાય.** ખ્રીસ્તના પુનરૂત્થાન પર પાઉલ પ્રેરિતના બોધ તથા લખાણોમાં ઘણો ભાર મૂકેલો જણાય છે. તે અહિં સૂચવે છે કે મુએલાંઓમાંથી ઉઠયાને લીધે ખ્રીસ્ત સઘળાં મધ્યે અગ્રેસર ઠર્યો છે. તે મુએલાંઓમાંથી પ્રથમજનિત છે, એનો એવો અર્થ કરવો કે સદાકાળ સુધી જીવતો રહેવા સારૂ મરણથી પ્રથમ ઉઠનાર તે ખ્રીસ્ત છે. તેના ઉત્થાન પહેલાં ઘણાં મુએલાંઓ ઉઠાડાયાં, તો પણ હમેશાં જીવતાં રહેવાને સારૂ તેઓ ઉઠયાં નથી—ઉઠીને જીવતાં થયાં ખરાં, પણ પછીથી બીજી વાર મરણને આધીન થવું પડ્યું, પરંતુ ખ્રીસ્ત મૃત્યુલોકમાં ઉતરીને ત્યાંથી હમેશને માટે સજીવન થઇને ઉઠયો ( રૂમી. ૬ ; ૯ ). મૃત્યુરૂપી પ્રદેશ સદાને માટે તજીને તેણે જાણે નવો જન્મ લઇને અક્ષય જીવનના પ્રદેશમાં પ્રવેશ કર્યો ( હેબ્રી. ૭; ૧૬ ). મરણદ્વારા ત્યાં પ્રવેશ કરનારાઓનો પ્રથમ દાખલો ખ્રીસ્ત છે. તેણે પ્રવેશ કર્યો એટલે તેના લોકો પણ પ્રવેશ કરશે ( યોહા. ૧૪ ; ૧૯. રૂમી. ૬ ; ૫, ૧૧ ).

મુએલાંઓમાંથી ઉઠીને ખ્રીસ્ત પરાક્રમસહિત દેવપુત્ર ઠર્યો છે ( રૂમી. ૧ ; ૪ ), માટે મંડળીમાં એટલુંજ નહિ પણ આખી સૃષ્ટિમાં તે સર્વોત્તમ જણાય છે. બ્રહ્માંડમાં તેમ મંડળીમાં તે પ્રમુખસ્થાને બિરાજેલો છે. આ પ્રમુખપણું ઇશ્વરની પ્રસન્નતા પ્રમાણે તેને પ્રાપ્ત થયું છે એ હવે પછીના વાક્યથી માલમ પડે છે.

**કેમકે [ દેવને ] એમ પસંદ પડયું કે તેનામાં સર્વ પરિપૂર્ણતા રહે.** "પરિપૂર્ણતા" ( કે "ભરપુરપણું" ) એટલે દેવત્વમાં જે સર્વ સદ્ગુણો,

૫૬ ૧૯.

પરાક્રમ, કૃપા ઇત્યા. ( ૨ ; ૯. યોહા. ૧ ; ૧૬. એફે. ૩ ; ૧૯ ). તે સર્વ ખ્રીસ્તમાં કાયમ રહે છે–તેનામાં તે પોતાનું રહેઠાણ કરે છે.* અહિં આપેલા તરજુમા મુજબ આ દેવની પ્રસન્નતાએ કરીને

* "રહેવું" અર્થના ધાતુ પરથી થયલા શબ્દો ખ્રીસ્તીઓમાં દેવ બાપના ( એફે. ૨; ૨૨ ), દીકરાના ( એફે. ૩ ; ૧૭ ) તથા આત્માના ( યા. ૪ ; ૫ ) નિવાસને અર્થે વપરાયલા છે.

થયું છે, પરંતુ અસલમાં "દેવ" શબ્દ અધ્યાહાર છે તેથી કેટલાએક ટીકાકારો એવો અર્થ બતાવે છે કે ખ્રીસ્તમાં રહેવું એ ઇશ્વરી પરિપૂર્ણતાને પસંદ પડ્યું. વળી બીજા કેટલાએક માને છે કે ખુદ ખ્રીસ્તને એમ પસંદ પડયું. પરંતુ ૨૦ મા વાક્યમાં દેવ બાપ મિલાપ કરાવનાર છે એ સિદ્ધ હોવાથી આ વાક્યમાં દેવનું નામ નથી તો પણ તે સમજવું યુક્તજ છે.

માટે દેવની પ્રસન્નતા પ્રમાણે—દેવનો ઠરાવ મુજબ—ખ્રીસ્તમાં ઇશ્વરી પરિપૂર્ણતા રહેલી છે એમ જાણીને હરકોઇએ કબૂલ કરવું કે તે સર્વોપરી શિર છે. તેની સેવા મૂકીને દૂતોની સેવા કરનારા કેવળ પોતાનું અજ્ઞાન પ્રગટ કરે છે.

**ને તેના વધસ્તંભના લોહી વડે શાંતિ સાધીને તેની મારફતે તે પોતાની સાથે સઘળાંનો મિલાપ કરાવે.** આ મિલાપનું કામ પણ દેવની પ્રસન્નતા મુજબ થાય છે. માણસે પાપને લીધે ઇશ્વર સાથેનો

૫૬ ૨૦.

મિલાપ ખોયો, ને માણસના પાપને લીધે સૃષ્ટિ પણ કષ્ટાય છે એવી શાસ્ત્ર સાક્ષી પુરે છે. પરંતુ ઇશ્વર સાથે મિલાપ ફરીથી થઇ શકે છે. તેને એવું સારૂં લાગ્યું કે તે "ખ્રીસ્તની મારફતે સઘળાંનો પોતાની સાથે મિલાપ કરાવે" (રૂમી. ૫ ; ૧૦, ૧૧. ૨ કરીં. ૫ ; ૧૮. એફે. ૨ ; ૧૬). પાપી માણસનો ફરીથી ઇશ્વર સાથે મિલાપ થાય છે, એટલુંજ નહિ પણ સૃષ્ટિમાં જે દુ:ખ પાપને લીધે છે તેનું નિવારણ થશે, એવી અહિં સૂચના આપેલી છે (પ્રે. કૃ. ૩ ; ૨૧. રૂમી. ૮ ; ૨૧). મિલાપ કરવાનું સાધન ખ્રીસ્તના વધસ્તંભ ઉપર તેનું વહેવાડાયલું લોહી છે કે જે લોહીની મારફતે શાંતિ સાધવામાં આવી છે. માણસ માણસ વચ્ચે ખ્રીસ્ત શાંતિ કરાવે છે (એફે. ૨ ; ૧૫), પણ અહિં માણસ તથા ઇશ્વર વચ્ચે શાંતિ કરાવનાર ઇશ્વર પોતે જણાય છે (તેથી માત્થી ૫ ; ૯ માં સલાહ કરાવનારાઓ દેવના દીકરા કહેવાય છે તે યથાયોગ્ય દીસે છે). પોતાના દીકરાના મરણે કરીને ઇશ્વરે સમાધાન કરાવ્યું છે. ખ્રીસ્તે આપણે માટે વધસ્તંભ પર પોતાનો જીવ અર્પણ કીધો તેથી પાપનું પ્રાયશ્ચિત્ત થયું છે (રૂમી. ૩ ; ૨૪-૨૬), તે પ્રાયશ્ચિત્તને લીધે ન્યાયી ઠરીને બાપ સાથે સમાધાન પામીએ છીએ (રૂમી. ૫ ; ૧).

**પછી તે પૃથ્વી પરનાં હોય કે આકાશમાંનાં.** ખ્રીસ્તની મારફતે કેવળ માણસનો નહિ પણ સઘળાંનો દેવ સાથે મિલાપ થાય છે, એ વાતની અહિં સ્પષ્ટ સૂચના આપવામાં આવે છે. પાપી માણસનો મિલાપ થાય છે એ સિદ્ધ છે, પરંતુ તે ઉપરાંત આખી સૃષ્ટિ પણ સદરહુ મિલાપથી થતી ધન્યતામાં ભાગ લેશે. (રૂમી. ૮ ; ૧૯, ૨૦), હા, આકાશના દૂતો પણ ખ્રીસ્તના જીવાર્પણને લીધે મહામહિમાવાન ઇશ્વરની સમક્ષતામાં અધિક આનંદ પામશે, એવું સૂચવાય છે (એફે. ૩ ; ૧૦, ૧૧ જુઓ).

આવું લખતાં પાઉલ પાખંડીઓનો બોધ મનમાં રાખતો, એમાં સંદેહ નથી. તે લોકો માનતા હશે કે કેટલાક દૂતો ઇશ્વરથી નિરાળા રહીને ઓછી દિવ્યતા પામેલા છે ને તેઓ વડે અશુદ્ધતાને લીધે ઇશ્વરથી દૂર રહેતી સૃષ્ટિ તેની સાથે કાંઇક સંબંધ રાખી શકે. પરંતુ પ્રેરિત અહિં બતાવે છે કે ખ્રીસ્તના કામને લીધે સૃષ્ટિ શુદ્ધ ગણાય છે ને કોઇ દૂત ઇશ્વરથી એવો અલગ હોય કે તેનો મિલાપ થવાની જરૂર પડે તો તે પણ ઇસુ ખ્રીસ્તના કામથી મિલાપ પામી શકે, એમ છે. આ પ્રમાણે સિદ્ધ થાય છે કે ઇશ્વર સાથે મિલાપ તથા સંગત પામવા સારૂ દૂતો પર ભરોસો રાખવાનું કંઇ પણ પ્રયોજન નથી—આકાશમાંનાં તથા પૃથ્વીપરનાં સઘળાંનો મિલાપ કરાવનાર ખ્રીસ્ત ઇસુ પરજ ભરોસો રાખવો આવશ્યક છે.

ઉપર પ્રમાણે ખ્રીસ્તની શ્રેષ્ઠતા તથા ખ્રીસ્તના કામનું શુભ પરિણામ વર્ણવીને પાઉલ હવે વાંચનારાઓને ત્રાતા વડે પ્રાપ્ત થયલી ધન્યતા સંભરાવીને તેમને દૃઢ રહેવાની ચેતવણી આપે છે.

(આ) કલોસ્સીઓને થયલા અનુભવસૂચક પ્રકરણ. (તેઓમાં સર્વોત્તમ ખ્રીસ્તની મધ્યસ્થીનું શુભ પરિણામ, કે જેથી તારનાર પરના વિશ્વાસમાં દૃઢ રહેવાની ચેતવણી મળે છે). પદ २१-२३.

[21] તમે પણ પહેલાં ભુંડાં કામમાં [દેવથી] ભિન્ન થયલા તથા મનમાં વૈરી છતાં [22] તેણે હમણાં તેના દેહના શરીરમાં [તેના] મોત વડે [તમારો] મિલાપ કરાવ્યો છે, એ સારૂ કે તમને તે પોતાની આગળ પવિત્ર તથા નિષ્કલંક તથા નિર્દોષ, એવા રજુ કરે;—[23] [એટલે] જો તમે વિશ્વાસમાં પાયો રાખીને સ્થિર રહો ને સુવાર્તાની આશાથી ચળશો નહિ, તો. તે સુવાર્તા તમે સાંભળી છે; તે આકાશ તળેની આખી સૃષ્ટિમાં પ્રગટ થઇ છે; તેનો સેવક હું પાઉલ થયો છું.

અહિં પાઉલ જે દલીલ રજુ કરે છે તે અનુભવસિદ્ધ વાત છે. કલોસ્સીઓએ ખ્રીસ્તની સુવાર્તાની અસરનું પરિણામ પોતામાં જોઇને તેમજ તે સુવાર્તા માનતાં માનતાં અમે કેવા ગૌરવી નિશાન ભણી વધીએ છીએ તે વિચારીને અનુમાન કરવું કે સુવાર્તા જેવો બીજો લાભકારક બોધ નથી. વળી સુવાર્તાથી લાભ પામવાની (એટલે દૃઢ રહેવાની) સરત પાળવાની અગત્ય સમજીને તેઓએ તેને દૃઢતાથી વળગી રહેવું.

પદ २१. **તમે પણ પહેલાં ભુંડાં કામમાં [દેવથી] ભિન્ન થયલા તથા મનમાં વૈરી છતાં.** (સરખાવો એફે. २ ; १-३, १३ : ४ ; १८). અનુભવસિદ્ધ સાબિતી સહુથી ખાતરીપૂર્વક છે, માટે પ્રેરિત કલોસ્સીઓને તેમની પોતાની આગલી હાલત સંભરાવીને ખ્રીસ્તથી તેમની સ્થિતિમાં થયલો અજાયબ ફેરફાર સૂચવે છે, એવા હેતુથી

કે ખ્રીસ્તની ઉત્તમતા વિષે તેઓનાં મનમાં કંઇ શંકા આવે નહિ. તેઓની અગાઉની બાહ્ય સ્થિતિ દુષ્ટતાની હતી, તે દુષ્ટતા તેઓનાં કામમાં પ્રગટ થતી. વિદેશીઓની વર્જ્ય દુષ્કૃતિઓ તેઓ મધ્યે તથા તેઓથી કરાતી હતી (રૂમી. ૧; ૨૬-૩૨. ૧ કરીં. ૬; ૯-૧૧. તીત. ૩; ૩). આ ઉઘાડી ભુંડાઇથી તેમનાં હૃદયની સ્થિતિ નીચે મુજબ પ્રગટ કરાતી હતી:—(૧) તેઓ ઇશ્વરથી ભિન્ન થયલા હતા. પાપરૂપી અજ્ઞાનને લીધે તેઓ ઇશ્વરને ઓળખતા નહિ, તેની પાસે, તેની સંગતમાં, રહેતા નહિ, ખરા દેવનો કાંઇ પણ સંબંધ ન રાખતાં અન્ય તથા અસત્ય દેવોની તેઓ ઉપાસના કરતા (રૂમી. ૧; ૨૨, ૨૩). ઇશ્વરે તેમને દૂર ખદેડી મૂક્યા હતા, એમ નહિ, પણ તેઓ તેને મૂકીને નિર્બુદ્ધ ઘેટાંની પેઠે ભટકી ગયા હતા. (૨) પવિત્ર ઇશ્વરની સંગત ન રાખતાં તેઓ મનમાં દૈહિક થયા હતા. દૈહિક મન દેવ પર વૈર છે (રૂમી. ૮; ૭), તેથી તેઓ મનમાં દેવના વૈરી થયા હતા. ઇશ્વર પાપીઓ પર પ્રીતિ કરીને તેમનું તારણ ઇચ્છે છે પણ પાપીઓ દેવને શત્રુ ગણીને તેની સામે થનારા છે (રૂમી. ૧; ૩૦:૫; ૧૦); તેમનાં હૃદયની કલ્પનાઓમાં (લુક ૧; ૫૧) ઇશ્વરની શુભેચ્છાથી વિરૂદ્ધતા માલમ પડે છે, કેમકે એવાં શત્રુતામય મનમાંથી ઇશ્વરના પવિત્ર નિયમને તોડનારાં સર્વ દુષ્કૃત્યો નીકળી આવે છે (માર્ક ૭; ૨૧-૨૩). ખ્રીસ્તી થયા અગાઉ આ કલોસ્સી ખ્રીસ્તીઓ એવાં દુષ્કૃત્યો વડે પોતાને દેવથી ભિન્ન થયલા તથા મનમાં દેવના વૈરી તુલ્ય પ્રગટ કરતા. એમ છતાં ઇશ્વરે તેમના પર દયા કરીને ખ્રીસ્તના કરેલા પ્રાયશ્ચિત્તદ્વારા તેમનો અંગીકાર કીધો હતો, તે આનંદદાયક વાત હવે કરવામાં આવે છે.

**તેણે હમણાં તેના દેહના શરીરમાં [તેના] મોત વડે [તમારો] મિલાપ કરાવ્યો છે.*** "હમણાં" એટલે સુવાર્તાના હાલના જમાનામાં.

પદ ૨૨. નવા કરારનાં ઘણાં પ્રકરણોમાં આ શબ્દ વડે વિદેશીઓના સંબંધમાં જુના તથા નવા જમાનાનો મોટો ફેર સૂચવાય છે (જુઓ રૂમી. ૫; ૧૧:૭; ૬:૧૧; ૩૦, ૩૧:૧૬; ૨૫. એફે. ૨; ૧૩: ૩; ૫. ૨ તીમ. ૧; ૧૦. ૧ પી. ૧; ૧૨:૨; ૧૦, ૨૫). આ વિદેશી ખ્રીસ્તીઓએ સુવાર્તા માની ત્યારે તેઓ પાપરૂપી અંધકારમાંથી નીકળીને ઇશ્વરના મુખના પ્રકાશમાં આવી તેની સંગતમાં રહેનારા થયા હતા. તેઓ હાલ તે અજ-

---

* હસ્તલેખ B ની સાક્ષી ઉપરથી ડા. લાઇટ્ફુટ આ વાક્યનું ક્રિયાપદ સહભેદમાં લખે છે. તે શબ્દફેર મુજબ .."વૈરી હતા (પણ હમણાં તમારો મિલાપ થયલો છે)" એમ અહિં આવેલી વાત કૌંસમાં મુકવી પડે, ને "તમને...તે રજુ કરે"નો સંબંધ પદ ૧૯ માંના "પસંદ પડયું" સાથે કરવો પડે. પરંતુ એકજ જુના હસ્તલેખની વાત શુદ્ધ માની બીજા બધામાં લખેલી વાત અશુદ્ધ ઠરાવવી ઘણાખરા શાસ્ત્રીઓને અયોગ્ય લાગે છે, માટે આપેલો તરજુમો યુક્ત દીસે છે.

વાળારૂપી સંગતમાં છે એ વાતની તેમને યાદ દેવડાવીને પ્રેરિત તેમને તેમની હાલની આશીર્વાદિત સ્થિતિ વિષે ચાર વાત જણાવે છે.

(૧) આ ઇશ્વરી સંગતમાં તેમને લાવનારની વાત પહેલવહેલાં આવે છે. જેની પાસેથી તેઓ દૂર થઇને ભટકતા, જેનો તેઓ મનમાં દ્વેષ કરતા, જેના પવિત્ર નિયમની વિરૂદ્ધ વર્તીને તેઓ ઉઘાડી રીતે અપરાધ કરતા—તેજ દેવે તેમનો મિલાપ કર્યો હતો. તે ભટકેલાં ઘેટાંને ખોળનાર ભરવાડની પેઠે તેમને શોધી શોધીને પાછા લાવ્યો હતો; તેના આત્માની પ્રેરણાથી તેઓનાં મનમાં વૈરને બદલે પ્રીતિ ઉપજી હતી; તેનાં ઠરાવેલાં સાધનો વડે તેઓ પોતાનાં ભુંડાં કૃત્યોથી બચાવ પામ્યા હતા ( એફે. ૨ ; ૪–૬ ).

(૨) જેની હસ્તક ઇશ્વરે પોતાની સાથે તેમની સંગત કરાવી છે તે ઉદ્ધારનારની વાત પણ આવે છે. કલોસ્સે મધ્યે એવો બોધ અપાતો હશે કે દૂતો વડે ઇશ્વર સાથે મિલાપ કરાય છે, પરંતુ પાઉલ અહિં બતાવે છે કે કોઇ અદૃશ્ય દૂત તો નહિ પણ સદેહ થયલો દેવપુત્ર મિલાપનો સાધનભૂત થયો છે. "દેહનું શરીર" અસાધારણ શબ્દસમૂહ છે, પરંતુ આ ઠેકાણે તે સકારણ જણાય છે. પ્રેરિતે કેવળ "શરીર" લખ્યું હોત તો પદ ૧૮ ઉપરથી ખ્રીસ્તની મંડળી કદાપિ સમજાત,* માટે ખ્રીસ્ત ખરેખર માનવી શરીર ધારણ કરીને —માંસ તથા લોહીનો થઇને—ઇશ્વર પિતા સાથે આપણો મિલાપ કરવા સારૂ આવ્યો( હેબ્રી. ૨ ; ૧૪ ); વળી માણસના આકારમાં અવતરીને તે મરણ, હા, વધસ્તંભના 'મરણ સુધી આધીન થયો ( ફિલિ. ૨ ; ૮. સરખાવો રૂમી. ૭ ; ૪. હેબ્રી. ૧૦ ; ૧૦ ) ને એમ દેવથી વેગળા થયલા પાપીઓને પાસે લાવ્યો ( એફે. ૨ ; ૧૩, ૧૬ ) એમ જાણવું. કેટલાક વાંધો લેનારાઓ કહે છે કે આ સમયે કેદમાં લખેલા પાઉલના પત્રોમાં સુવાર્તાની પાયારૂપી વાતો ઓછી આવે છે, પરંતુ સદરહુ પત્રોને ધ્યાન દઇને તપાસીએ તો માલમ પડશે કે લખનારના મનમાંથી ખ્રીસ્તના વધસ્તંભની વાત ખસતીજ નથી ( જુઓ ૨ ; ૧૪. એફે. ૧ ; ૭ : ૨ ; ૧૬ : ૫ ; ૨, ૨૫. ફિલિ. ૨ ; ૮ : ૩ ; ૧૦, ૧૮ ). માટે મિલાપનું મૂળ કારણ ઇશ્વર પિતાની કૃપા છે, કેવળ એમ નહિ પણ મિલાપનું સાધન સદેહ થયલા દેવપુત્રનું પ્રાયશ્ચિતકારક મરણ છે, એવું પ્રેરિત નિત્ય શિખવે છે.

પછી આ વાક્યના ઉત્તરાર્ધમાં (૩) મિલાપનો હેતુ તથા ૨૩ મા વાક્યમાં (૪) મિલાપમાં રહેવાની સરત જણાવવામાં આવે છે.

**એ સારૂ કે તમને તે પોતાની આગળ પવિત્ર તથા નિષ્કલંક તથા નિર્દોષ, એવા રજુ કરે.** ( સરખાવો એફે. ૫ ; ૨૭ ).

---

*માર્શીઓને "દેહ" શબ્દ કાઢી નાખીને "શરીર એટલે મંડળીરૂપી શરીર," એવો ખુલાસો કર્યો.

(૩) ઇશ્વર સાથે થયલા મિલાપનો હેતુ (તથા તેનું પરિણામ) અહિં જણાય છે. પાપના જે ડાઘ આપણને લાગ્યા છે તેથી એવી રીતે શુદ્ધ કરાઇએ કે આપણામાં કંઇ પણ કલંક કે એબ માલમ ન પડે, ને વળી આપણો કંઇ પણ દોષ કાઢી ન શકાય—આપણા પર કોઇ શત્રુ આરોપ મૂકી ન શકે (રૂમી. ૮; ૩૩ માં આ છેલ્લા વિશેષણને મળતું ક્રિયાપદ આવે છે), એવા આપણે થઇએ (જુઓ ૧ કરીં. ૧; ૮. ૧ તીમ. ૩; ૧૦. તીત. ૧; ૬, ૭), ને એમ સર્વે મલિનતાથી શુદ્ધ કરાઇને "પવિત્ર," એટલે દેવની સેવાને માટે ખાસ જુદા કરાયલા–પ્રભુને અર્પિત થયલા-એવા નીવડીએ, તેજ પ્રયોજનથી ઇશ્વર સાથે આપણે મિલાપ પામ્યા છીએ.

અહિં આવેલા ક્રિયાપદના ખાસ અર્થ વિષે ટીકાકારોમાં મતફેર જણાય છે. "રજુ કરવું" એ અર્થ તો નિર્વિવાદ છે, પરંતુ રજુ કરવાનો ખાસ પ્રસંગ કેવો છે તે વિષે બે મુખ્ય મત જણાય છે. કોઇ માને છે કે દેવ સાથે મિલાપ થાય છે તે સમયે તેની આગળ યજ્ઞ તરીકે રજુ થઇએ છીએ (રૂમી. ૧૨; ૧ માં આ અર્થ જણાય છે). વળી બીજા કોઇ શિખવે છે કે ખ્રીસ્ત આવશે ત્યારે ન્યાયાસન આગળ રજુ થઇશું તેની સૂચના અપાય છે (રૂમી. ૧૪; ૧૦ માં આ અર્થ જણાય છે, સરખાવો પ્રે. કૃ. ૨૩; ૩૩: ૨૭; ૨૪). બન્ને રીતે રજુ થવાની અગત્ય નિઃસંદેહ છે, પરંતુ ૨ કરીં. ૪; ૧૪. એફે. ૫; ૨૭ માં આ શબ્દનો અર્થ "સંગતમાં રહેવા માટે રજુ કરવું" થાય છે ને અહિં મિલાપની વાત કરવામાં આવે છે, માટે ઇશ્વરની સંગતમાં રહેવા સારૂ ખ્રીસ્તના પ્રાયશ્ચિત વડે મિલાપ પામીને પવિત્ર કરાઇએ છીએ, એ ખાસ અર્થ અહિં સમજવો યુક્ત લાગે છે (સરખાવો એફે. ૧; ૪).

**[એટલે] જો તમે વિશ્વાસમાં પાયો રાખીને સ્થિર રહો, ને સુવાર્તાની આશાથી ચળશો નહિ, તો.**

પદ ૨૩. અહિં ઇશ્વરી સંગતમાં રહેવાની સરત વિષે ચેતવણી આપવામાં આવે છે.

(૪) ઇશ્વરના મિલાપમાં રહેવાની સરત ઉપર ધ્યાન ખેંચવાની ખાસ અગત્ય જણાય છે. દેવે માણસને સારૂ શું કર્યું તેની હકીકત થઇ ચુકી છે, હવે દેવના કામનો લાભ લેવાને અર્થે માણસે શું કરવું તે પ્રગટ થાય છે. ઉદ્ધારના કામમાં દેવ સાથે કામ કરનારા છીએ (૧ કરીં. ૩; ૯. ફિલિ. ૨; ૧૨, ૧૩); વિશ્વાસરૂપી હાથ વડે તારણનું અમૂલ્ય દાન સ્વીકારવું પડે છે, એવો પાઉલ હમેશાં બોધ આપતો (જુઓ રૂમી. ૩; ૨૨, ૨૫, ૨૮: ૫; ૧. ગલા. ૨; ૨૦: ૩; ૨૬. એફે. ૨; ૮: ૩; ૧૨. ઇત્યા.). અહિં અચળ ઇમારતનો પાયો ખડકમાં સ્થિર રહે છે તે મુજબ વિશ્વાસમાં સ્થિર રહેવાની સલાહ આપવામાં આવે છે. કલોસ્સીઓએ વિશ્વાસરૂપી પાયો નાખ્યો હતો (૧; ૩), પણ હાલ તે પાયો મૂકીને બીજા (રેતીવાળા) પાયાપર ચણવાનો તેઓને અસત્ય બોધ અપાય છે, માટે પ્રેરિત હઠેઠથી ચેતવે છે કે જો અસલ તથા ખરો પાયો તજશો તો તમારી આત્મિક બાંધણી પાયમાલ થઇ જશે (જુઓ માત્થી ૭; ૨૪ ઇત્યા. લુક ૬; ૪૮, ૪૯. સરખાવો એફે. ૩; ૧૭, ૧૮). પરંતુ સત્ય પર પાયો રાખવો, કેવળ

એમ નહિ, પાયા પર પાકી બાંધણી પણ કરવી જોઇએ ( જુઓ ૧ કરીં. ૩; ૧૦-૧૫ ). મજબૂત પાયા વગર બાંધણી સ્થિર ન રહે માટે સારો પાયો નાખ્યો તે ઉપકાર માનવાનું કારણ છે, પરંતુ તે પાયાપર સાવધાની રાખીને બાંધે તોજ ચણતર અચળ રહેશે (૧ કરીં. ૧૫ ; ૫૮). પત્ર વાંચનારાઓ ચળી જાય માટે તેઓ મધ્યે પ્રયત્નો થતા હતા, તેથી પાઉલ તેમને ચેતવે છે કે ભૂલાવનારી અસત્ય વાત ન માનતાં વિશ્વાસમાં અચળ રહીને સુવાર્તામાં બતાવેલી આશાને વળગી રહેવું. ( એફે. ૧; ૧૮ : ૪; ૪. તીત. ૨ ; ૧૩ ), ખ્રીસ્ત વડે સ્વર્ગીય મહિમા પામવાની જે અપેક્ષા તે મૂકી ન દેવી, બાળકોની પેઠે આમતેમ ફરી જવું નહિ ( એફે. ૪; ૧૪), પણ પ્રૌઢની પેઠે સ્થિરતા રાખવી.

સુવાર્તામાંની આશાની વાત ઉપરથી સુવાર્તા વિષે બીજી ત્રણ વાત નોંધવામાં આવે છે, તે ત્રણે વાત વિશ્વાસમાં સ્થિર રહેવાનાં કારણ સૂચવે છે.

(૧) **તે સુવાર્તા તમે સાંભળી છે.** સ્વર્ગીય આશારપદ પ્રગટ કરનારી સુવાર્તા એપાફ્રાસે આ લોકને જાહેર કરી હતી, માટે તેઓ જો ફરી જઇને તારણ પડતું મૂકે તો "અમે સુવાર્તાની સત્ય વાત સાંભળી નહિ" એવું બહાનું કાઢી શકશે નહિ ( જુઓ રૂમી. ૧૦; ૧૮ ).

(૨) **તે આકાશ તળેની આખી સૃષ્ટિમાં પ્રગટ થઇ છે.** ખ્રીસ્તના હુકમ પ્રમાણે ( માર્ક ૧૬ ; ૧૫ ) સુવાર્તા આખા જગતમાં આખી મનુષ્ય-સૃષ્ટિમે પ્રગટ કરવામાં આવે છે, એટલે તે સાર્વજનિક ઠરે છે; દરેક દેશમાં તથા દરેક કોમમાં તે તારણસાધક ઉપાય નીવડે છે. કોઇ પણ પાખંડી મત વિષે કહી ન શકાય કે તે સાર્વજનિક છે ને હરકોઇ માણસને હિતકર છે. એવા મતનો બોધ "જ્ઞાનીઓ" નેજ માટે છે, ને તે બોધથી ઉપજતાં શુભફળ જોવામાં આવતાં નથી. માટે સર્વત્ર વહેતા જીવનના પાણીનો ઝરો મૂકીને માણસે ખોદેલા ખાડાઓનું અસ્વચ્છ તથા અહિતકર પાણી કોણ પીવા જાય?

(૩) **તેનો સેવક હું પાઉલ થયો છું.** પાઉલે કલોસ્સેની મુલાકાત લીધી ન હતી, તો પણ ત્યાં તથા આશીઆ પ્રાંતની બધી મંડળીઓમાં તે નામાંકિત થયો હતો. જે સુવાર્તા તેઓએ એપાફ્રાસથી સાંભળી તે પાઉલ પોતે માનતો તથા પ્રગટ કરતો. સુવાર્તાનું કામ કરવા સારૂ પોતાને અયોગ્ય ગણતાં તે તેની સેવા નમ્રતાથી તથા આસ્થાથી કર્યા કરતો ( એફે. ૩ ; ૨-૯. ૨ તીમ. ૧ ; ૧૧-૧૪). માટે સુવાર્તાના સત્યને લીધે તેમ સુવાર્તાના આ પ્રખ્યાત વિશ્વાસુ સેવકને લીધે પણ પાખંડી મતનો નકાર કરવો, એ સૂચના અહિં આપેલી જણાય છે.

(૬) પ્રેરિતને સોંપેલા કારભારના માહાત્મ્ય દર્શક પ્રકરણ. ( પાઉલ પોતાની તથા પોતાની સેવાની હકીકત આપતાં કલોસ્સીઓને ચેતવણી આપવાનો શુભ હેતુ સૂચવે છે). પદ ૨૪-૨૯.

[24] તમારે લીધે જે દુઃખ [વેઠું છું] તેમાં હું હમણાં હરખાઉં છું, ને મારા દેહમાં ખ્રીસ્તની વિપત્તિઓમાં જે અધુરૂં તે હું તેનું શરીર જે મંડળી છે તેની ખાતર પુરૂં કરૂં છું. [25] દેવની વાત સંપૂર્ણ [રીતે જાહેર] કરવાને અર્થે દેવનો જે કારભાર તમ પ્રત્યે મને આપેલો છે તે મુજબ હું તે [મંડળી]નો સેવક થયો છું. [26] [તે વાત તો] યુગોથી તથા પેઢીઓથી ગુપ્ત રાખેલો મર્મ છે, પણ હમણાં તેના પવિત્રોને તે પ્રગટ કરવામાં આવ્યો છે; [27] તેઓને દેવે એવું જણાવવા ચાહ્યું કે વિદેશીઓમાં આ મર્મના મહિમાની સંપત્તિ શી છે,—તે [મર્મ] એ છે કે તમારામાં ખ્રીસ્ત, મહિમાની આશા. [28] પ્રત્યેક માણસને ચેતવણી આપતાં તથા સર્વ [પ્રકારના] જ્ઞાનમાં પ્રત્યેક માણસને શિખવતાં અમે તેને પ્રગટ કરીએ છીએ, એ સારૂ કે ખ્રીસ્તમાં સંપૂર્ણ એવો પ્રત્યેક માણસને અમે રજુ કરીએ. [29] એને સારૂ, તેની જે પ્રેરકશક્તિ મારામાં પરાક્રમથી પ્રેરણા કરે છે તે પ્રમાણે, કષ્ટ કરીને મહેનત પણ કરૂં છું.

પાઉલે પોતાની તથા પોતાથી થતી સેવાની સૂચના પદ ૨૩ માં આપી હતી. અત્યારે પત્રનો વિશેષ ખંડન કરનારો બોધ લખ્યા પહેલાં તે પોતાને સોંપેલા આત્મિક કારભારનો વધતો ખુલાસો કરે છે. સુવાર્તાની સેવા કરતાં તે વિપત્તિઓ વેઠે છે તથાપિ તેમાં તે હરખાય છે, કેમકે જાણે છે કે મારા કામથી દેવના ગુપ્ત રાખેલા મર્મનું પ્રકટીકરણ થાય છે, ને તે મર્મ પ્રમાણે વિદેશીઓમાં ખ્રીસ્ત, મહિમાની આશા તરીકે, પ્રગટ કરાય છે. તેથી પ્રભુએ આપેલા સામર્થ્યથી મહેનત કરતાં તે પ્રત્યેક માણસને એવા હેતુથી ચેતવે છે તથા શિખવે છે કે પ્રત્યેકને ખ્રીસ્તમાં સંપૂર્ણ એવો ઇશ્વર આગળ રજુ કરવામાં આવે. આ ખુલાસો સાંભળીને કલોસ્સીઓ તેના બોધપર ધ્યાન આપવાની પોતાની ફરજ સમજશે, એવી તેની આશા સૂચવાય છે.

**તમારે લીધે જે દુઃખ [વેઠું છું] તેમાં હું હમણાં હરખાઉં છું.** ખ્રીસ્તી માણસે દુઃખથી થતા ફાયદા સમજીને તેમાં હમેશાં આનંદ કરવો, એ પાઉલનું માનવું હતું (રૂમી. ૫; ૩), પરંતુ અહિં હાલના ખાસ દુઃખ વિષે લખે છે. રૂમની કાચી કેદમાં રહીને તે

પદ ૨૪.

હમણાં સિપાઇ સાથે સાંકળથી બાંધેલો હતો ને કાઇસાર આગળ મારૂં કામ ચાલશે ત્યારે જીવ જોખમમાં પણ આવે, એ દુઃખદ ભીતિ તેના મનમાં રહેતી. પરંતુ સહરહ દુઃખ મંડળીને લીધે, ને ખાસ કરીને વિદેશી વિશ્વાસીઓને લીધે મારાપર આવી પડયું છે, એમ જાણીને પાઉલ આનંદ કરતો. વિદેશીઓને માટે વિશ્વાસથીજ

તારણ છે એ સત્ય સુવાર્તા પ્રગટ કરી ન હોત તો તેની સતાવણી કરવામાં ન આવત ( ગલા. ૫ ; ૧૧ ), પણ સતાવણી છતાં તે સાર્વજનિક સુવાર્તામાં તથા સુવાર્તાથી કલોસ્સેના વિદેશી વિશ્વાસીઓને પ્રાપ્ત થયલા અત્યંત લાભમાં હરખાય છે ( સરખાવો એફે. ૩ ; ૧૩. ફિલિ. ૨ ; ૧૭ ).

**ને મારા દેહમાં ખ્રીસ્તની વિપત્તિઓમાં જે અધુરૂં તે હું તેનું શરીર જ મંડળી છે તેના ખાતર પુરૂં કરૂં છું.** આ વાતના અર્થ વિષે ઘણો મતફેર છે એ આશ્ચર્યકારક નથી. ખ્રીસ્તનાં દુઃખમાં કાંઇ અધુરૂં રહ્યું નથી, એમ માનીએ છીએ, તો પણ પાઉલ લખે છે કે અધુરૂં પુરૂં કરૂં છું. વળી કાંઇ અધુરૂં રહ્યું હોય તો પણ કોઇ માનવ તે દુઃખ પુરૂં કરી શકે નહિ, એવું ધારવું સ્વાભાવિક છે. આવાં કારણથી ઘણા ટીકાકારો ખુલાસો કરે છે કે ખ્રીસ્તની વિપત્તિ એટલે ખ્રીસ્તે ઠરાવેલી અથવા તો ખ્રીસ્તના જેવી વિપત્તિઓ. પરંતુ "ખ્રીસ્તની વિપત્તિઓ" નો અર્થ સ્પષ્ટ છે, માટે બીજો કોઇ ખુલાસો શોધવાની જરૂર પડે છે.

વિવિધ ખુલાસાઓ નીચે મુજબ થયા છે :—

(૧) પાપાવાળા માને છે કે પવિત્ર સંતોનાં દુઃખથી અધિક પુણ્યનો ભંડાર ભરાય છે કે જેને લીધે મંડળીના સભાસદોને કેટલાક પ્રકારનાં પાપની ઠરાવેલી સજા માફ કરાય છે. એ મતને આ વાક્ય ટેકો આપે છે એવો તેઓ ખુલાસો કરે છે. પરંતુ "વિપત્તિ" અર્થનો અસલ શબ્દ ખ્રીસ્તનાં પ્રાયશ્ચિત્તરૂપી દુઃખ કદી સૂચવતો નથી, તેમ આ મતને શાસ્ત્રના કંઇ પણ પ્રકરણમાં કોઇ પણ આધાર મળતો નથી. કેવળ દેવપુત્ર ઇસુનું લોહી સઘળાં પાપથી શુદ્ધ કરે છે ( ૧ યોહા. ૧ ; ૭ ), ને તેનાથીજ આપણને પાપની માફી છે ( એફે. ૧ ; ૭ ).

( ૨ ) ડા. લાઇટ્ફુટ બતાવે છે કે ખ્રીસ્તના પ્રાયશ્ચિત્તકારક દુઃખમાં કાંઇજ અધુરૂં રહ્યું નથી, તથાપિ ખ્રીસ્તની મંડળીને સંસ્થાપિત કરવાને માટે અધિક દુઃખ વેઠવાની જરૂર છે, તે અધિક દુઃખ વેઠવાની ફરજ તારનારે પોતાના સેવકો પર મૂકી છે, માટે પાઉલ મંડળીના હિતાર્થે વિપત્તિઓ સહન કરતો ત્યારે એક રીતે જોતાં તે અધુરૂં પુરૂં કરતો. પરંતુ મંડળીના કોઇ પણ હિતકર દાનને અર્થે ખ્રીસ્તનું કામ અધુરૂં રહ્યું, એમ માનવું મુશ્કેલ છે.

( ૩ ) ખ્રીસોસ્તોમ, ઑગસ્તીન વિગેરે જુના ટીકાકારોએ એવો ખુલાસો કર્યો કે મંડળી ખ્રીસ્તના શરીરરૂપ છે માટે મંડળીને થતું દુઃખ શિરપતિને પણ લાગે છે તેથી પાઉલ મંડળીના કામમાં વિપત્તિઓ સહેતો ત્યારે તે ( એક અવયવ તરીકે ) ખ્રીસ્તના શરીરનું બાકી રહેલું દુઃખ પુરૂં કરતો, અર્થાત્ ખ્રીસ્તનું દુઃખ પુરૂં કરતો. આ ખુલાસો આજ સુધી ઘણા ટીકાકારોને યુક્ત લાગે છે.

(૪) કેટલાએકનું માનવું એવું છે કે પાઉલ ખ્રીસ્તમાં રહીને તેની સાથે એવો માર્મિક સંબંધ રાખતો (ગલા. ૨; ૨૦) કે તેનાંમાં રહેનાર પ્રભુ તેનાં દુઃખમાં દુઃખી થતો, માટે મંડળીની ખાતર પ્રેરિતનું જે દુઃખ બાકી રહ્યું હતું તે તેના દેહમાં ખ્રીસ્તની વિપત્તિઓમાં અધુરૂં દુઃખ કહેવાય, ને તે પ્રેરિત પુરૂં કરતો. આ ખુલાસાને ૨ કરીં. ૧; ૫:૪; ૧૦. ફિલિ. ૩; ૧૦થી ટેકો મળે છે, ને બધી વાતનો વિચાર કરતાં આ ખુલાસો અધિક સકારણ દીસે છે.

આ વિપત્તિઓ પ્રેરિતના દેહમાં છે, પરંતુ તેઓ ખ્રીસ્તના શરીરની (એટલે મંડળીની) ખાતર વેઠેલી છે. શિરપતિનાં પ્રાયશ્ચિત્તકારક દુઃખથી શરીરરૂપી મંડળીનું તારણ થયું, તેમ કોઇ પણ અવયવની આસ્થાભરેલી સહનતાથી આખા શરીરનું હિત સાધવામાં આવે છે. શિરપતિ જેને વહાલો છે તેને મંડળી પણ વહાલી થશે, તેથી મંડળીના કલ્યાણને અર્થે તે પોતાને અર્પિત કરતાં આચકો ખાશે નહિ.

**દેવની વાત સંપૂર્ણ [રીતે જાહેર] કરવાને અર્થે દેવનો જે કારભાર તમ પ્રત્યે મને આપેલો છે તે મુજબ હું તે [મંડળી]નો સેવક થયો છું.**

પદ ૨૫.

પદ ૨૩ ની વાત ઉપરથી પાઉલ પોતાની સેવાની હકીકત અહિંથી આપવા માંડે છે. તે તો મંડળીની ખાતર વિપત્તિઓ વેઠતો, તથાપિ તે ઉપરાંત તે મંડળીના હિતાર્થે ઘણો શ્રમ કરતો. માણસનો દીકરો સેવા કરવા સારૂ આવ્યો (મા. ૨૦; ૨૮) તે નમુનાનુસાર પાઉલ પણ સેવા કરનાર હતો. મંડળીને સ્થાપવા, વધારવા તથા સુધારવા સારૂ તે નિત્ય પોતાનું સેવાકાર્ય પુરૂં કરતો. તેની સેવા તેને સોંપેલા હોદ્દાને અનુસરતીજ હતી. તે હોદ્દો દેવના ઘરમાં (૧ તીમ. ૩; ૧૫) વ્યવસ્થા કરનાર કારભારીનો હતો (૧ કરીં. ૪; ૧:૯; ૧૭. એફે. ૧; ૧૦: ૩; ૨. સરખાવો તીત. ૧; ૭. ૧ પીત. ૪; ૧૦). એ હોદ્દાને લગતું કામ મુખ્યત્વે કરીને વિદેશીઓ મધ્યે કરવાને માટે તેને ફરમાવ્યું હતું (પ્રે. કૃ. ૨૬; ૧૭, ૧૮. એફે. ૩; ૧, ૨), માટે તમ કલોસ્સીઓને અર્થે હું મંડળીનો સેવક નિમાયો હતો, એમ જણાવે છે. વળી વિદેશીઓમાં આ કારભારનું જે કામ તેણે કરવાનું હતું તે સુવાર્તા પ્રસિદ્ધ કરવાનું કામ હતું, તેથી શહેરેશહેર ફરીને તે દેવની વાત તરીકે (૧ કરીં. ૧૪; ૩૬. ૨ કરીં. ૨; ૧૭:૪; ૨. ૧ થેસ્સા. ૨; ૧૩) સુવાર્તા જાહેર કર્યા કરતો, ને એમ સંપૂર્ણ રીતે (રૂમી. ૧૫; ૧૯) પોતાના હોદ્દાનું સેવાકાર્ય બજાવતો.

**[તે વાત તો] યુગોથી તથા પેઢીઓથી ગુપ્ત રાખેલો મર્મ છે.** દેવની જે વાત પાઉલ સંપૂર્ણ રીતે પ્રગટ કરતો તેની વ્યાખ્યા અહિં કરવામાં આવે છે. સુવાર્તા તે "મર્મ" છે (એફે. ૧; ૯: ૩; ૯), એટલે માણસ પોતાની બુદ્ધિએ કરીને શોધી કાઢી ન શકે એવી તે ગુપ્ત રહસ્યની વાત છે (રૂમી. ૧૬; ૨૫). પરંતુ મર્મનું પ્રકટીકરણ

પદ ૨૬.

જ્યારે થાય છે ત્યારે હરકોઇ માણસ તે સમજી શકે એવો તે સ્પષ્ટ દેખાય છે. ગતકાળના યુગોમાં તથા દરેક યુગમાં સમાયલી પેઢીઓમાં (એફે. ૩; ૨૧) આ મર્મ પર પડદો રાખવામાં આવ્યો હતો, પણ ખ્રીસ્તમાં તે પડદો દૂર કરવામાં આવ્યો છે.

**પણ હમણાં તેના પવિત્રોને તે પ્રગટ કરવામાં આવ્યો છે.** જ્યાં દેવના મર્મની વાત કરેલી છે ત્યાં તેના પ્રકટીકરણની ખબર પણ આપવામાં આવે છે. પાખંડી મતના મર્મો તે મતવાળાઓનેજ વારતે હતા, પણ દેવની વાતનો મર્મ હમણાં—સુવાર્તાના ચાલતા જમાનામાં—ખ્રીસ્તના કામ વડે હરકોઇને અર્થે પ્રગટ કરવામાં આવ્યો છે. ખરૂં છે કે દૈહિક માણસો તે મર્મ સમજતા નથી (૧ કરીં. ૨; ૧૪), પણ જેઓનાં મન પવિત્ર આત્મા વડે પ્રકાશિત થયાં—જેઓનો ભાવ આત્મિક કરાયો—તેઓ સુવાર્તાનો અંગીકાર કરીને આ મર્મનો અર્થ સમજ્યા. હરકોઇને માટે આ પ્રકટીકરણ છે, તથાપિ દેવના પવિત્રોનેજ તે પ્રગટ કરવામાં આવે છે.

**તેઓને દેવે એવું જણાવવા ચાહ્યું કે વિદેશીઓમાં આ મર્મના મહિમાની સંપત્તિ શી છે.** આ મર્મ દેવની ઇચ્છા પ્રમાણે પવિત્રોને પ્રગટ થયો છે. તેનું પ્રકટીકરણ કરવાનો અધિકાર તેનોજ છે, માટે તેના ઠરાવ મુજબ તથા તેની કૃપાથી આ ભેદરૂપી જ્ઞાન વિશ્વાસીઓને પ્રાપ્ત થયું છે. તે મર્મનું પ્રકટીકરણ થતાંમાં ઇશ્વરનો મહિમા જાહેર થાય છે. પતિત માણસને નાશના ખાડામાંથી તથા પાપરૂપી ચીકણા કાદવમાંથી કાઢી લાવીને તે તેમને પોતાના પવિત્ર લોક તરીકે તથા પોતાનાં પ્રિય બાળકો તરીકે પોતાના ઘરમાં દાખલ કરે છે ને મહિમાના વારસાની આશા પ્રાપ્ત કરે છે ત્યારે દયાનિધિ પ્રભુનો કેટલો બધો મહિમા દશ્ય થાય છે! વિદેશીઓ જેવા સઘળી રીતીએ ભ્રષ્ટ થયલા લોકને તે તેડે છે, ન્યાયી ઠરાવે છે, પવિત્ર કરે છે ત્યારે તો તેનો મહિમા અખુટ ખજાના જેવો અમૂલ્ય દીસે છે, માટે "તેના મહિમાની સંપત્તિ" (રૂમી. ૯; ૨૩. એફે. ૧; ૧૮ : ૩; ૧૬) સુવાર્તાના સંદેશામાં આપણા દરિદ્રીઓની આગળ કીમતી જવાહિર સમાન ચળકાટ મારતી દેખાય છે. તે અમૂલ્ય રત્નો હરકોઇ માગનારને આપવાની તેની મરજી છે. તેમાં કેટલી બધી કૃપા માલમ પડે છે!

પદ ૨૭.

**તે [મર્મ] એ છે કે તમારામાં ખ્રીસ્ત, મહિમાની આશા.** મર્મના મહિમાની સંપત્તિ ખરેખર સવિશેષ છે. તે ખ્રીસ્ત છે, એટલુંજ નહિ પણ "તમારામાં ખ્રીસ્ત." કલોસ્સીઓ જેવા વિદેશીઓનાં હૃદયને બારણે આવી તારનાર ઉભો રહે છે, કેવળ એમ નહિ પણ અંદર પધારીને ત્યાં પોતાનું રહેઠાણ કરે છે (રૂમી. ૮; ૧૦. ૨ કરીં. ૧૩; ૫. એફે. ૩; ૧૭. પ્રક. ૩; ૨૦).

અંદર આવીને તે તેઓને અક્ષય જીવનની આશા બક્ષે છે, હા, પોતે તેમનું આશારૂપદ થાય છે (૧ તીમ. ૧ ; ૧), કેમકે ખ્રીસ્ત મળ્યો એટલે સઘળી ધન્યતા પામવાની ખાતરી થઇ કહેવાય (રૂમી. ૮ ; ૩૨). તેની સંગતથી તેઓ વારસા પામે છે, ને ખ્રીસ્તમાં પ્રભુનાં જે સઘળાં વચનો પુરાં કરાય છે તેના ભાગીદાર થાય છે (એફે. ૩ ; ૬). એ અકથ ધન્યતા પામીને કોણ ઇશ્વરના મર્મના મહિમાની સંપત્તિ નાંખી દઇને કચરારૂપી અસત્ય બોધ પર ધ્યાન આપે ?

**પ્રત્યેક માણસને ચેતવણી આપતાં તથા સર્વ [પ્રકારના] જ્ઞાનમાં પ્રત્યેક માણસને શિખવતાં અમે તેને (એટલે ખ્રીસ્તને) પ્રગટ કરીએ છીએ.** દરેક વિશ્વાસ કરનારના હૃદયમાં રહેતાં ખ્રીસ્ત મહિમાની આશારૂપ છે એમ સમજીને પ્રેરિત સુવાર્તા વડે આતુરતાથી તારનારને પ્રગટ કરતો. તે સુવાર્તા વિષે શરમાવાનું કાંઇ પણ કારણ તેને દીસતું ન હતું; તેથી ઉલટું તે સુવાર્તામાં વડાઇ કરતો હતો. સુવાર્તા સઘળી કોમના મનુષ્યોને સારૂ છે (૩ ; ૧૧), પણ એવી રીતે કે દરેક માણસને પોતે તે સ્વીકારીને તેનો લાભ પામવો પડે છે. માટે પાઉલ વિવિધ કુલના લોકોમાં પોતાને સોંપેલું સેવાકાર્ય પુરૂં કરતો એટલુંજ નહિ, તે પૃથક રીતે દરેક માણસ પ્રત્યે પણ સુવાર્તિક તરીકે મહેનત લેતો. અહિં તેનો કરેલો બોધ બે પ્રકારનો કહેવાય છે. (૧) ચેતવણીરૂપી બોધ; એટલે પાપ વિષે તે દરેકને ચેતવણી આપતો (રૂમી. ૧૫; ૧૪. એનેએજ શબ્દ પ્રે. કૃ. ૨૦; ૩૧. ૧ કરીં. ૪; ૧૪. ૧ થેસ્સા. ૫; ૧૨, ૧૪માં આવેલો છે). આવા બોધનો હેતુ પસ્તાવો ઉપજાવવાનો છે. (૨) શિક્ષણરૂપી બોધ. આ બોધથી ખ્રીસ્તી ધર્મનાં તત્વો તથા મર્મો દર્શાવવામાં આવે છે; તેથી વિશ્વાસની ઉત્પત્તિ તથા વૃદ્ધિ થવાનો સંભવ છે. આ બોધ સર્વ પ્રકારના આત્મિક જ્ઞાનમાં આપવામાં આવતો. પાખંડી બોધકોના મિથ્યા જ્ઞાનમાં નહિ (૧ કરીં. ૧; ૧૭ઃ૨; ૧-૧૬) પણ ખ્રીસ્તમાંના પરમજ્ઞાનમાં (પદ ૯ઃ૨; ૩ઃ૩; ૧૬. એફે. ૧; ૮) માણસનું સુકલ્યાણ છે એમ સમજીને પ્રેરિત બોધ કરતો. કલોસ્સેમાં આવેલા બોધકો "જ્ઞાનીઓને" પોતાના મતની સઘળી વાત શિખવતા હશે, પરંતુ પાઉલ ઇશ્વરના પરિપૂર્ણ જ્ઞાનથી પ્રત્યેક માણસનું મન પ્રકાશિત કરવા માગે છે.

પદ ૨૮.

આ બે પ્રકારના બોધની વાત આગળ જતાં ૩; ૧૬ માં આવે છે. બન્નેની અગત્ય છે, એ ઉપદેશકોએ કદી ભૂલવું નહિ (જુઓ ૨ તીમ. ૩; ૧૬ઃ૪; ૨).

**એ સારૂ કે ખ્રીસ્તમાં સંપૂર્ણ એવો પ્રત્યેક માણસને અમે રજુ કરીએ.** પ્રેરિતની સઘળી મહેનતનો ઉદ્દેશ એવો હતો કે તેનો બોધ સાંભળનારા હરેક જણને તે ઇશ્વર આગળ સંપૂર્ણ એવો રજુ કરે (પદ ૨૨). "ખ્રીસ્તમાં સંપૂર્ણ" એટલે બાળક જેવો અબુદ્ધ તથા કાચો નહિ, પણ પ્રૌઢ

જેવો (એફે. ૪; ૧૩)-ખ્રીસ્તમાં રહેવાથી આત્મિક કૌવત તથા સુબુદ્ધિ પામેલો. જેઓનો વિશ્વાસ પાક્કો થયો, ને જેઓ ખ્રીસ્તની સંગત દઢ રીતે રાખીં તેનામાં વૃદ્ધિ પામેલા તેઓ અપૂર્ણ છતાં "સંપૂર્ણ" કહેવાય છે (૪; ૧૨. ૧ કરીં. ૧૪; ૨૦. ફિલિ. ૩; ૧૫. સરખાવો મા. ૫; ૪૮ : ૧૯; ૨૧. હેબ્રી. ૫; ૧૪). દરેક માણસ એવી આત્મિક પ્રૌઢતા પામીને ઇશ્વરની હજુરમાં આવીને રહે માટે પાઉલ જાણે દરેકના પ્રાણને સારૂ ચોકી કરતો (હેબ્રી. ૧૩; ૧૭), તેમાં તે બધા સુવાર્તિકોને માટે નમુનારૂપ છે.

**એને સારૂ, તેની જે પ્રેરકશક્તિ મારામાં પરાક્રમથી પ્રેરણા કરે છે તે પ્રમાણે, કષ્ટ કરીને મહેનત પણ કરૂં છું.** ઉપર કહેલા હેતુથી પાઉલ જે મહેનત કરતો તે (અસલ શબ્દાર્થ મુજબ) સખત શ્રમ સૂચવાય છે (સરખાવો ૧ કરીં. ૪; ૧૨ : ૧૫; ૧૦. ગલા. ૪; ૧૧. એફે. ૪; ૨૮. ફિલિ. ૨; ૧૬). એવી મહેનતમાં કષ્ટ કરવું પડે છે (૧ તીમ. ૪; ૧૦). "કષ્ટ" અર્થનો શબ્દ અખાડામાં વેઠેલો અતિશય શ્રમ સૂચવે છે. ૧ કરીં. ૯; ૨૫ માં એવું કષ્ટ કરનાર "પહેલવાન" કહેવાય છે, તેથી જણાય છે કે પહેલવાન જેમ પોતાનું શરીર મજબૂત કરવાને માટે રોજ કસરત કરે છે ને વળી અખાડામાં પોતાનું પુરૂં બળ વાપરીને જીત પામવા માટે અતિ ઘણો શ્રમ વેઠે છે તેવી રીતે પાઉલ આત્મિક દોડમાં તથા આત્મિક લડાઇમાં કષ્ટયુક્ત મહેનત કરતો.

પદ ૨૯.

પ્રેરિત આ સખત મહેનત પોતાના બળથી કરતો ન હતો, પણ ખ્રીસ્ત તેનામાં પરાક્રમથી પ્રેરણા કરીને (એફે. ૩; ૨૦) તેને બળવાન કરતો તેથી તે બધું કરી શકતો (ફિલિ. ૪; ૧૩). અપૂર્ણ માનવબળ મુજબ નહિ, પણ તેનામાં અસર કરતા ખ્રીસ્તના બળ મુજબ તે મહેનત લેતો, તે કારણથી તે આટલું બધું કામ કરી શક્યો. તેમ આપણે જો પોતાને અબળ જાણીને ખ્રીસ્તના પરાક્રમની પ્રેરણા માગીએ તો પાઉલને સબળ કરનાર આપણને પણ સબળ કરશેજ કરશે.

## અધ્યાય ૨ જો.

(ક) મંડળીઓ વિષે ચિંતાદર્શક તથા તેમને ઉત્તેજનદાયક પ્રકરણ. પદ ૧-૭.

[1] કેમકે હું ચાહું છું કે તમે એ જાણો કે તમારે સારૂ તથા જેઓ લાઓદીકીઆમાં છે તેઓને સારૂ તથા જેઓએ દેહમાં મારૂં મોં જોયું નથી તેઓ સર્વને સારૂ હું કેટલું બધું કષ્ટ કરૂં છું, [2] કે તેઓનાં હૃદયો સબળ કરાય, ને તેઓ પ્રીતિમાં સાથે જોડાય, ને એમ સમજણની પૂર્ણ નિશ્ચયતાની સર્વ સંપત્તિ [પામે], એ સારૂ કે દેવના મર્મનું, [એટલે] ખ્રીસ્તનું, જ્ઞાન તેઓ પ્રાપ્ત કરે. [3] તેનામાં તો બુદ્ધિ તથા જ્ઞાનના સઘળા ભંડાર ગુપ્ત [રખાયલા] છે. [4] આ હુ એ હેતુથી કહું છું કે કોઇ માણસ મનોહર વાતોથી તમને ન ભુલાવે. [5] કેમકે દેહમાં હું ગેરહાજર છું તો પણ આત્મામાં તમારી સંગાથે છું—હરખ કરતો ને તમારી સુવ્યવસ્થા તથા ખ્રીસ્ત પ્રત્યે તુમારા વિશ્વાસની સુદૃઢતા જોતો [હાજર] છુ.

[6] એ માટે તમે ખ્રીસ્તને, [એટલે] ઇસુ જે પ્રભુ તેને માની લીધો છે તેમ તેનામાં ચાલો. [7] તેનામાં જડ ઘાલેલા તથા બંધાયલા થઇને તથા પામેલા શિક્ષણ પ્રમાણે વિશ્વાસમાં સ્થિર કરાઇને [તથા] ઉપકારસ્તુતિમાં વધતા જઇને [તેનામાં ચાલો].

આ પેટા ભાગમાં પ્રેરિત પોતે ન દીઠેલી મંડળીઓ વિષે કેટલી બધી ચિંતા કરે છે તે જણાવે છે. પહેલવાનની પેઠે તેઓને સારૂ કષ્ટ કરીને તે એ માટે મહેનત કરે છે કે તેઓ સુદૃઢ થઇને પ્રીતિના બંધનમાં એવી રીતે જોડાય કે તેઓ ખ્રીસ્તનું પૂર્ણ જ્ઞાન પામે. પ્રભુ ઇસુમાં જ્ઞાનની સંપૂર્ણ સંપત્તિ સમાયલી છે, માટે પાખંડી વાતો પર ધ્યાન ન આપતાં ખ્રીસ્તની સત્ય વાતનું ગ્રહણ કરવું, એવો પાઉલ બોધ આપે છે. પરીક્ષણ પામતી મંડળીઓથી દૂર છતાં પ્રેરિત, પોતે તેઓ મધ્યે હોય તેમ, આનંદસહિત તેઓની સ્થિરતા નિહાળે છે, માટે વિનંતી કરે છે કે સત્યનું શિક્ષણ તમને મળ્યું તે પ્રમાણે ખ્રીસ્તમાં જડ તથા પાયો નાખીને ઉપકારસ્તુતિ સહિત સદાચરણ કરવું.

**કેમકે હું ચાહું છું કે તમે એ જાણો...** પ્રેરિત મંડળીઓને વારંવાર આવા શબ્દોનો ઉપયોગ કરીને કંઇ વાત વિષેની જાણ આપવાની ઇચ્છા દર્શાવે છે. (સરખાવો ૧ કરીં. ૧૧; ૩. ફિલિ. ૧; ૧૨.).*

પદ ૧. પોતે કષ્ટ કરીને મંડળીના દરેક સભાસદની સંપૂર્ણતાને અર્થે મહેનત કરે છે એ ૧ ; ૨૯માં આવેલી વાત સાથે આ વાક્યનો સંબંધ જણાય છે. સદરહુ કષ્ટનો એક દાખલો કલોસ્સેની તથા આજુબાજુની મંડળીઓ વિષેનો છે, તેની વિગત અહિં આપવામાં આવે છે.

**કે તમારે સારૂ તથા જેઓ લાઓદીકીઆમાં છે તેઓને સારૂ તથા જેઓએ દેહમાં મારૂં મોં જોયું નથી તેઓ સર્વને સારૂ હું કેટલું બધું કષ્ટ કરૂં છું.** કલોસ્સેમાં પ્રસરતા પાખંડી મતને લીધે પાઉલના મનમાં અતિ ઘણી લાગણી થતી હતી તે અહિં જણાય છે. આ નવા ઉપદેશ સત્યના શત્રુવત્ છે, એમ સમજીને તે ખ્રીસ્તના પહેલવાન તરીકે તે પર વિજય પામવા સારૂ અતિશય શ્રમ કરે છે. મુખ્યત્વે કરીને તે એપાફ્રાસની પેઠે (૪; ૧૨) પ્રાર્થનામાં બાહુયુદ્ધ જેટલુંજ કષ્ટ કરે છે (ઉત્પ. ૩૨ ; ૨૪), પણ તે ઉપરાંત આ પ્રસરતા મતનો અટકાવ કરવાનો ઉપાય યોજવામાં ને તેનું ખંડન કરનારી દલીલો રચવામાં તે મનમાં ચિંતાતુર બની કષ્ટિત થતો હશે, એવું સંભવે છે. કલોસ્સેમાં આ મત પ્રગટ કરાય છે એટલે પાસે આવેલી મંડળીઓમાં પણ તે પ્રસરી જશે એ બીક પાઉલના મનમાં જણાય છે. સહુથી નજદીક મંડળી લાઓદીકીઆની હતી તે કલોસ્સેની મંડળી સાથે ખાસ સંબંધ રાખનારી છે (૪; ૧૬), માટે ત્યાં પણ આ પાખંડી ચેપની અસર લાગશે ને વળી આશીઆ પ્રાંતની જે બીજી મંડળીઓની મેં મુલાકાત લીધી નથી તે સર્વમાં પણ પ્રસરી જશે, એવી ભીતિથી પાઉલ મનમાં શ્રમિત થતો એમાં સંદેહ નથી.

આ વાક્ય ઉપરથી અનુમાન કરવું કે પાઉલે કલોસ્સે તથા લાઓદીકીઆની મુલાકાત લીધી હતી, એવો કેટલાકનો મત જણાય છે. એ અનુમાન કરવાનો આધાર એટલોજ છે કે જે મંડળીઓએ પાઉલને જોયો ન હતો તેઓમાં સદરહુ બે મંડળીઓ સમાયલી નથી. પરંતુ આ અનુમાન નિરાધાર છે એમ વિચાર કર્યાથી માલમ પડશે. કલોસ્સે તથા લાઓ-દીકીઆમાંના ભાઇઓની વાત ઉપરથી અહિં અપરિચિત ભાઇઓની વાત કરવામાં આવે છે, માટે જેઓએ પાઉલનું મોં જોયું ન હતું તેઓમાં આ બે મંડળીઓના ભાઇઓનો પણ સમાવેશ થયો હતો, એજ અનુમાન કરવું યુક્ત છે. આગળ જતાં જે વાત આવે છે તેથી આ અનુમાનને ટેકો મળે છે. બીજા વાક્યમાં પ્રેરિત ત્રીજા પુરૂષના સર્વનામનો ઉપયોગ કરીને અપરિચિત ભાઇઓની વાત કરે છે, પણ ચોથા વાક્યમાં બીજા પુરૂષનું સર્વનામ વાપરવાથી તે બતાવે છે કે તમ કલોસ્સીઓ વિષેની વાત કરૂં છું. તેથી કલોસ્સીઓનો પણ અપરિચિતોમાં સમાવેશ થયલો જણાય છે.

* ઘણી વાર પાઉલ "મારી ઇચ્છા નથી કે તમે અજાણ્યા રહો" એ પ્રમાણે પણ એજ હેતુથી લખે છે (જુઓ રૂમી. ૧૧ ; ૨૫ નો ખુલાસો).

**કે તેઓનાં હૃદયો સબળ કરાય.** "સબળ કરાવું" અર્થના ક્રિયાપદનો તરજુમો ઘણે ઠેકાણે "દિલાસો પામવો" કરેલો છે (મા. ૫ ; ૪), પરંતુ તેના વિવિધ અર્થ થઇ શકે છે. તેના મૂળભેદનો અસલ અર્થ "બોલાવી મંગાવવું" છે. તે અર્થ મુજબ "સંબોધક" અર્થનો શબ્દ (યોહા. ૧૪ ; ૧૬) આ ક્રિયાપદનું કૃદંત થાય છે. બીજો અર્થ "સાથે વાત કરવી" થાય છે, તે ઉપરથી વાત કરીને "દિલાસો દેવો" (મા. ૨ ; ૧૮. ૧ થેસ્સા. ૩ ; ૭), "બોધ આપવો" (લુક ૩ ; ૧૮. તીત. ૨ ; ૬), "વિનંતી કરવી" (મા. ૮ ; ૫. ૨ કરીં. ૧૨ ; ૧૮), "સબળ કરવું" ઇત્યાદિ અર્થ ઠેકાણે ઠેકાણે માલમ પડે છે. અહિં આ ભાઇઓને સારૂ કરેલા પાઉલના કષ્ટનો એવો હેતુ છે કે અસત્યની સામે ટકી રહેવાને અર્થે તેઓ સુદૃઢ થવા ઉત્તેજિત થાય.

પદ ૨.

"હૃદય" વિચારશક્તિ, ઇચ્છાશક્તિ તથા પ્રેમવૃત્તિનું સ્થાન લેખાતું તેથી પાઉલની આ વાતનું એવું તાત્પર્ય જણાય છે કે પ્રભુની ઇચ્છાનુસાર ચાલવાનો ઠરાવ કરવાને તથા પ્રભુપર પ્રીતિ રાખવાને આ લોકનાં મન ઉત્તેજન પામીને દૃઢ કરાય.

**ને તેઓ પ્રીતિમાં સાથે જોડાય.** ખોટા મતથી ભિન્નતાની ઉત્પત્તિ તથા કુસંપની વૃદ્ધિ થાય છે તથાપિ પ્રેમના સંપૂર્ણતારૂપી બંધનમાં (૩ ; ૧૪) રહેવાથી સત્યનું રક્ષણ થાય છે. માટે પ્રેરિત ચાહે છે કે આ પરીક્ષણ પામતા વિશ્વાસીઓ પ્રેમમાં રહીને સંયુક્ત જોડાય, એવી રીતે કે તેઓ એક મનથી પ્રભુની સેવા કરીને અસત્યને હરાવવાને અર્થે શક્તિમાન થાય (સરખાવો એફે. ૪ ; ૨, ૩. ફિલિ. ૨ ; ૧–૪).

**ને એમ સમજણની પૂર્ણ નિશ્ચયતાની સર્વ સંપત્તિ [પામે].** પ્રીતિના બંધનમાં સંયુક્ત થવાથી સમજણ (જુઓ ૧ ; ૯ નો ખુલાસો) એવી વિકસે છે કે આત્મિક વાતોનો માર્મિક અર્થ સમજીને ખ્રીસ્તી માણસ તે વાતની સત્યતા વિષે અમૂલ્ય ખાતરી પામે છે. પ્રભુની વાત વિષે ને તે વાત વડે જે થનાર ધન્યતા તે વિષે જેની નિશ્ચયતા થાય છે તેના હાથમાં જાણે અઢળક આકાશી દ્રવ્ય આવ્યું છે. પરંતુ મનચક્ષુ પર અપ્રેમરૂપી મોતિયા રહે છે ત્યાં સુધી એવી ખાતરીપૂર્વક જ્ઞાનપ્રાપ્તિ થઇ શકતી નથી. પ્રેમરૂપી નસ્તર વડે આત્મિક આંખ પ્રકાશિત કરાય ત્યારેજ નિશ્ચયતારૂપી દેખાવ નજરે પડે છે. આપણાં મન શંકા ભરેલાં રહે છે, આત્મિક રીતે જોતાં આપણે દરિદ્રી રહીએ છીએ, તેનું એક વિશેષ કારણ અપ્રેમ હોય છે. માટે ધનાઢ્ય થવા સારૂ, ઇશ્વરના માર્મિક વચન વિષે ખાતરી પામવા માટે, શુદ્ધ જ્ઞાનપ્રકાશ મેળવવાને અર્થે આપણે પ્રીતિના ઐક્યમાં રહેવું જોઇએ (જુઓ ૧ યોહા. ૨ ; ૧૧ : ૪ ; ૭, ૮).

"પૂર્ણ નિશ્ચયતા" અર્થનો શબ્દ નવા કરારનાં બીજાં ત્રણ વાક્યોમાં મળે છે. (૧ થેસ્સા. ૧ ; ૫. હેબ્રી. ૬ ; ૧૧ : ૧૦ ; ૨૨ ). દરેક ઠેકાણે અહિં બતાવેલો અર્થ ઉચિત જણાય છે, ને ૧ થેસ્સા. ૧ ; ૫ માં એ અર્થ કરવો આવશ્યકજ છે. હેબ્રીઓને પત્રનાં સૂચવેલાં બે વાક્યોમાં "સંપૂર્ણતા" અર્થ ચાલે, તેથી કેટલાકનું એવું ધારવું થાય છે કે અહિં પણ "સંપૂર્ણતા," એવો તરજુમો કરવો જોઇએ. પરંતુ ઉપર આપેલો તરજુમો દરેક ઠેકાણે યુક્ત જણાય છે, ને પાઉલ થેસ્સાલોનીકીઓ પર લખીને તેજ અર્થ સૂચવે છે, તેથી અહિં પણ "પૂર્ણ નિશ્ચયતા" એવો તરજુમો કરવો સકારણજ છે.

**એ સારૂ કે દેવના મર્મનું, [ એટલે ] ખ્રીસ્તનું, જ્ઞાન તેઓ પ્રાપ્ત કરે.** પ્રીતિમાં જોડાયલા રહેવાથી સમજશક્તિ ખિલી નીકળે છે તેનું પરિણામ (અથવા અન્ય ખુલાસા મુજબ, પ્રીતિના ઐક્યનું અંત્ય પરિણામ) અહિં બતાવવામાં આવે છે. તે એ કે આત્મિક પરમજ્ઞાન (જુઓ ૧ ; ૯. એફે. ૧ ; ૧૭) પ્રાપ્ત થાય છે. જે વિષય વિષે આ જ્ઞાન છે તે "દેવનો મર્મ" છે. આ મર્મ "તમારામાં ખ્રીસ્ત, મહિમાની આશા" છે, એવી વ્યાખ્યા પાછળ આપેલી હતી (જુઓ ૧ ; ૨૬, ૨૭). અહિં પણ આ મર્મ ખ્રીસ્ત કહેવાય છે. ખ્રીસ્તમાં ઇશ્વરની સઘળી માર્મિક વાતો સમાયલી છે, માટે તેનું જ્યારે આપણે સુજ્ઞાન પામીએ છીએ ત્યારે દેવના મર્મની મુદ્રાઓ આપણે સારૂ ઉઘાડવામાં આવે છે ( પ્રક. ૫ ; ૯ ).

અહિં આવેલી વાતના સંબંધમાં હસ્તલેખોમાં અસાધારણ ફેર જણાય છે. કેટલાકમાં "દેવના મર્મનું જ્ઞાન," એટલુંજ આવે છે બીજા કેટલાકમાં "દેવ જે ખ્રીસ્ત, તેના મર્મનું જ્ઞાન" લખેલું છે. કેટલાક મહદાક્ષરી હસ્તલેખમાં "ખ્રીસ્તના બાપના ( એટલે ) દેવના મર્મનું જ્ઞાન" આવે છે. ઘણાખરા અલ્પાક્ષરી હસ્તલેખોમાં "દેવના તથા બાપના તથા ખ્રીસ્તના મર્મનું જ્ઞાન" લખેલું છે. પરંતુ અહિં આપેલા અર્થનો લેખ ઘણાખરા વિદ્વાનોને સપ્રમાણ લાગે છે. એમ છતાં આ પસંદ પડતા અસલ લેખનો તરજુમો નીચે મુજબ વિવિધ રીતીએ કરવામાં આવે છે :--

(૧) દેવના, ( એટલે ) ખ્રીસ્તના મર્મનું જ્ઞાન.
(૨) દેવના ખ્રીસ્તના મર્મનું જ્ઞાન.
(૩) દેવના મર્મનું ( એટલે ) ખ્રીસ્તનું જ્ઞાન.

આ છેલ્લો તરજુમો વ્યાકરણની રૂઢી પ્રમાણે છે, એટલુંજ નહિ પણ પાઉલની લખવાની શૈલીને અનુસરતો છે, તેમ ૧ ; ૨૭ માંની વાતને મળતો છે તેટલાં કારણથી તે પસંદનીય જણાય છે.

**તેનામાં તો બુદ્ધિ તથા જ્ઞાનના સઘળાં ભંડાર ગુપ્ત [ રખાયલા ] છે.** કેટલાક ટીકાકારો ધારે છે કે "તેમાં" તરજુમો કરવો—એટલે દેવના મર્મમાં આ ભંડાર સમાયલા છે, એવો અર્થ પસંદ કરે છે. પરંતુ મર્મ તે ખ્રીસ્તજ છે એ આપણે જોયું, વળી અસલમાં "ખ્રીસ્ત" શબ્દને લગતું આ સર્વનામ આવે છે તેથી "તેનામાં" તરજુમો"

યુક્તજ લાગે છે. "બુદ્ધિ" શબ્દના ખાસ અર્થ વિષે જુઓ ૧ ; ૯નો ખુલાસો. "જ્ઞાન" એટલે માહિતી મેળવવાની શક્તિ અથવા તો મેળવેલી માહિતી. (આ બે શબ્દ રૂમી. ૧૧ ; ૩૩ માં દેવ સંબંધે આવે છે). પારખ કરનારી બુદ્ધિ તથા ગૂઢ વિષયો સંબંધી અચુક જ્ઞાન જોઇતાં હોય તો તેના સર્વ અમૂલ્ય સંગ્રહો ખ્રીસ્તમાંજ રહેલા હોય છે, એમ જાણવું. દૂતોને માનનારા પોતાની અધિક બુદ્ધિ વિષે તથા પોતાને પ્રાપ્ત થયલા ઉત્તમ જ્ઞાન વિષે ફુલાસ મારતા હશે, પરંતુ કેવળ ખ્રીસ્તમાં બુદ્ધિ તથા જ્ઞાનનો પરિપૂર્ણ ભંડાર છે, એમ જણાવીને પાઉલ સૂચવે છે કે દેવપુત્રથી નિરાળા રહીએ ત્યાં સુધી ગમે તે મત માનીએ તો પણ સુબુદ્ધિ તથા સદ્જ્ઞાનની પ્રાપ્તિ થવાની આશા નથી.

આ ભંડાર ખ્રીસ્તમાં છે એટલુંજ નહિ પણ તેનામાં ગુપ્ત રીતે રહે છે. "ગુપ્ત" અર્થના શબ્દનો બીજા સૈકાના જ્ઞાનમાર્ગીઓ ઉપયોગ કરીને એથી પોતાનાં ગૂઢ પુસ્તકો સૂચવતા, માટે નિયમગણમાં ન સમાયલાં પુસ્તકોને અર્થે એજ શબ્દ (આપૉક્રિફા) આજ સુધી વપરાય છે. ડૉ. લાઇટફુટ એવું માનતા કે કલોસ્સૈમાં આવેલા પાખંડી બોધકો આ શબ્દ પોતાનો ગુપ્ત બોધ સૂચવવા સારૂ વાપરતા હશે, તેથી પ્રેરિત અહિં તેનો ઉપયોગ કરે છે. પરંતુ પ્રેરિતના વખતમાં આ શબ્દ પછીના જ્ઞાનમાર્ગીઓના અર્થ મુજબ વપરાતો એ ખાતરી પૂર્વક નથી. અહિં તેથી એટલુંજ સમજવું કે સદ્જ્ઞાન બાહ્ય રીતે જોનારને જવલ્લેજ મળે. તે દાટેલા દ્રવ્ય સમાન છે માટે તેનો શોધ કરવો પડે છે, તેમ મહેનત કરીને તે ખોદી કાઢવું પડે છે. આ દ્રવ્ય ખ્રીસ્તમાં ગુપ્તરૂપે છે, માટે તેનામાં રહીએ તોજ તે હાથ લાગશે, નહિ તો નહિ

**આ હું એ હેતુથી કહું છું કે કોઇ માણસ મનોહર વાતોથી તમને ન ભુલાવે.** ઉપર પ્રેરિતે વાંચનારાને સારૂ પોતાનું કષ્ટ જાહેર કર્યું છે. વળી ખ્રીસ્ત ઇશ્વરી મર્મરૂપ છે માટે તેનામાં સઘળું જ્ઞાન રહ્યું છે તે પણ બતાવ્યું છે (પદ ૧–૩). હવે એ વાત લખવાનો એવો ઉદ્દેશ જણાય છે કે મીઠી વાતોથી કલોસ્સીઓનાં મન મનાવીને કોઇ તેમને અવળું ન સમજાવે. પાખંડી બોધક જ્યારે પોતાના મતની દલીલ રજુ કરે ત્યારે તે દલીલ ભૂલ ભરેલી હોયજ, તથાપિ અસાવધ ખ્રીસ્તી માણસનું મન હરી લઇને તેને ફસાવે એવી તેઓ ચાતુર્યથી વાત કરતા, ને જાણે ગૂઢ જ્ઞાનયુક્ત ઉપદેશ કરતા હોય એવો ડોળ ઘાલતા (પદ ૮, ૨૩). પાઉલનો બોધ જુદાજ પ્રકારનો હતો (૧ કરીં. ૨ ; ૪), તે તેના બોધ પ્રમાણે ખ્રીસ્તમાં પરિપૂર્ણ જ્ઞાન છે એ વાતને જે કોઇ વિશ્વાસી વળગી રહે તે મનોહર બોધની અસત્ય દલીલ પારખવાને બુદ્ધિમાન થાયજ.

પદ ૪.

**કેમકે દેહમાં હું ગેરહાજર છું તો પણ આત્મામાં તમારી સંગાથે છું.** પાઉલ રૂમમાં કેદી હોવાથી અમારાથી વેગળો રહ્યા છે, માટે તે અમારી વાત વિષે શું જાણે કે અમારી શી મદદ કરે, એમ કલોસ્સીઓએ ન ધારવું. દેહમાં તે દૂર છે ખરો, પરંતુ તે જાણે આત્મામાં તેઓ મધ્યે છે (સરખાવો ૧ કરીં. ૫ ; ૩. ૧ થેસ્સા. ૨ ; ૧૭). તે પોતે કલોસ્સેમાં હાજર થઇને તેમની સંગતમાં રહેતો હોય એવી રીતે તે તેમના વિષે ચિંતાતુર થાય છે, તેમની સ્થિતિ પર ધ્યાન આપે છે, તેમને થતાં પરીક્ષણો જુએ છે ને તેમને ચેતવણી આપી અસત્યથી બચાવવા તત્પર રહે છે (સરખાવો એલીશા તથા ગેહઝીનો દાખલો, ૨ રા. ૫ ; ૨૬). આ પત્ર મંડળીઓમાં વંચાય ત્યારે કલોસ્સીઓએ સમજવું કે પાઉલ પ્રેરિત પોતે જાણે હાજર થઇને અમને આ હિતકર બોધ આપે છે, માટે બોધ પાળવાની અમારી ફરજ છે. (અહિં "આત્મા"નો કેટલાક "પ્રભુનો આત્મા" અર્થ કરે છે, તે સકારણ જણાતું નથી).

પદ ૫.

**હરખ કરતો ને તમારી સુવ્યવસ્થા તથા ખ્રીસ્ત પ્રત્યે તમારા વિશ્વાસની સુદૃઢતા જોતો [હાજર] છું.** પાઉલ કેવળ ચેતવણી કે ઠપકો આપવા કલોસ્સીઓ મધ્યે આત્માએ હાજર નથી. મનમાં તેઓની મધ્યે રહીને તે તેઓના વિશ્વાસને લીધે આનંદ કરે છે. પાખંડી મતની અત્યાર સુધી અધિક અસર થયલી જણાતી ન હતી. અસત્ય બોધ સાંભળતાં મંડળી ખ્રીસ્તમાં હજુ દૃઢ રહેલી કહેવાય તેથી પ્રેરિત હરખાય છે (૧ ; ૩–૮). કોઇ સેનાપતિ પોતાના લશ્કરની વ્યવસ્થિત વ્યૂહરચના તથા તેની કોટરૂપી સૈન્યપંક્તિઓ તપાસીને મોટો સંતોષ પામે, તેમ મનચક્ષુથી આ મંડળીના વ્યવસ્થિત સભાસદોના વિશ્વાસની દૃઢતા નિહાળીને પાઉલ આનંદસહિત ઉપકારસ્તુતિ કરતો હશે કે આત્મિક શત્રુઓ જો કે જોરથી હુમલો કરે તોપણ પ્રભુના આ હારબંધ યોદ્ધાઓ સ્થિર રહેશે, એવી ખાતરીપૂર્વક આશા રખાય.

"સુવ્યવસ્થા" તથા "સુદૃઢતા" અર્થના શબ્દો "વ્યૂહરચના" તથા "સ્થિર સૈન્યપંક્તિ" એવા અર્થમાં ગ્રીક સાહિત્યમાં વપરાય છે તેથી કેટલાક ટીકાકારો અનુમાન કરે છે કે રૂમી સિપાહીઓના પહેરામાં રહેવાથી પ્રેરિત આ શબ્દનો ઉપયોગ કરતાં યુદ્ધકળાને લગતો અર્થ સૂચવતો હશે (સરખાવો એફે. ૬ ; ૧૦–૧૭). પરંતુ પહેલો શબ્દ ૧ કરીં. ૧૪ ; ૪૦માં મળે છે (ત્યાં ગુજરાતી તરજુમો "અનુક્રમે" છે—તેથી વિરૂદ્ધાર્થી શબ્દનો તરજુમો ૨ થેસ્સા. ૩ ; ૬ માં "આડો" છે) ; ને બીજા શબ્દને મળતાં રૂપો પ્રે. કૃ. ૧૬ ; ૫ તથા ૧ પી. ૫ ; ૯ માં આવે છે ત્યાં "બળવાન થવું" તથા "સ્થિર" એ તરજુમા કરેલા છે. તેથી બીજાઓનો એવો મત છે કે સદરહુ શબ્દો સાધારણ અર્થમાં વપરાતાં અહિં કેવળ મંડળીની સુવ્યવસ્થા તથા મંડળીના સભાસદોના વિશ્વાસની સુદૃઢતાસૂચક

છે. બન્ને શબ્દ અહિં સાથે આવે છે ને આ પત્ર લખતી વેળાએ પ્રેરિત સિપાઇ-ઓના પહેરામાં રહેતો તેથી સૈન્યને લગતો અર્થ સંભવિત દીસે છે.

**એ માટે તમે ખ્રીસ્તને, [એટલે] ઇસુ જે પ્રભુ તેને માની લીધો છે તેમ તેનામાં ચાલો.** પાખંડી બોધકો મોંની વાતથી દેવના અભિષિક્તને માન આપતા હશે, પરંતુ તેઓના શ્રોતાજનની દૃષ્ટિ આગળ ખ્રીસ્તને તો નહિ પણ દૂતોને મૂકવામાં આવતા હતા. તેટલાજ માટે પ્રેરિત કલોસ્સીઓ એપાફ્રાસથી કેવો બોધ પામ્યા હતા (૧ ; ૭) તે તેમને યાદ દેવડાવે છે. તેઓએ જે સદ્બોધનો અંગીકાર કર્યો હતો તે પ્રમાણે ઇશ્વરનો ઠરાવેલો મશીહ સદેહ થઇને ઇસુ કહેવાતો, એટલે દેવનો અનાદિ શબ્દ અવતરીને ખરો માણુસ થયો, એટલુંજ નહિ પણ ઇસુને જે સર્વ દુઃખ થયાં તે ખ્રીસ્તે વેઠયાં હતાં (પદ ૧૪ : ૧ ; ૨૦-૨૨). વળી આ દુઃખિત થયલો તથા વધસ્તંભે જડાયલો ઇસુ સ્વર્ગારોહણ પામીને પ્રભુ ઠર્યો છે (પદ ૧૨ : ૧ ; ૧૩ : ૩ ; ૧). માટે સુવાર્તાનો અંગીકાર કરીને આ લોકોએ ખ્રીસ્ત વિષે સદરહુ વાતો માની, તેમ દેવના સદેહ થયલા અભિષિક્તને પ્રભુ તરીકે સ્વીકાર્યો. તે માટે તેને આધીન રહીને અંત સુધી તેની સેવામાં રહેવાને તેઓ બંધાયલા છે, એવી સુચનાઓ અહિં કરેલી સમજવી.

પદ ૬.

કેટલાક ટીકાકારો ખુલાસો કરે છે કે "ખ્રીસ્તને માની લીધો" એટલે "સુવાર્તા પામ્યા." વળી બીજા કેટલાએક કહે છે કે ખુદ ખ્રીસ્તનો અંગીકાર કરવાની અહિં વાત કરેલી છે. પરંતુ સિદ્ધ છે કે ખ્રીસ્તનો અંગીકાર કરીએ છીએ ત્યારેજ સુવાર્તા પામ્યા કહેવાય. જેઓ પ્રભુનો સંદેશો સાંભળીને તેને આધીન થાય છે ને એમ અંતઃકરણમાં તેનો અગીકાર કરે છે તેઓજ સુવાર્તા પામનારા કહેવાય. અન્ય રીતે સાંભળનારા સુવાર્તાનો નકાર કરનારા ગણાય.

પરંતુ ખ્રીસ્તનો અંગીકાર કરવો એ કેવળ ખ્રીસ્તી જીંદગીનું પહેલું પગલું છે. જે ભાવથી તેને સ્વીકાર્યો તેજ ભાવથી તેનામાં ચાલ્યા જવું. જીવનનો સન્માર્ગ તેજ છે (યોહા. ૧૪ ; ૬) માટે સુવાર્તા અંગીકારનાર ખ્રીસ્તી પ્રભુમાં રહીને તેનામાં આગળ વધતાં "મને જીવવું તે ખ્રીસ્ત," એમ કહી શકે છે. (ફિલિ. ૧ ; ૨૧). ખ્રીસ્તમાં રહીને જે આત્મિક જીવન ગાળીએ છીએ તે ચાલવા સમાન છે (૧ ; ૧૦ : ૪ ; ૫. એફે. ૪ ; ૧ : ૫ ; ૮), દોડવા જેવું છે (૧ કરીં. ૯ ; ૨૪, ૨૬. ગલા. ૨ ; ૨ : ૫ ; ૭. ફિલિ. ૨ ; ૧૬. ૨ તીમ. ૪ ; ૭. હેબ્રી. ૧૨ ; ૧), માટે જો સત્યના રસ્તામાં આગળ વધતા ન હોઇએ તો આપણા પર મૂકેલી ફરજ અદા કરવામાં આવતી નથી. અસત્યરૂપી રોગથી ઉત્તમ સંરક્ષક અધિક આત્મિક સામર્થ્ય છે, ને અધિક સામર્થ્ય આત્મિક ચાલરૂપી કસરતથી પ્રાપ્ત થાય છે, માટે પાઉલ કલોસ્સીઓને ખ્રીસ્તમાં ચાલવાનો બોધ કરે છે.

તેનામાં જડ ઘાલેલા તથા બંધાયલા થઇને તથા પામેલા શિક્ષણ પ્રમાણે વિશ્વાસમાં સ્થિર કરાઇને [તથા] ઉપકારસ્તુતિમાં વધતા જઇને [તેનામાં ચાલો]. અહિં વિવિધ અલંકારોથી પાઉલ ખ્રીસ્તમાં ચાલવાની વિગત સૂચવે છે. વપરાયલા અલંકારોમાં સામ્ય નથી; પાઉલ જાણે જુદી જુદી ઉપમાઓ વડે ખ્રીસ્તી જીંદગીના વિવિધ દેખાવ દેખાડતો હોય એવી રીતે લખે છે (સરખાઓ ૧ કરીં. ૩; ૯. એફે. ૩; ૧૭, ૧૮).

પદ ૭.

(૧) જે કોઇ ખ્રીસ્તનો અંગીકાર કરીને તેનામાં ચાલે છે તે ઝાડની પેઠે (ગીત. ૧; ૩) ખ્રીસ્તમાં જડ ઘાલે છે; ખ્રીસ્તરૂપી ભોંયમાં રોપાઇને તેમાંથી જીવન તથા સામર્થ્ય ચુસી લે છે.

(૨) વળી તે ખ્રીસ્તમાં બંધાતો જાય છે (૧ કરીં. ૩; ૧૦–૧૪. એફે. ૨; ૨૦). ખ્રીસ્ત પર બંધાઇએ છીએ, એવી વાત અહિં આવતી નથી. એફેસીઓને લખેલા પત્રમાં ખ્રીસ્ત પાયો તો નહિ પણ ખુણાનો મુખ્ય પત્થર લેખાય છે, માટે તે બાંધણીનું ઐક્ય કરનાર તરીકે સમજાય છે (જુઓ એફે. ૨; ૨૦ નો ખુલાસો) તેમ અહિં પણ ખ્રીસ્તમાં સાથે જોડાતાં બાંધણીરૂપ થઇએ છીએ, એવી સૂચના છે.

(૩) ઝાડને તેમ ચણતરને લાગુ પડે એવો શબ્દ વાપરીને પ્રેરિત શિખવે છે કે ખ્રીસ્તી માણસે વિશ્વાસમાં દૃઢ થતા જવું. સુવાર્તાનું જે સત્ય શિક્ષણ પામ્યા તેમાં દર્શાવેલા વિશ્વાસમાં અધિકાધિક સ્થિર થવું. ઝાડને એક સ્થળથી બીજે સ્થળે બદલાવતા જઇએ તો જડ શી રીતે બાઝે? અથવા જો ચણતરનું કામ રોજ પાડી નાંખીને ફરી ફરીને ગોઠવીએ તો તેમાં મજબુતી કેમ આવે? કેવળ માની લીધેલા ખ્રીસ્તમાં તથા તેની વાતમાં સ્થિર રહેવાથી આત્મિક દૃઢતા થશે.

(૪) પછી પુષ્કળતાની ઉપમા આવે છે (સરખાવો ફિલિ. ૪; ૧૨, ૧૮ કે જ્યાં અહિં આવેલો શબ્દ મળે છે). જેની આપણામાં પુષ્કળતા જોઇએ તે ઉપકારસ્તુતિ છે.* પાઉલના પત્રોમાં ઉપકારસ્તુતિ કરવાની ફરજ ઉપર ઘણો ભાર મૂકેલો છે (જુઓ રૂમી. ૧; ૨૧: ૧૪; ૬. ૨ કરીં. ૧; ૧૧: ૪; ૧૫: ૯; ૧૧, ૧૨. એફે. ૫; ૨૦. ૧ થેસ્સા. ૫; ૧૮; ૧ તીમ. ૨; ૧). ગલાતીઓને લખેલા પત્ર સિવાય સર્વ મંડળીઓ પર લખેલા તેના પત્રોમાં તે પોતે ઉપકારસ્તુતિ કેરે છે. આ પત્રમાં ઉપકારસ્તુતિની વાત વિશેષ આવે છે એમ કહીએ તો ચાલે (જુઓ ૧; ૪, ૧૨: ૩; ૧૫, ૧૭: ૪; ૨). ખ્રીસ્તી માણસ હમેશ "પુષ્કળ" ઉપકારસ્તુતિ કરતાં પ્રભુનો આભાર માને એ સુચાલનું એક આવશ્યક લક્ષણ છે, એ કદી ભૂલી ન જવું.

---

* કેટલાક હસ્તલેખોમાં "ઉપકારસ્તુતિએ (કરીને) તેમાં (એટલે વિશ્વાસમાં) વધી જઇને" એવો અર્થ છે. પરંતુ "તેમાં" ઘણું કરીને ૪; ૨ માંથી અહિં દાખલ થયલા શબ્દ છે, એવું બહુધા માનવામાં આવે છે.

(ક). પાખંડની વ્યર્થતા તથા ખ્રીસ્તની પરિપૂર્ણતાને આધારે કરેલી ચેતવણી દાયક પ્રકરણ. પદ ૮–૧૫.

કલોસ્સીઓને થયલો અનુભવ તથા પોતાના મનની ચિંતા, એ ઉપરથી પ્રેરિતે ચેતવણીરૂપી વાત લખી છે. હવે ખ્રીસ્તનો અધિકાર તથા ખ્રીસ્તે કરેલું તારણનું કામ, તેને આધારે તે સાવધ રહેવાનો બોધ આપે છે.

'સાવધ રહો, રખેને ફિલસુફી તથા વ્યર્થ કપટથી કોઇ તમારૂં હરણ કરે; તે તો માણસોના સંપ્રદાય તથા જગતના મૂળતત્ત્વોને અનુસરતું છે, ને ખ્રીસ્તાનુસાર નથી. [૯] કેમકે તેનામાં દેવત્વની સર્વ પરિપૂર્ણતા શરીરરૂપે વસે છે, [૧૦] ને તેનામાં તમે ભરપુર થયા છો; તે તો સર્વ અધિકાર તથા સત્તાનું શિર છે. [૧૧] વળી હાથે નહિ કરેલી, એવી સુનતથી તમે તેનામાં સુનતી થયા; [એટલે] દેહનું શરીર ઉતારી મૂકવાથી ખ્રીસ્તની સુનતે [તમે સુનતી થયા]. [૧૨] [કેમકે] તેની સાથે તમે બાપ્તિસ્મામાં દટાયા હતા, વળી તેમાં મુએલાંઓમાંથી તેને (એટલે ખ્રીસ્તને) ઉઠાડનાર દેવની પ્રેરકશક્તિપરના વિશ્વાસવડે તમે તેની સાથે ઉઠાડાયલા પણ છો. [૧૩] તમે તો [તમારા] અપરાધોમાં તથા તમારા દેહની બેસુનતમાં મુએલા છતાં તેણે તમને તેની સાથે સજીવન કીધા; આપણા સઘળા અપરાધો માફ કરીને [તેણે એમ કર્યું, કેમકે] [૧૪] આપણી વિરૂદ્ધ જે વિધિઓનો હસ્તલેખ આપણને નડતર કરનારો હતો તેને તેણે ભુસી નાખ્યો, અને તેને ખીલાઓથી વધસ્તંભે જડીને વચમાંથી કાઢી નાખ્યો છે; [૧૫] અને અધિકારો તથા સત્તાઓ [કરનારા]ને ઉઘાડા કરીને તેમાં તેઓ પર વિજય પામી તેણે પ્રગટ રીતે તેમને [તમાશાની પેઠે] દેખાડયા.

આ પેટા ભાગમાં ખ્રીસ્ત ભણી દૃષ્ટિ ફેરવવામાં આવે છે. ખ્રીસ્તની ઉત્તમતા જોઇએ છીએ ત્યારે તેને કેમ મૂકી દઇએ, એવો વિચાર થાય છે (યોહા. ૬ ; ૬૮). વળી ખ્રીસ્તે તારણનું કામ પુરેપુરૂં કર્યું છે—તેના કરેલા તારણોપાયમાં કંઇજ બાકી રહ્યું નથી, એ જ્યારે સમજીએ છીએ ત્યારે બાહ્ય ક્રિયાઓ પર આધાર રાખવાનું કશું કારણ રહ્યું નથી, તેનો અહિં સુનત વિષેનો દાખલો આપવામાં આવે છે.

**સાવધ રહો, રખેને ફિલસુફી તથા વ્યર્થ કપટથી કોઇ તમારૂં હરણ કરે.** કલોસ્સેની મંડળીની સ્થિતિ કેટલીક વાતમાં સંતોષકારક કહેવાય તોપણ જાગૃતિની જરૂર છે, માટે પાઉલ ચોકસી રાખવાની ભલામણ કરે છે. વાંચનારાએ આજુબાજુ દૃષ્ટિ ફેરવીને જોવું જોઇએ રખેને ખ્રીસ્તના માર્ગમાં ચાલતાં ચાલતાં તેઓ શેતાનના કોઇ ફાંદામાં

પદ ૮.

પડે, એવી સૂચના અહિં રહેલી જણાય છે. તેઓ તો શેતાનના દુઃખદ રાજ્યમાંથી છુટીને ખ્રીસ્તના પ્રકાશિત રાજ્યની પ્રજા થાય છે (૧ ; ૧૨, ૧૩), તથાપિ તેમને ફરીથી ગુલામગીરીમાં નાખવા સારૂ શેતાનના નોકરો તાકી રહ્યા હશે, ને તેઓ ખબરદાર ન રહે તો કદાપિ તેમનું હરણ કરવામાં આવે. આવા તાકી રહેનારા જુદા ઉપદેશકો છે, પરંતુ "કોઇ" શબ્દ વાપરીને પાઉલ કોઇ અમુક બોધકની મોઘમ સૂચના કરે છે, એવું સંભવે છે (સરખાવો ગલા. ૧ ; ૭). આવા હાનિકારક હરણનો સંભવ છે, એમ અસલ ક્રિયાપદ જણાવે છે. તાકી રહેનારા જે હરણ કરવાના સાધનનો ઉપયોગ કરે છે તે કલોસ્સેમાં આવેલી ફિલસુફી છે. "ફિલસુફી" શબ્દ આ દેશમાં વપરાય છે તે અરબી ભાષાદ્વારા આવેલો ગ્રીક ભાષાનો શબ્દ છે, તેજ શબ્દ આખા નવા કરારમાં અહિંજ મળે છે. પિથાગોરસ નામના તત્ત્વવેત્તાની એક વાત ઉપરથી આ શબ્દ રચાયો, એવું કહેવાય છે. કોઇએ તેને "જ્ઞાની" કહ્યો ત્યારે તેણે વાંધો લીધો કે "હું જ્ઞાની નામને લાયક તો નથી, પરંતુ હું જ્ઞાનનો ભાવિક (ફિલસુફ) છુંજ." એ ઉપરથી "ફિલસુફી" એટલે "જ્ઞાનની ચાહના" એ તત્ત્વવિદ્યા સૂચવનારૂં નામ વાપરવામાં આવ્યું. સામાન્ય રીતે જોતાં પાઉલ ફિલસુફી પ્રત્યે કંઇ તિરસ્કાર બતાવતો ન હતો, એ આથેનાય શહેરમાં તેના કરેલા ભાષણથી સિદ્ધ થાય છે. પરંતુ જેવી "ફિલસુફી" કલોસ્સેમાં દેખાવ દેતી હતી તેવીને તે ખાસ રીતે ધિક્કારતો, એમ જણાય છે. આ બોધકો પોતાના મતને ફિલસુફી કહેતા હશે તો તેની વ્યાખ્યા પાઉલ "વ્યર્થ કપટ" એવી કરે છે (સરખાવો ૧ તીમો. ૬ ; ૨૦). પાખંડી બોધમાં કાંઇ સત્યાર્થ ન હતો ; તે કેવળ ભુલથાપ ખવડાવે, એવી વાત હતી. તે બોધનો કેવો આધાર છે ને તે કેવા વિષયને લગતો છે તે પાઉલ હવે જણાવે છે.

**તે તો માણસોના સંપ્રદાય તથા જગતનાં મૂળતત્ત્વોને અનુસરતું** છે. પાખંડી મતનો ઇશ્વરે આપેલા સુજ્ઞાન પર આધાર ન હતો. તેનો કેવળ માણસોમાં મનાતા સંપ્રદાય પર ટેકો મૂક્યો હતો. યહુદીઓના ઘણા રિવાજો વિષે સંપ્રદાય હતા (માત્થી ૧૫ ; ૨. માર્ક ૭ ; ૩) તેમ આ મતવાળાઓ જે વાત માનતા તે ખાસ સંપ્રદાય તરીકે શિખવવામાં આવતી. ઇસુનો બોધ (લુક ૨૪; ૪૬, ૪૭) તથા પાઉલનો બોધ (ગલા. ૧ ; ૧૧, ૧૨) આથી જુદાજ પ્રકારનો હતો. વળી જે વિષય વિષે આ અસત્ય શિક્ષણ અપાતું તે "જગતનાં મૂળતત્ત્વો" કહેવાય છે. આ જગતનું જ્ઞાન ઇશ્વર આગળ મૂર્ખપણા જેવું છે (૧ કરીં. ૧ ; ૨૦), પણ આ પાખંડી મત જગતનાં મૂળતત્ત્વોને લગતો છે એમ જણાવી પ્રેરિત તેને છોકરવાદી ઠરાવે છે. "મૂળતત્ત્વો" શબ્દ નવા કરારમાં આ સિવાય ૭ વાક્યોમાં આવેલો છે (પદ ૨૦. ગલા. ૪ ; ૩, ૯. હેબ્રી. ૫ ; ૧૨. ૨. પીત. ૩ ; ૧૦, ૧૨). ગલાતીઓ તથા હેબ્રીઓને લખેલા પત્રોમાં તેનો અર્થ બાળકોને શિખવાતા મૂળાક્ષર જણાય છે. પીતરના બીજા પત્રમાં તેથી જગતનાં

સ્થૂળ તત્ત્વો સૂચવાય છે. આ અધ્યાયમાં તેનો કેવો અર્થ કરવો તે વિષે મતફેર છે. કેટલાએક ટીકાકારો એમ માને છે કે બ્રહ્માંડના જુદા જુદા ભાગ ઉપર (ને વિશેષે કરીને સૂર્યમંડળના જ્યોતિઓ ઉપર) દૂતરૂપી ઠરાવેલા પાળકો અહિં સૂચવાય છે (સરખાવો હિંદુ ધર્મમાં માનેલા દિગ્પાળો). આ મત પ્રમાણે પાખંડી શિક્ષણમાં દૂતો વિષે જે બોધ કરાતો તેને પ્રેરિત તુચ્છકારે છે. પરંતુ આ શબ્દ "મૂળાક્ષર" અર્થે વપરાતો તેમ ગલાતી પર લખતાં પાઉલ તેનો સદરહુ અર્થમાં ઉપયોગ કરે છે તેથી અહિં પણ એજ અર્થ કરવો દુરસ્ત લાગે છે. આ "ફિલસુફી"માં કંઇ ઉંડું જ્ઞાન તો નથી, કેવળ દૂતોની સેવા વિષે, ખાવાપીવા વિષે તથા પર્વો પાળવા વિષે, અર્થાત્ મૂળતત્ત્વોરૂપી બાહ્ય ક્રિયાઓ વિષે નિરર્થક શિક્ષણ છે (પદ ૧૬–૧૮), માટે એવા શિશુશિક્ષણ ભણી ફરી જનાર ખ્રીસ્તી સત્ય જ્ઞાનનો ભંડાર મૂકીને (૧ ; ૫ : ૨ ; ૩) જાણે બાળવર્ગમાં બેસી કક્કો ભણવા મંડી જાય છે; વળી જગતનાં મૂળતત્ત્વો વિષેનો આ બોધ છે માટે તેમાં કંઇ પણ આત્મિક શિક્ષણ રહેલું નથી, એવી પાઉલની ખાતરી છે.

**ને ખ્રીસ્તાનુસાર નથી.** ખ્રીસ્તની સત્ય વાતમાં દેવનું જ્ઞાન છે, માણસના સંપ્રદાયની છોકરવાદી નથી. તેમાંનું જ્ઞાન ભૌમિક મૂળાક્ષર જેવું મિથ્યા જ્ઞાન તો નથી પણ ઉપરથી આવેલું પરમજ્ઞાન છે. કલોસ્સેમાં પ્રસરતું શિક્ષણ ખ્રીસ્તના બોધને આધારે કે ખ્રીસ્તના કામના સંબંધમાં કે ખ્રીસ્તના આત્માની પ્રેરણાવડે થયું ન હતું. તે બોધ મુજબ (૧) ખ્રીસ્તને ઠેકાણે દૂતો મનાય છે, તેમ (૨) ખ્રીસ્તની આજ્ઞાઓને બદલે બાહ્ય ક્રિયાઓ તથા માણસના કલ્પેલા વિધિઓ પળાય છે, માટે તે ખ્રીસ્તાનુસાર નથી એ સિદ્ધજ છે.

પાખંડી મત ખ્રીસ્તાનુસાર ન હોવાથી (૧) શ્રદ્ધા વિષે અસત્ય છે, એવું પદ ૯, ૧૦ માં સાબિત થાય છે, ત્યાર પછી (૨) વ્યવહાર વિષે તે ભૂલભરેલો છે, એવું પદ ૧૧–૧૫ માં દેખાડવામાં આવે છે.

પદ ૯.

**કેમકે તેનામાં દેવત્વની સર્વ પરિપૂર્ણતા શરીરરૂપે વસે છે.** (સરખાવો ૧ ; ૧૯). ઇશ્વરમાં રહેલા સર્વ વિવિધ સદ્ગુણો તથા પરાક્રમો તે તેની પરિપૂર્ણતા કે ભરપુરપણું છે. તે પરિપૂર્ણતા દેવના અનાદિ શબ્દમાં રહેલી, એટલુંજ નહિ પણ તે શબ્દ જ્યારે સદેહ થયો ત્યારે તે સદાવતાર પણ આ પરિપૂર્ણતાના રહેઠાણરૂપ હતો, અર્થાત્ ઇસુ ખ્રીસ્ત જે પ્રભુ છે તેનામાં આ સંપૂર્ણતા સદાને માટે રહેલી છે, એવું પ્રેરિતનું માનવું હતું. કેટલાક ટીકાકારો ધારે છે કે, પાખંડીઓ શિખવતા હશે કે આ પરિપૂર્ણતા વિવિધ દરજ્જાના દૂતોના ગણમાં એવી રીતે વહેંચેલી છે કે ઇશ્વર સનિદ્ધ રહેનારા દૂતોમાં તેનો અધિક અંશ રહે છે ને ઉતરતા દરજ્જાના દૂતોમાં રહેલો ભાગ ક્રમે ક્રમે કમી થતો જાય છે, એટલે સુધી કે છેવટે તેઓમાંના

કેટલાક સૃષ્ટિ સાથે સંગત રાખવા જેવા થયા છે. એવો મત પાઉલના મરણ પછી ફેલાવવામાં આવ્યો, એ નિઃસંશય છે, તથાપિ પ્રેરિતના વખતમાં એ મુજબ બોધ કરાતો, એમ માનવું સકારણ નથી. પરંતુ ઇશ્વરી સંપૂર્ણતા એ પ્રમાણે વિભાગેલી નથી; તે ખ્રીસ્તમાં અખંડ રહે છે, માટે જે ઇસુએ પોતાના જીવાર્પણથી આપણું તારણ સાધ્યું ને જે હાલ મધ્યસ્થ થઇને ઇશ્વરને જમણે બિરાજમાન થયો છે તેનામાંજ ઇશ્વરની પરિપૂર્ણતા રહેલી છે, એવું નિશ્ચે માનવું. ઇસુ કેવળ દિવ્યતા પામેલો માણસ છે, એમ નહિ પરંતુ તે ખાસ દેવત્વના ભરપુરપણાથી ભરપુર છે, એવું "દેવત્વ" શબ્દ સૂચવે છે.

**ને તેનામાં તમે ભરપુર થયા છો.** ખ્રીસ્તમાં જે સંપૂર્ણતા છે તે તેના લોકને પ્રાપ્ત થાય છે. મંડળી તેનું ભરપુરપણું છે (એફે. ૧; ૨૩), ને એમ

પદ ૧૦.

મંડળીનો દરેક વિશ્વાસુ સભાસદ તેની ભરપુરીમાંથી કૃપા પર કૃપા પામે છે (યોહા. ૧; ૧૬). વિશ્વાસવડે જેઓ તેની સંગતમાં રહે છે તેઓ તેની પ્રીતિનો અનુભવ કરીને ભરપુર થતા જાય છે (એફે. ૩; ૧૯) ને છેવટે તેઓમાં પણ તેની સંપૂર્ણતા જણાય છે (એફે. ૪; ૧૩). આવું ભરપુરપણ કેવળ ખ્રીસ્તમાં મળે છે, બીજા કોઇમાં તે મળેજ નહિ. દરેક આત્મિક ઇચ્છા તૃપ્ત કરનાર, દરેક જોઇતો આશીર્વાદ બક્ષનાર, હરેક વખતે સર્વ જોઇતી મદદ આપનાર તે કેવળ ખ્રીસ્ત છે, માટે તેને વળગી રહેવું.

**તે તો સર્વ અધિકાર તથા સત્તાનું શિર છે.** ખ્રીસ્ત મંડળીનું શિર છે (૧; ૧૮) તેમ તે સર્વનું શિર છે (એફે. ૧; ૨૨). અધિકાર તથા સત્તા કરનાર દૂતો હોય તેમ છતાં ખ્રીસ્ત તેઓનો પણ સર્વોપરી છે (૧; ૧૫-૧૭). માટે ઉપરીને જે માન ઘટે છે તે તાબેદાર દૂતોને આપવું અનુચિત ઠરે છે.

આવી શ્રદ્ધાને લગતી વાત કર્યા પછી પ્રેરિત બાહ્ય ક્રિયાઓ વિષે નીચે મુજબ લખે છે.

**વળી હાથે નહિ કરેલી, એવી સુનતથી તમે તેનામાં સુનતી થયા.** પાખંડી બોધકો આ વિદેશી વિશ્વાસીઓને સુનતી થવાનું ઉત્તેજન આપતાં

પદ ૧૧.

સૂચવાય છે. સુનતમાં કંઇ ખોટું છે, એવી પાઉલ તકરાર કરતો નથી. તેણે પોતે સુવાર્તાના કામની અનુકૂળતા સારૂ તીમોથીની સુનત કરાવી હતી (પ્રે. કૃ. ૧૬; ૩). પણ તારણ પામવા સારૂ અથવા તો મંડળીનો સભાસદ થવા સારૂ સુનતની આવશ્યક્તાસૂચક બોધ કોઇ કરતો ત્યારે પાઉલ તરત તેની સાથે બાથ ભીડતો (ગલા. ૨; ૩; ૫; ૨). જુના કરારમાં શારીરિક સુનત કેવળ ઉપમારૂપ છે એમ શિખવવામાં આવતું. જે ખરી સુનત તે હૃદયની (લેવી. ૨૬; ૪૧. પુન. ૧૦; ૧૬: ૩૦; ૬. યિર્મે. ૪; ૪) તથા મનની (હઝ. ૪૪; ૭, ૯) સુનત છે. આવી સુનત ન પામેલા

સુનતીઓ વાસ્તવિક રીતે જોતાં બેસુનતીઓ છે (યિર્મે. ૯ ; ૨૫, ૨૬). જુના-કરારની એવી વાતને પાઉલનું શિક્ષણ મળતુંજ છે. દેખીતી સુનત (રૂમી. ૨ ; ૨૮) કેવળ હાથે કરેલી છે (એફે. ૨ ; ૧૧) તે ખરી સુનત નથી, પણ જેઓ આત્મામાં ઇશ્વરની સેવા કરે છે તેઓ ખરા સુનતી છે (ફિલિ. ૩ ; ૩), પછી યહુદી હોય કે વિદેશી. માટે ખરી સુનત હાથનું કામ નથી, પણ આત્મિક કામ છે, ને આવી ખરી સુનત આ વિદેશી વિશ્વાસીઓ પામ્યા છે, એવું પાઉલ અહિં લખે છે. તેમની જે સુનત તે માણસના હાથથી થઇ નથી, અર્થાત્ ઇશ્વરથી થઇ છે (સરખાવો માર્ક ૧૪ ; ૫૮. ૨ કરીં. ૫ ; ૧ ). એટલે તેઓ ખ્રીસ્તમાં દાખલ થયા—વિશ્વાસવડે ખ્રીસ્ત સાથે જોડાયા ને વિશ્વાસ કબૂલ કરીને બાપ્તિસ્માદ્વારા ખ્રીસ્તની મંડળીમાં આવ્યા,—તે સમયે તેમની માંહેની આત્મિક સુનત કરવામાં આવી હતી, માટે બાહ્ય દૈહિક સુનતની કંઇ પણ જરૂર રહી નથી, એ અનુમાનની પ્રેરિત આ વાક્યમાંની દલીલથી સૂચના આપે છે.

**[એટલે] દેહનું શરીર ઉતારી મૂકવાથી ખ્રીસ્તની સુનતે [તમે સુનતી થયા].** અહિં પણ દૈહિક તથા આત્મિક સુનતનો મુકાબલો થતો હોય, એવું લાગે છે. દેહની સુનતમાં શરીરનો જુજ ભાગ કાપી નાખવામાં આવે છે પરંતુ આત્મિક સુનતે કરીને તમામ "દેહ" ઉતારી મૂકાય છે. "દેહનું શરીર" એટલે જે શરીરવડે દૈહિક કામ કરાય છે તે. "પાપનું" (રૂમી. ૬ ; ૬), "મરણનું" (રૂમી. ૭ ; ૨૪) તથા "નમ્રાવસ્થાનું" (ફિલિ. ૩ ; ૨૧) એવું તે શરીર ગણાય છે. તેનાં દુષ્કૃત્યો "પૃથ્વી પર તમારા અવયવો", લેખાય છે (૩ ; ૫). આ શરીર દૈહિક ઇચ્છા મુજબ વર્તે છે ત્યાં સુધી દૈહિક છીએ (રૂમી. ૭ ; ૫ : ૮ ; ૮, ૯). પરંતુ જ્યારે ખ્રીસ્તની સંગતમાં આવીએ છીએ ત્યારે શરીર દેહના હથિયારરૂપ તો નહિ પણ આત્મિક કામના સાધનરૂપ થાય છે (રૂમી. ૬ ; ૧૯). સદરહુ ફેરફાર થાય છે ત્યારે "દેહનું શરીર" ઉતારવામાં આવે છે ને આત્માને આધીન રહેનારૂં શરીર ધારણ કરીએ છીએ એવું પાઉલ સૂચવતો હોય એમ લાગે છે (સરખાવો ૩ ; ૮-૧૦. એફે. ૪ ; ૨૨-૨૪).

વળી આ સુનત ખ્રીસ્તની સુનત છે, એવું જણાવવામાં આવે છે. પૂર્વજોની રીતાનુસાર તથા મુસાની હસ્તક આપેલા નિયમ મુજબ યહુદીઓની સુનત થતી, પરંતુ જે ખરી સુનત તે ખ્રીસ્તની આજ્ઞાથી કરાય છે, કેવળ એમ નહિ પણ તે ખ્રીસ્તના નમુના પ્રમાણે તથા ખ્રીસ્તની સંગત કરવાથી થાયછે. વધસ્તંભે મરણ પામીને ખ્રીસ્તે પોતાનું સદેહ શરીર ઉતારી મૂક્યું, ને પાછો ઉઠીને તેણે પુનરૂત્થાનનું શરીર ધારણ કર્યું—તેમજ આપણે તેની સાથેના સંબંધમાં આવીને જાણે મરણ પામીને તેની સાથે ઉઠાડાઇએ છીએ ત્યારે દેહનાં કામ છોડી દઇને તેના પવિત્ર જીવનના ભાગીદાર થઇએ છીએ (પદ ૧૨, ૧૩).

ઉપર લખેલી વાત મુજબ કૃત્રિમ તથા વાસ્તવિક સુનતનો મુકાબલો નીચે પ્રમાણે કરી શકાય છે :

| કૃત્રિમ સુનત. | વાસ્તવિક સુનત. |
|---|---|
| હાથે કરેલી, એટલે બાહ્ય તથા દૈહિક છે. | હાથે નહિ કરેલી, એટલે માંહેની તથા આત્મિક છે. |
| માત્ર અગ્રચર્મની હોવાથી અપૂર્ણ છે. | "દેહનું શરીર" ઉતારી મૂકવાથી પરિપૂર્ણ ઠરે છે. |
| પૂર્વજોની રીતાનુસાર છે. | ખ્રીસ્તાનુસાર, તેની સંગત કરવાથી છે. |

**[કેમકે] તેની સાથે તમે બાપ્તિસ્મામાં દટાયા હતા.** આ વાક્યમાં વિદેશી ખ્રીસ્તીઓની કેવે પ્રસંગે ને કેવે સાધને કરીને વાસ્તવિક સુનત થઈ તે (અસલમાં કૃદંતવડે) સૂચવવામાં આવે છે. ખ્રીસ્તના નામમાં બાપ્તિસ્મા પામ્યા ત્યારે તેઓ સુનતી ઠર્યા. જળ-

પદ ૧૨.

સંસ્કારના કૃતકૃત્યથીજ આવું પરિણામ થાય છે, એ પાઉલનું કહેવું નથી, પણ જ્યારે વધસ્તંભે મરણ પામેલા ખ્રીસ્તની સંગત વિશ્વાસવડે કરીને તેઓ તેની સાથે પાપના સંબંધમાં મરણ પામ્યા ત્યારે તે મરણની ખાતરી કરાવનારી દફનક્રિયારૂપી બાપ્તિસ્મા પામતાં (જુઓ રૂમી. ૬ ; ૩, ૪) તેઓએ બતાવ્યું હતું કે દેહનું શરીર ઉતારી મૂકાવનારી સુનત પામ્યા છીએ.

**વળી તેમાં મુએલાંઓમાંથી તેને** (એટલે ખ્રીસ્તને) **ઉઠાડનાર દેવની પ્રેરકશક્તિપરના વિશ્વાસવડે તમે તેની સાથે ઉઠાડાયલા પણ છો.** "તેમાં" એટલે બાપ્તિસ્મામાં. કેટલાક ધર્મપિતૃઓ "તેનામાં," એટલે ખ્રીસ્તમાં, એવો અર્થ કરે છે, પરંતુ ઉપર આપેલો તરજુમો વધતો ઉચિત છે, એવો ઘણા-ખરા ટીકાકારોનો અભિપ્રાય છે. જળસંસ્કાર પાળનારો પાણીમાં ઉતરતો, એટલુંજ નહિ પણ પાણીમાંથી નીકળતો, માટે બાપ્તિસ્મા દફનક્રિયાદર્શક છે તે ઉપરાંત તે પુનરૂત્થાનની ઉપમારૂપ પણ છે. વિશ્વાસથી બાપ્તિસ્મા પામનાર ખ્રીસ્તની સાથે દટાય છે, કેવળ એમ નહિ પણ ખ્રીસ્ત સાથે ઉઠાડાય છે; પાપનું શરીર ઉતારે છે ને વળી ખ્રીસ્તને પહેરી લે છે (ગલા. ૩ ; ૨૭); દેહનાં કામ તજી દે છે તે ઉપરાંત તે આત્માનાં ફળનું ગ્રહણ કરે છે. આ આત્મિક પુનરૂત્થાન કેવળ ક્રિયા પાળવાથી નથી, તે વિશ્વાસવડે છે. બાપ્તિસ્મામાં જે પર વિશ્વાસ કરવો જોઈએ તે ખ્રીસ્તને ઉઠાડનાર દેવની પ્રેરકશક્તિ છે (સરખાવો રૂમી. ૪ ; ૨૪ : ૬ ; ૮ : ૧૦ ; ૯. ૧ પીત. ૧ ; ૨૧ ). ઈશ્વર પિતાએ પોતાના પરાક્રમની પ્રેરણા કરીને ખ્રીસ્તને મુએલાંમાંથી ઉઠાડ્યો (જુઓ રૂમી. ૧ ; ૪ : ૮ ; ૧૧. એફે. ૧ ; ૨૦) એવું તો માનવું, પરંતુ તે ઉપરાંત દરેક ખ્રીસ્તીએ એવો પણ વિશ્વાસ કરવો કે તેજ પરાક્રમે કરીને ઈશ્વર મને ખ્રીસ્તની સંઘાતે પાપરૂપી મરણથી ઉઠાડીને નવા આત્મિક જીવનમાં ચાલનાર કરવા શક્તિમાન તથા રાજી છે. એવોજ વિશ્વાસ કરીએ તોજ ખ્રીસ્તના ઉત્થાનના પરાક્રમનો અનુભવ

કરનારા થઇએ છીએ (ફિલિ. ૩; ૧૦). આવું પાપ સંબંધી મરવું તથા આવું આત્મિક રીતે જીવવું ખ્રીસ્તની સંગત કરવાથી થાય છે ત્યારે ખરા સુનતીઓ તથા ખરા બાપ્તિસ્મીઓ થવાય છે,–બીજી રીતે નહિ. પ્રભુની પ્રેરકશક્તિ અપાર છે, તે વડે આપણું આત્મિક પુનરૂત્થાન થઇ શકે છે, માટે વિશ્વાસરૂપી હાથવડે તે શક્તિનું ગ્રહણ કર્યા વગર ન રહેવું.

પદ ૧૩. **તમે તો [તમારા] અપરાધોમાં તથા તમારા દેહની બેસુનતમાં મુએલા છતાં તેણે તમને તેની સાથે સજીવન કીધા.** (સરખાવો એફે. ૨; ૧–૫). પદ ૧૨ માં બાપ્તિસ્માથી જુની જીવનવૃત્તિના સંબંધમાં મરણ સૂચવાય છે, અહિં જુની જીવનવૃત્તિ પોતે મરણરૂપ જણાય છે. પ્રભુની આજ્ઞા તોડ્યાથી જે આત્મિક મરણ (ઉત્પ. ૨; ૧૭) તેને આધીન મનુષ્યજાત રહેલી છે (એફે. ૫; ૧૪) પરંતુ ખ્રીસ્તની સંગત કરનાર તે મરણમાંથી નીકળીને જીવનમાં આવે છે (યોહા. ૫; ૨૪: ૬; ૫૩. ૧ યોહા. ૩; ૧૪: ૫; ૧૨). માણસ ઇશ્વરનો સન્માર્ગ મૂકીને જે ભૂલભરેલાં પગલાં ભરે છે તે તેના દૈહિક ભાવના કારણથી થાય છે. વિદેશીઓની દેહની બેસુનત તેજ દૈહિક ભાવની નિશાણી તરીકે ગણીને પ્રેરિત બતાવે છે કે તમારાં મનની કુવાસનાઓને લીધે તથા તેથી ઉપજતા અપરાધોને લીધે તમે આત્મિક રીતે મરણાધીન હતા, પરંતુ તમારા પર કૃપા કરીને ઇશ્વરે તમને ખ્રીસ્તની સંગતમાં લાવીને નવું જીવન પમાડ્યું છે. ખ્રીસ્તને તેણે ઉઠાડ્યો માટે ખ્રીસ્તના સંબંધમાં આવેલાઓને પણ તે તેની સાથે ઉઠાડે છે (જુઓ એફે. ૨; ૪, ૫ નો ખુલાસો).

**આપણા સઘળા અપરાધો માફ કરીને [તેણે એમ કર્યું].** આપણા અપરાધોનો દોષ રહે છે ત્યાં સુધી નવું જીવન મળી શકતું નથી (સરખાવો ૧; ૧૪) પરંતુ ઇશ્વરે ખ્રીસ્તને ઉઠાડ્યો ત્યારે આપણા ન્યાયકરણને અર્થે તેનું કામ સંપૂર્ણ થયલું ઠરી ચુક્યું (રૂમી. ૪; ૨૫), તેથી ખ્રીસ્તની સંગતમાં રહીને પાપ સંબંધી મરણ પામીએ ત્યારે ઇશ્વર આપણા સઘળા ઋણરૂપી અપરાધો મહેરબાનીની રાહે માફ કરે છે (જુઓ લુક ૭; ૪૨ કે જ્યાં અહિં આવેલો શબ્દ મળે છે).

"તમારા સઘળા અપરાધો", એમ જો પાઉલે અહિં લખ્યું હોત તો તે અત્યાર સુધી આવેલી વાતને મળતુંજ આવત. પરંતુ સર્વનામ બદલીને "આપણા સઘળા અપરાધો" લખીને તે સૂચવે છે કે જેમ વિદેશીઓને તેમ યહુદીઓને પણ અપરાધોની માફી ઇશ્વરકૃપાથી મળે છે (સરખાવો એફે. ૨; ૩–૫). જેઓના અપરાધ ખ્રીસ્તની સાથે સંબંધ કરવાથી માફ થયા છે તેઓમાં પાઉલ પોતાને ગણે છે, એ નિઃસંદેહ છે (૧ તીમ. ૧; ૧૫, ૧૬).

ઇશ્વરે કેવો તારણોપાય કરીને આ માફી બક્ષી છે, તેની વિગત હવે આપવામાં આવે છે.

**[કેમકે] આપણી વિરૂદ્ધ જે વિધિઓનો હસ્તલેખ આપણને નડતર કરનારો હતો તેને તેણે ભુસી નાખ્યો.** જે ઐતિહાસિક બનાવને લીધે ઋણરૂપી અપરાધોની માફી થહુદી તેમ વિદેશીઓને સારૂ સિદ્ધ થઇ છે તે એ કે જે નિયમના વિધિઓ (એફે. ૨; ૧૫) આપણે પાળવા હતા (પછી તે પત્થરની પાટી પર હોય અથવા તો રૂમી. ૨; ૧૪, ૧૫ મુજબ હૃદયરૂપી પાટી પર લખેલા હોય) તે દેવને હાથે લખેલા ને. આપણી વિરૂદ્ધ સાક્ષી પુરનારા ખત* સમાન હતા, તે નડનારૂં ખત ઇશ્વરે ભુંસી નાખ્યું છે. દેવના નિયમ ભણી જોતાં આપણા ઋણરૂપી અપરાધ સ્પષ્ટ સમજાય છે માટે આ ખત રહ્યું હોત તો ન્યાયીકરણમાં આપણે જરૂર અપરાધી ઠરત, તેથી તે આપણને નડતર કરનારૂં કહેવાય. એ ખત ખરૂં છે, એમ હરકોઇ માણસને કબૂલ કરવું પડે છે, પરંતુ ઇશ્વરે અનહદ દયા કરીને તેનો લેખ ભુસી નાખ્યો છે માટે તે હવે આપણી વિરૂદ્ધ સાક્ષી પુરીને નડતર કરે, એવું રહ્યું નથી. "ભુસી નાખવું" અર્થનો શબ્દ પુસ્તકમાંથી ભુસી નાખવું (પ્રક. ૩; ૫), તેમ આંસુ લોહી નાખવાં (પ્રક. ૭; ૧૭: ૨૧; ૪) એ અર્થે વપરાય છે. આપણાં કરેલાં પાપ જાણે ઇશ્વરના સ્મરણ પુસ્તકમાં લખેલાં હોય ને ઇશ્વરના કર્યાથી તે ભુસાય, નહિ તો રહે, એવી રીતે આ શબ્દનો ઉપયોગ જુના કરારના સપ્તતિ તરજુમામાં (ગીત. ૫૧; ૧, ૯: ૧૦૯; ૧૪. યશા. ૪૪; ૨૨. યિર્મે. ૧૮; ૨૩) તેમ નવા કરારમાં (પ્રે. કૃ. ૩; ૧૯) કરેલો જણાય છે. સાહુકાર દેવાદારનું ખત ભુંસી નાખે તો તેમ કરવામાં તેણે દેવું જવા દીધું સમજાય, તેમ ઇશ્વરના કર્યાથી આપણને ઋણી ઠરાવનાર ખત ભુંસી નંખાયું એટલે આપણાં ઋણ માફ થયાં કહેવાય. આપણી વિરૂદ્ધનો લેખ હવે કોઇથી ન્યાયાસન આગળ રજુ ન કરાય, એવો નિશ્ચય રાખી સઘળાં આત્મિક ઋણ માફ થયાં જાણીને ઇશ્વરકૃપામાં આનંદ કરવો.

**અને તેને ખીલાઓથી વધસ્તંભે જડીને વચમાંથી કાઢી નાખ્યો છે.** વિરૂદ્ધનો લિખિત પુરાવો ભુંસી નાખવામાં આવ્યો છે એટલુંજ નહિ પણ તે વચમાંથી કાઢી નાખવામાં આવ્યો છે, એવી રીતે કે હવે પછી તે કોઇ પણ રીતે આપણને નડતર કરી શકે નહિ (સરખાવો ૨ થેસ્સા. ૨; ૭). ઇશ્વરે† તેને ખ્રીસ્તને વધસ્તંભે ખીલાઓથી જડીને કાઢી નાખ્યો છે. જાણે "હસ્તલેખ" ખત હોય એટલુંજ નહિ પણ તહોમતનામું પણ હોય (જુઓ માત્થી ૨૭; ૩૭)! તહોમતનામામાં લખેલો શાપ ખ્રીસ્તે વધસ્તંભ પર વેઠયો છે (ગલા. ૩; ૧૩),

*અસલ શબ્દનો વ્યુત્પત્તિ પ્રમાણે "હસ્તલેખ" અર્થ થાય છે, પરંતુ "ખત" એ ખાસ અર્થ અહિં યુક્ત છે, એવો કેટલાએક વિદ્વાનોનો અભિપ્રાય છે.

† ડા. લાઇટ્ફુટનો એવો અભિપ્રાય હતો કે કર્તા અહિં બદલીને "ખ્રીસ્ત" થાય છે, પરંતુ લેખ ઇશ્વરે ભુસી નાખ્યો ને ખ્રીસ્તે વધસ્તંભે જડયો, એવો ખુલાસો અનુચિત દીસે છે.

માટે તેના મરણથી. નિયમનો લેખ વધસ્તંભે જડાયો ને એમ તેની સમાપ્તિ થઇ છે—તહોમત નાખનાર નિયમ વચમાંથી કાઢી નાખવામાં આવ્યો છે એવી રીતે કે તેને આધારે આપણે ફરીથી દોષિત ઠરીએ નહિ. આ પ્રમાણે ખ્રીસ્ત વડે માણસોના અપરાધોનું પ્રાયશ્ચિત્ત કરાવીને ઇશ્વરે આપણા સંબંધમાં નિયમરૂપી ખત ભુંસી નાખીને, તેમ તેનો પુરો નાશ કરીને, તેના વિરૂદ્ધ-પુરાવાના પરિણામથી સદાને માટે આપણો છુટકો કર્યો છે (રૂમી. ૭ ; ૬).

**અને અધિકારો તથા સત્તાઓ [કરનારા]ને ઉઘાડા કરીને તેમાં તેઓ પર વિજય પામી તેણે પ્રગટ રીતે તેમને [તમાશાની પેઠે] દેખાડયા.** આ વાક્યના અર્થ વિષે અતિશય મતફેર જણાય છે, માટે જે મુખ્ય વાત વિષે ટીકાકારોના જુદા જુદા અભિપ્રાય થયા છે તેની સંક્ષિપ્ત હકીકત આપવી ઉચિત છે.

પદ ૧૫.

૧. કર્તા વિષે મતફેર છે. કેટલાકનું માનવું છે કે પદ ૧૩, ૧૪માં કર્તા તો ઇશ્વર પિતા છે, પરંતુ આ વાક્યમાં ખ્રીસ્ત કર્તા છે, એમ સમજવું. હવે આ વાક્યમાં કર્તા બદલાય છે એવી કંઇ પણ સૂચના અહિં આપેલી નથી, માટે જો કર્તા તરીકે "ઇશ્વર" રાખીને વાક્યનો સ્પષ્ટ અર્થ કરી શકાય તો કર્તા ખ્રીસ્ત છે એમ સમજવાનું એકે કારણ જણાતું નથી.

૨. પહેલા ક્રિયાપદના અર્થ વિષે પણ મતફેર છે. અહિં "ઉઘાડા કરીને" અર્થ કર્યો છે, પરંતુ સુધારેલી અંગ્રેજી આવૃત્તિમાં "ઉતારી નાખીને" અર્થ કરવામાં આવ્યો છે. ક્રિયાપદનો અર્થ "કપડાંની પેઠે ઉતારી નાખવું" થાય છે (જુઓ ૩ ; ૯) ને તેને મળતા નામનો અર્થ "ઉતારી નાખવાની ક્રિયા" સૂચવે છે (પદ ૧૧). તથાપિ પોતાનાં લુગડાં ઉતારવાં, એટલુંજ નહિ પણ બીજાનાં લુગડાં, હથિયાર ઇત્યાદી ઉતારી નાંખવાં અથવા છીનવી લેવાં, એવો અર્થ પણ કરી શકાય છે (જુઓ લુક ૧૦ ; ૩૦). જુની અંગ્રેજીમાં આ અર્થ મુજબ "લુટીને" તરજુમો કર્યો હતો. અહિં વિજયની વાત કરેલી છે માટે સામાવાળાની સામગ્રી ઉતારી નાખવાનું કૃત્ય સૂચવાય છે એમ માનવું ઉચિત છે.

૩. વળી કર્મ વિષે ભારે મતફેર છે. (અ) લાટિન ભાષામાં લખનારા ધર્મપિતૃઓ એવું માનતા કે "શરીર" શબ્દ અધ્યાહાર સમજીને એવો અર્થ કરવો કે "ખ્રીસ્તે પોતાનું શરીર ઉતારીને અધિકારો તથા સત્તાઓ પર વિજય પામ્યો." પરંતુ એવો અર્થ નિરાધાર જણાય છે. (આ) ગ્રીક ધર્મપિતૃઓ માનતા કે અધિકારો તથા સત્તાઓ દુષ્ટ દૂતો છે–શેતાનનાં ભુંડાં લશ્કરોમાંના પરીક્ષકો છે (એફે. ૬ ; ૧૨) કે જેઓ વસ્ત્રની પેઠે ખ્રીસ્તને વળગી રહેતા (લુક. ૨૨ ; ૫૩. હેબ્રી. ૪ ; ૧૫). આ ભુંડા આત્માઓને ખ્રીસ્તે વધસ્તંભ પર હરાવી નાખ્યા, માટે તેણે તેમને વસ્ત્રની પેઠે ઉતારી નાખ્યા, એવો

આ મત મુજબ ખુલાસો થાય છે. પરંતુ ખ્રીસ્ત પરીક્ષણ પામેલો હોવાને લીધે તે ભુંડાઇના આત્મિક ગણ વસ્ત્રની પેઠે પહેરતો હતો એમ સમજવું વિપરીત લાગે છે. (૪) બીજાઓનું માનવું એવું છે કે અહિં ભુંડા આત્માઓ તો નહિ પણ જે ઇશ્વરના દૂતો વડે નિયમશાસ્ત્ર આપેલું સમજાતું (પ્રે. કૃ. ૭; ૫૩. ગલા. ૩; ૧૯. હેબ્રી. ૨; ૨) તેઓ અધિકારો તથા સત્તાઓ કહેવાય છે (પદ ૧૦). ખ્રીસ્તના મરણ પહેલાં ઇશ્વર પોતાના ઇરાદાઓ તેમની મારફતે અમલમાં લાવતો માટે તેઓ જાણે તેના ગૌરવને ઢાંકનાર વસ્ત્ર સમાન હતા. પરંતુ હવે ઇશ્વર આ બધાને ખસેડી નાખીને ખ્રીસ્ત વડે પોતાને પૂર્ણ રીતે પ્રગટ કરે છે.

આ છેલ્લા મત પ્રમાણે અહિંના અધિકારીઓ નિયમ આપનારા દૂતો છે, તે ખુલાસો યોગ્ય દીસે છે, કેમકે આ વિભાગમાં દૂતોની સેવા તથા નિયમની સમાપ્તિની વાત કરાય છે. પરંતુ ઉપર લખ્યા મુજબ ક્રિયાપદનો અર્થ "ઉઘાડા કરીને" થઇ શકે છે માટે ઉપર આપેલા તરજુમા પ્રમાણે એવો અર્થ સમજવો કે ઇશ્વરે ખ્રીસ્તના જીવાર્પણ વડે નિયમની સમાપ્તિ કરી ત્યારે તેણે દૂતોને સોંપેલો અધિકાર તેમની પાસેથી લઇ લીધો, ને રૂમના સેનાપતિઓના સુવિદિત રિવાજ મુજબ (૨ કરીં. ૨; ૧૪), હરકોઇને તેનો કરેલો વિજય જાહેર થાય એવી રીતે, તે સર્વેને સત્તાહીન થયલા પ્રગટમાં* દેખાડ્યા છે. તેથી સમજવાનું છે કે નિયમ આપવામાં અથવા નિયમ અમલમાં લાવતાં ગતકાળમાં દૂતોને ગમે તે માણસ ઉપર અધિકાર આપેલો હોય તો પણ અત્યારે ખ્રીસ્તના મરણને લીધે તેઓનો કે નિયમના વિધિઓનો કંઇ પણ અધિકાર રહ્યો નથી. સઘળો અધિકાર ખ્રીસ્તના હાથમાં સોંપેલો છે, માટે તેનેજ માનવો, તેમ બાહ્ય ક્રિયાઓથી નહિ પણ આત્માથી તથા સત્યતાથી તેની સેવા કરવી. ઋણ સાબિત કરનારૂં ખત ભુસી નાખવામાં આવ્યું છે, તહોમતનામામાં લખેલા ગુન્હાઓની સજા પૂર્ણ રીતે વેઠવામાં આવી છે, વિધિરૂપી નિયમ અમલમાં લાવનાર સિપાઇઓનો અધિકાર લઇ લેવામાં આવ્યો છે—એ બધાં કારણોથી તારણની પૂર્ણ નિશ્ચયતા થાય છે (પદ ૨). હવે તે નિશ્ચયતા પામીને તારનારનેજ વળગી રહેવું.

ઉપર મુજબ વિધિરૂપી નિયમની સમાપ્તિ તથા દૂતોની થયલી આધીનતા બતાવ્યા પછી પાઉલ તે વાતને આધારે આ અધ્યાયનાં છેલ્લાં વાક્યોમાં આગ્રહથી શિખવે છે કે બાહ્ય ક્રિયાઓ વિષેના વિધિઓ માત્ર ખ્રીસ્તને સૂચવનારા હતા. હવે ખ્રીસ્ત પોતે આવ્યો છે માટે તેઓની કંઇ પણ જરૂર નથી. વળી દૂતોની સેવા કરવામાં નમ્રતા દેખાડવામાં આવતી હશે, જ્ઞાનનો પણ ડોળ હશે, પરંતુ તે મનકલ્પિત દર્શનો પર આધાર રાખનારૂં મિથ્યા ફુલાવનારૂં જ્ઞાન છે કે જેને લીધે શિર સાથેનો જીવનદાયક સંબંધ તુટી જાય છે. એવું "જ્ઞાન" તજીને ખ્રીસ્તી જીંદગીની દોડમાં કોઇની ખોટી શિખામણ માનીને એવી ભુલથાપ ન ખાવી કે જેથી

---

*"પ્રગટમાં" અર્થનો શબ્દ બોલવાની હિમ્મત સૂચવે છે. (જુઓ એફે. ૩; ૧૨).

ઇનામ ખોઇ નંખાય. ખ્રીસ્ત સાથે મરણ પામનારાઓ જગત સાથે સંબંધ રાખીને કેમ વિધિઓને આધીન થાય? ખાવા પીવા ઇત્યા. ક્રિયાઓ વિષે જે મનાઇ હુકમો અપાય છે તે કેવળ નાશ પામનારાં દૈહિક વાનાં વિષે માનવાજ્ઞા છે. એવી આજ્ઞા મુજબ જે સેવા થાય છે તે સ્વછંદી છે, ને જો કે તેમાં "જ્ઞાન" તથા "દેહદમન" દેખાય તોપણ દૈહિક વિષયોને દબાવવાને અર્થે તે કંઇ કામની નથી.

(ઊ) ખ્રીસ્તના કામની પરિપૂર્ણતાને આધારે કરેલા ખાસ પાખંડનું ખંડન કરનારા બોધરૂપી પ્રકરણ. પદ ૧૬—૨૩.

[16]એ માટે ખાવા કે પીવા વિષે અથવા પર્વ કે ચાંદરાત કે વિશ્રામવારની બાબતમાં કોઇ તમને અપરાધી ન ઠરાવે. [17]તે તો થનાર વાતોના પડછાયારૂપ છે, પણ શરીર ખ્રીસ્તનું છે. [18]નમ્રતા તથા દૂતોની સેવામાં પ્રસન્ન થઇને કોઇ તમારૂં ઇનામ ખોવરાવી ન નાખે,—તેણે જે જોયું તે પર આધાર રાખીને તે પોતાના દૈહિક મનના કારણથી અમથો ફુલાઇ જાય છે. [19]ને શિરને વળગી રહેતો નથી, કે જેનાથી આખું શરીર, સાંધાઓ તથા સ્નાયુઓને આસરે [કોવત] પામીને તથા જોડાઇને, દેવની વૃદ્ધિથી વધે છે.

[20]જો તમે ખ્રીસ્તની સાથે જગતનાં મૂળતત્ત્વો સંબંધી મુઆ છો તો જાણે જગતમાં જીવતા હો તેમ વિધિઓને આધીન કેમ થાઓ છો, [21][જેમકે] "હાથ લગાડવો નહિ, ચાખવું નહિ, અડકવું નહિ?" [22](એ સઘળાં વાનાં વાપરતાંજ નાશ પામનારાં છે);—એ તો માણસોની આજ્ઞા તથા શિક્ષણ પ્રમાણે છે. [23]એવી વાતોમાં તો સ્વેચ્છિત સેવા તથા નમ્રતા તથા શરીરના સ્વદમને કરીને જ્ઞાનનું નામ છે ખરૂં, પરંતુ દેહની તૃપ્તિને [અટકાવવા] સારૂ તેઓ કંઇ વિસાતની નથી.

આ વિભાગમાં પ્રેરિત પહેલવહેલાં નિયમની સમાપ્તિ તથા દૂતોની થયલી આધીનતાને આધારે બાહ્ય ક્રિયાઓ વિષે તથા સેવાને લગતી શ્રદ્ધા વિષે બોધ કરે છે (પદ ૧૬–૧૯), પછી ખ્રીસ્ત સાથે ખ્રીસ્તી માણસ જગતના સંબંધમાં મુઓ છે તે ઉપરથી વૈરાગ્યનિષેધક બોધ કરે છે (પદ ૨૦–૨૩).

**એ માટે ખાવા કે પીવા વિષે અથવા પર્વ કે ચાંદરાત કે વિશ્રામવારની બાબતમાં કોઇ તમને અપરાધી ન ઠરાવે.** વિધિરૂપી નિયમનો લેખ ખ્રીસ્તના મરણને લીધે વચમાંથી લઇ લેવામાં આવ્યો છે માટે તે લેખમાં ફરમાવેલી બાહ્ય ક્રિયાઓ જેવી વાતને આધારે ખ્રીસ્તી માણસનો ઇન્સાફ કરી તેને દોષિત ઠરાવવાનો કોઇને હક નથી.

પદ ૧૬.

અહિં એવી બે વાતો વિષે વિગત આપેલી છે, એટલે ખાવા પીવા વિષે તથા દિવસ પાળવા વિષે (સરખાવો રૂમી. ૧૪). નિયમશાસ્ત્ર મુજબ શુદ્ધ તથા અશુદ્ધ ખોરાક વિષે નિયમો આપેલા હતા, પણ પીવા સંબંધી કેવળ વૈરાગ્યવૃત્ત લેનારા (ગણ. ૬; ૩) તથા યાજકો વિષે (લેવી. ૧૦; ૯) ને વળી અશુદ્ધ વાસણમાંથી પીવા વિષે (લેવી. ૧૧; ૩૪) નિયમો આપેલા હતા. પરંતુ એસેની લોકોએ ખાવા પીવા વિષેના નિયમોમાં ઘણો વધારો કર્યો જણાય છે,-ઉદાહરણ, તેઓએ માંસ તથા દ્રાક્ષરસની મના કરી હતી (સરખાવો રૂમી. ૧૪; ૨, ૨૧. ૧ તીમો. ૪; ૩). આવી અશુદ્ધ ગણાતી વસ્તુઓ વિષે ખ્રીસ્તના બોધથી (માર્ક ૭; ૧૪-૧૯) તેમ પીતરને આપેલા દર્શનથી (પ્રે. કૃ. ૧૦; ૧૧-૧૫) ખરૂં જ્ઞાન આપવામાં આવ્યું હતું, તેથી પાઉલ જાણતો કે દેવનું રાજ્ય ખાવા પીવામાં નથી (રૂમી. ૧૪; ૧૭). કંઇ પણ જાતે અશુદ્ધ નથી, બધું શુદ્ધ છે (રૂમી. ૧૪; ૧૪, ૨૦), શુદ્ધને સઘળું શુદ્ધ છે (તીત. ૧; ૧૫), એવું પાઉલનું માનવું હતું. ખાવા પીવાની ક્રિયામાં ધર્મ સમાયલો નથી, માટે ફલાણું ખાવું કે ન ખાવું, ફલાણું પીવું કે ન પીવું, એકજ કોળિયો ખાવો કે પેટ ભરીને ખાવું, દિવસમાં આટલા ટંક ખાવા, ફલાણે દિવસે ઉપવાસ કરવો,-એવી આજ્ઞા પાળવા ન પાળવા ઉપર ખ્રીસ્તી માણસનો ન્યાય થવો ન જોઇએ. તેમ અમુક સમયો કે દિવસો પાળવા વિષે પણ કોઇએ વિશ્વાસીઓનો ઇન્સાફ ન કરવો. વાર્ષિક મુકરર પર્વ હોય, કે માસિક તહેવાર હોય કે સાપ્તાહિક પવિત્ર મનાતો દિવસ હોય તોપણ તે પાળવા ન પાળવા ઉપરથી ઇન્સાફ કરીને આપણને દોષિત ઠરાવવાનો કોઇને અધિકાર નથી. આ ત્રણ જાતનાં પર્વનાં નામ ૧ કાળ. ૨૩; ૩૧. ૨ કાળ. ૨; ૪: ૩૧; ૩. હઝ. ૪૫; ૧૭. હોશી. ૨; ૧૧ માં અહિંની પેઠે સાથે આવે છે. ગલા. ૪; ૧૦માં તે ઉપરાંત "વરસો" (એટલે સાબ્બાથનાં વરસો)ની વાત પણ આવે છે. આ દિવસો પાળવા વિષે પાઉલે રૂમી. ૧૪; ૫, ૬માં ખુલાસો કર્યો હતો તે જોવાથી માલમ પડશે કે અમુક દિવસ પાળવા વિષે ખ્રીસ્તી મંડળીમાં છુટી છે.

અહિં "સાબ્બાથ" એટલે યહુદી સાબ્બાથ, એમ લાગે છે. તથાપિ પ્રભુનો દિવસ જો આપણે કેવળ "સાબ્બાથ"ના જેવો ફરજીઆત ગણીને તેજ કારણથી પાળીએ તો તેનો ખરો લાભ મળશે નહિ. અઠવાડીઆને પહેલે દિવસે યોહાનની પેઠે આત્મામાં થઇને આપણે ઇશ્વરની જાહેરાંત સેવા ઉપકારસ્તુતિસહિત કરવી. તે દિવસ આજ રીતે પાળવાથી આત્મિક લાભ થશે, એવા વિચારથી નહિ પણ પ્રભુની સંગત કરવાનો અમૂલ્ય પ્રસંગ આ દિવસમાં રહેલો છે એમ સમજીને તેમાં આત્મિક ભાવથી ખ્રીસ્તના લોક સાથે મળીને ઇશ્વરની સેવા કરીએ તો મહિમાવાન દર્શન થવાથી આત્મિક લાભ પામીશું, એમાં સંદેહ નથી.

કોઇ અમુક બોધક વિષે પાઉલે એપાફ્રાસથી એવું સાંભળ્યું હશે કે તે ખ્રીસ્તીઓના રિવાજોને દોષિત ઠરાવે છે, એવી સૂચના આ વાક્યમાં રહેલી સમજવી.

**તે તો થનાર વાતોના પડછાયારૂપ છે, પણ શરીર ખ્રીસ્તનું છે.** હેબ્રીઓને લખેલા પત્રમાં આપેલી સવિસ્તર દલીલનો ટુંકો સાર આ વાક્યમાં સમાયલો છે, એમ કહીએ તો ચાલે. નિયમશાસ્ત્ર તથા તે તળેના વિધિઓ સત્વરૂપ નથી પણ કેવળ છાયારૂપ છે. પરંતુ સત્વ વિના છાયા પડેજ નહિ, માટે નિયમશાસ્ત્રના વિધિઓમાં ખરા તત્ત્વની સૂચના રહેલી હોવી જોઇએ. સૂર્યોદય વેળાએ પૂર્વ દિશાથી આવનારની લાંબી છાયા કોઇ અમુક સ્થળે રહેનાર માણસને દેખાય તો પણ તેનું શરીર ન દેખાય, એમ બની શકે. જુના જમાનામાં એમજ થયું હતું. યહુદીઓના ધર્મવિધિઓ તત્વરૂપ ન હતા; તેઓ કેવળ ક્ષણિક, ઉપમા તથા છાયારૂપ હતા, પરંતુ તેથી ખરા શરીરનું આવવું સૂચવાતું હતું. પાસ્ખા પર્વનો યજ્ઞ, પ્રાયશ્ચિત્તનો દિવસ, ઇત્યા. વિધિઓથી તારણોપાય વિષે અગાઉથી અલ્પજ્ઞાન આપવામાં આવતું, ને જેના વિષે આ સર્વ વિધિઓ સૂચના કરતા તે ખ્રીસ્ત છે. માટે જુના જમાનામાં રહેનારના સંબંધમાં ખ્રીસ્તનો જમાનો થવાનો હતો—નવા કરારની અંદર જે તારણોપાય તથા આત્મિક ધન્યતા તે થનાર વાતો કહેવાય, ને તેની પ્રતિછાયારૂપી સૂચના નિયમશાસ્ત્રની બાહ્ય ક્રિયાઓ વડે આપવામાં આવતી હતી (જુઓ હેબ્રી. ૮; ૫: ૧૦; ૧).

પદ ૧૭.

હવે ખ્રીસ્તમાં બધા આશીર્વાદો વાસ્તવિક રીતે રહેલા છે; નિયમના વિધિઓ તથા તેની ક્રિયાઓ કેવળ ક્ષણિક તથા ઉપમારૂપ છે, એમ જાણીને હાજર થયલા તારનાર ભણી પીઠ ફેરવીને કોણ પ્રતિછાયા નિહાળે? કોઇ એમ કરે તો વાંચનમાળામાં વર્ણવેલા કુતરાની પેઠે તે ખરૂં તત્ત્વ મૂકીને પડછાયો ગ્રહણ કરવાને ફાંફાં મારતાં નરી મૂર્ખતા કરે છે.

**નમ્રતા તથા દૂતોની સેવામાં પ્રસન્ન થઇને કોઈ તમારૂં ઈનામ ખોવરાવી ન નાખે.** અહિં પાઉલ અખાડામાં દોડતા પહેલવાનની ઉપમા સૂચવીને લખતો હોય, એવું લાગે છે. ખ્રીસ્તી માણુસની જીંદગી દોડ જેવી છે, તે પ્રેરિત વારંવાર શિખવતો (પ્રે. કૃ. ૨૦; ૨૪. ૨ તીમો. ૪; ૭). દોડનારામાંના કોણને ઇનામ મળે, તેનો ચુકાદો કરનાર કે ઠરાવનાર ખ્રીસ્ત છે (૨ તીમો. ૪; ૮), ને તે જે ઇનામ આપે છે તે અક્ષય જીવન છે (જુઓ ૧ કરીં. ૯; ૨૪, ૨૫. ફિલિ. ૩; ૧૪. યાકુ. ૧; ૧૨. ૧ પીત. ૫; ૪). જે વિનાશી પાત્રોનો મુગટ અખાડામાં ઇનામ તરીકે અપાતો તેના નામ ઉપરથી અહિં આવેલા ક્રિયાપદની વ્યુત્પત્તિ થઇ છે, પરંતુ તેના પ્રત્યય ઉપરથી તેનો અર્થ "ઇનામ ખોવરાવવું" થાય છે. દોડનારને કોઇ રોકે (ગલા. ૫; ૭) કે એવી રીતે સમજાવે કે તે અખાડાના નિયમ તોડે તો તે રોકનારે કે અવળું સમજાવનારે ઇનામ ખોવરાવ્યું કહેવાય. કલોસ્સેના ખ્રીસ્તીઓ પોતાની આગળ મૂકેલી દોડ દોડતા ત્યારે સદરહુ પાખંડી રોકનાર આવીને તેમને અવળું

પદ ૧૮.

સમજાવવા લાગ્યો, માટે આ વિશ્વાસી પહેલવાનોને એવી ચેતવણી આપવી પ્રેરિતને આવશ્યક લાગે છે કે, ઇનામ આપનારે જે નિયમ ઠરાવ્યા છે તેજ પ્રમાણે દોડવું ; કોઇ ખોટું સમજાવે કે રોકવાનું કરે તો ખબરદાર! એવાઓ ફાવી જાય તો ઇનામની આશા મૂકી દેવી.

જે સાધનવડે આ રોકનાર ઇનામ ખોવરાવવાની કોશિશ કરે છે, તે "નમ્રતા તથા દૂતોની સેવા" છે. નમ્રતા વિદેશીઓમાં દુર્ગુણ લેખાતી પણ પાઉલ તેને ખ્રીસ્તી માણસને શોભિતો સદ્ગુણ ગણે છે (જુઓ ૩ ; ૧૨. એફે. ૪ ; ૨). તથાપિ આ વાક્યમાં તેમ પદ ૨૩ માં જે નમ્રતાની વાત આવે છે તેને કૃત્રિમ નમ્રતા સમજવી. માણસ બારોબાર પ્રભુની હજુરમાં જવા લાયક નથી, માટે મધ્યસ્થની જરૂર છે, એ વાત સત્ય છે. પરંતુ પ્રભુ ઇસુ મધ્યસ્થ થયો છે, એ સાંભળીને જેઓ દૂતો સરખા ઉતરતા દરજ્જાના દૈવી મધ્યસ્થોની જરૂર સમજે છે તેઓ કેવળ કૃત્રિમ નમ્રતા દેખાડે છે. એવી દાંભિક નમ્રતા દેખાડવી માનવ જાતને સ્વાભાવિક છે, એમ હિન્દુ ધર્મનાં દેવદેવીઓની સેવા, તેમ પાપાવાળાથી મનાતા મધ્યસ્થી કરનાર "સંતો" ઉપરની શ્રદ્ધા જણાવે છે. નિર્મળ સુવાર્તાની વિરૂદ્ધ એવા મધ્યસ્થની અગત્ય સમજીને પાખંડીઓ સદરહુ દૂતોની સેવા કરતા હતા. અહિં વપરાયલો "સેવા" શબ્દ "વહેમ ભરેલી સેવા" સૂચવે છે, ને આ સેવા ખરેખર વહેમી હતી. પરંતુ આવી કૃત્રિમ નમ્રતા તથા આવી વહેમ ભરેલી સેવામાં આ રોકનાર રાજી રહેતો—તેમાં જાણે હરખ કરતો, માટે તેની આ ભૂલ ભરેલી આસ્થા જોઇને કલોસ્સેના ખ્રીસ્તીઓ નિશાન ભણીની દોડ મૂકીને અન્ય દિશામાં નીકળી જાય, એવી ચિંતા પ્રેરિતના મનમાં જણાય છે.

આ વાકયમાંની કેટલીએક વાત વિષે મતફેર છે. "ઇનામ ખોવરાવવું" અર્થનો શબ્દ કેવળ વિરૂદ્ધ ચુકાદો સૂચવે છે, એવું કેટલાક ટીકાકારોનું કહેવું છે. પદ ૧૬ માંની વાત મુજબ "અપરાધી ઠરાવવું" એટલોજ અહિં અર્થ સમજવો, એ તેઓનો અભિપ્રાય છે. પરંતુ "ઇનામ" અર્થનો ખાસ શબ્દ પાઉલ ૧ કરીં. તથા ફિલિ. માં અખાડાની વાત સંબંધી વાપરે છે, એટલે અહિં ઉપર આપેલો અર્થ સમજવો સ્વાભાવિક છે,

"પ્રસન્ન થઇને" અર્થના કૃદંત વિષે અધિક મતફેર જણાય છે. સપ્તતિ તરજુમામાં આ ગ્રીક શબ્દ અહિં આપેલા અર્થમાં વપરાય છે, એ નિ:સંદેહ છે. (જુઓ ૧ શમુ. ૧૮ ; ૨૨. ૧ રા. ૧૦ ; ૯. ઇત્યા.). પરંતુ આ અર્થ હેબ્રી રૂઢી મુજબ થાય છે. ઘણા ટીકાકારો એવો વાંધો લે છે કે પાઉલ પ્રેરિતનાં લખાણમાં એવી હેબ્રી રૂઢી મુજબની વાત મળતીજ નથી. એક ટીકાકાર "જાણી જોઇને" એ અર્થ કરે છે તે ૨ પી. ૩ ; ૫ માં જણાતા અર્થને મળતો છે, પરંતુ આ બોધકો જાણી જોઇને કલોસ્સીઓનું ઇનામ ખોવરાવવાનું ધારતા ન હશે, પણ અમારો મત ખરો છે ને તે પ્રમાણે ઇનામ પામવાનો વધતો સંભવ થશે, એવી તેમના મનની ધારણા હશે, એવું દીસે છે. "સ્વેચ્છાથી" એ અર્થ પણ કરવામાં આવે છે પણ તે જોઇએ તેમ બંધ બેસતો લાગતો નથી. જો અસલ વાતમાં શબ્દ ફેર ન થયો હોય તો આપેલો તરજુમો સહુથી સકારણ જણાય છે. પરંતુ નિર્વિવાદિત અર્થ કરવો દુર્લભ છે. અક્ષર ફેર થયલો સમજીએ તો "સ્વેચ્છિત નમ્રતા" અર્થ થાય તે પદ ૨૩ માં આવેલી

"સ્વેચ્છિત સેવા" ને મળતો આવે, માટે હસ્તલેખોમાં જુજ અક્ષર ફેર થયો હશે, એવો ડા. હૉર્ટનો અભિપ્રાય થયો હતો.

**તેણે જે જોયું તે પર આધાર રાખીને**...(ગુજરાતી નવા કરારમાં "જે જોયાં નથી" તરજુમો છે, પરંતુ હસ્તલેખના પુરાવા ઉપરથી "નથી" શબ્દ કાઢવો ઉચિત લાગે છે). અહિં ઘણું કરીને દર્શનોની સૂચના રહેલી છે. આ દેશના ઘણા યોગીઓ ઠરાવેલી ક્રિયાઓ કરીને ઇશ્વરનું દર્શન જોવાથી જ્ઞાન પામ્યાનો દાવો કરે છે તેમ આ પાખંડીઓ પોતાને થયલાં દર્શનો વિષે વડાઇ કરતા હશે. એવાં દર્શનમાં જોયલી બિના પર આધાર રાખીને તેઓ પોતાના મતને સાબિત થયલો સમજતા હશે, માટે અણુદીઠ પરના વિશ્વાસનો ત્યાગ કરીને તેઓ દૃશ્ય પર ટેકો રાખતા, એમ કહેવાય.

અહિં પણ હસ્તલેખોમાં અક્ષર ફેર થયલો હશે એવું કેટલાક ભાષાશાસ્ત્રીઓનું માનવું છે. થોડો ફેર કરીએ તો "વાયુરૂપી અવકાશમાં પગલાં ભરીને" એવો અર્થ થાય છે. આ અર્થ મુજબ આ બોધકના મતને કંઇ ખરો આધાર નથી. તે કેવળ શેખચલ્લીની પેઠે નિરાધાર મનકલ્પિત મિથ્યા વાતોને માનનારો છે, એવી સૂચના થાય છે.

**તે પોતાના દૈહિક મનના કારણથી અમથો ફુલાઇ જાય છે.** આ બોધકની નમ્રતા કેવા પ્રકારની હતી તે અહિં જણાય છે. પોતાના "જ્ઞાન" વિષે તે ફુલાઇ જતો (સરખાવો ૧ કરીં. ૮ ; ૧. ને તેની સાથે ૧ કરી. ૧૩ ; ૪ નો મુકાબલો કરો), પરંતુ તે ફુલાસ અકારણ હતી. તે પોતાને જ્ઞાની કે શ્રેષ્ઠ જાણે એવું તેનામાં કશું ન હતું; તે પોતાના "મન" વિષે વડાઇ કરતો હશે પરંતુ તે મન દેહને આધીન રહેતું, માટે તેના વિચાર દૈહિકજ કહેવાય, એવું પ્રેરિત જણાવે છે (સરખાવો પ્રક. ૨ ; ૨૪). "મન" આત્માને તાબે થાય તો તે દેહની વિરૂદ્ધ લડે છે (રૂમી. ૭; ૨૩, ૨૫) પણ તે દેહને વશ થયલું હોય તો તેની પ્રવૃત્તિઓ આત્મિક વાતની વિરૂદ્ધ છે (રૂમી. ૮ ; ૭. ૧ તીમ. ૬ ; ૫. તીત. ૧ ; ૧૫). આ બોધકોના મનનું નવીનકરણ થયું ન હતું (રૂમી. ૧૨ ; ૨) તેથીજ ખ્રીસ્તની વાત કોરે મૂકીને તેઓ ફુલાવનારૂં મિથ્યા જ્ઞાન પસંદ કરતા.

**ને શિરને વળગી રહેતો નથી, કે જેનાથી આખુ શરીર, સાંધાઓ તથા સ્નાયુઓને આસરે [કૈવત] પામીને તથા જોડાઇને, દેવની વૃદ્ધિથી વધે છે.** (સરખાવો એફે. ૪ ; ૧૫, ૧૬).

પદ ૧૯. ખ્રીસ્ત જે શિર તેની સાથે નિકટના સંબંધમાં રહેવાથીજ શરીરરૂપી મંડળીના દરેક સભાસદને આત્મિક જીવનને લગતાં બધાં વાનાં મળે છે. શિર સાથે જે કોઇ અવયવનો ગાઢ સંબંધ ન હોય તે અબળ તથા નિર્જીવ થશેજ. આ બોધક ધારતો હશે કે દર્શન તથા મનની બુદ્ધિવડે હું વિશેષ જ્ઞાન પામ્યો છું. પરંતુ ખરી વાત એ છે કે તેનો ખ્રીસ્ત સાથેનો સંબંધ તુટ્યો છે તેથી તેનામાં આત્મિક જીવન નથી. "વળગી રહેવું" અર્થનો શબ્દ નવા કરારમાં ઠેકાણે

ઠેકાણે આવે છે. "પાળવું" (માર્ક ૭ ; ૩, ૪, ૮), "બંધાવું" (પ્રે. કૃ. ૨ ; ૨૪), "પકડી રાખવું" (પ્રે. કૃ. ૩ ; ૧૧. ૨ થેસ્સા. ૨ ; ૧૫. પ્રક. ૭ ; ૧), "ધરી રાખવું" કે "ઝાલી રાખવું" (પ્રક. ૨ ; ૧૩, ૧૪, ૨૫ : ૩ ; ૧૧) એવા વિવિધ તરજુમા ઉપરથી તેનો અર્થ સમજાશે. પકડેલી બિનાથી કોઇ પણ રીતે જુદું ન થવાય, એમ જોરથી વળગવું, એ અર્થ સૂચવાય છે. દરેક ખ્રીસ્તીએ તારનાર સાથે જોડાઇને તેનામાં રહેવાને માટે હમેશ કોશિશ કરવી, કેમકે તે જીવનનો ઝરો છે, ને કેવળ તેનાથીજ આત્મિક જ્ઞાન તથા બળ મળે છે. જેઓ ખ્રીસ્ત સાથેનો સંબંધ નથી રાખતા તેઓ શરીરના અવયવ નથી માટે તેમની સાથે આપણી સંગત નથી (૧ યોહા. ૧ ; ૩).

શરીરની અંદર વિવિધ સાંધાઓ, સ્નાયુઓ, રગો, નસો, જ્ઞાનતંતુઓ વિગેરે છે, તે સર્વેવડે શરીરના અવયવો એક બીજા સાથે તથા શિર સાથેના સંબંધમાં રહે છે. એફે. ૪ ; ૧૬ માં અવયવોના માહોમાંહેના સંબંધ વિષે ખાસ સૂચના કરેલી છે, ને અહિં શિર સાથેના સંબંધની અગત્ય પર વિશેષ ભાર મૂકેલો છે, એમ સાધારણે મનાય છે, તે બન્ને પત્રોનાં ખાસ લક્ષણો મુજબ છે. એફેસીઓના પત્રમાં મુખ્ય વિષય ઐક્ય છે. કલોસ્સીઓના પત્રમાં શિરપતિની ઉત્તમતા વિષેનો બોધ સુવિશેષ છે. બન્ને વાત જરૂરની છે. ખ્રીસ્ત સાથેના સંબંધથીજ આપણી આત્મિક અગત્ય પ્રમાણે આપણને મળે છે, ને ખ્રીસ્ત સાથે જોડાયલા હોઇએ તો ખ્રીસ્તના શરીરના અવયવો તરીકે એક બીજાની સંગતમાં રહેવાય. આ કલોસ્સેમાં આવેલો બોધક વિશ્વાસરૂપી સંબંધ વડે ખ્રીસ્તને ઝાલી રાખતો ન હતો તેથી તે મંડળીરૂપી શરીરમાં ભિન્નતા થવાનું કારણ થઇ પડશે, એવો સંભવ હતો.

શિર સાથેના સંબંધથી શરીરમાં કૌવત રહે છે તે અર્વાચીન વૈદક વિદ્યા પ્રમાણે છે, તેમ મગજમાંથી નીકળતા જ્ઞાનતંતુઓ વડે શરીરના જુદા જુદા અવયવોની ખરી એકતા થાય છે તે પણ સુવિદિત છે. પરંતુ પાઉલ લુકની સલાહ લઇને પોતાના વખતના વૈદક શાસ્ત્ર મુજબ લખતો હશે, માટે જ્ઞાનતંતુઓની વાત અહિં આવેલી નથી. પ્રેરિત ધારતો ન હતો એવી રીતે તેની આપેલી ઉપમા સકારણજ ઠરી ચુકી છે!

"દેવની વૃદ્ધિ"નો અર્થ વિવિધ રીતે કરાય છે, પરંતુ દરેક અર્થમાં યોગ્યતા જણાય છે. "દેવ માગે છે એવી વૃદ્ધિ," "દેવના કર્યાથી થયલી વૃદ્ધિ," "દેવની સંગતમાં રહેવાથી થયલી વૃદ્ધિ," એવા દરેક અર્થમાં સુબોધ રહેલો છે. દેવપુત્ર ઇસુ ખ્રીસ્તમાં રહેવાથી દેવના પરાક્રમનો અનુભવ કરીએ છીએ ત્યારે દેવને પસંદ પડતી રીતે, આત્મિકપણામાં વધીએ છીએ, એ નિઃસંશય છે. માણસની કલ્પેલી વાત પસંદ કરીને કે પોતાની બુદ્ધિ પર આધાર રાખીને જ્યારે ખ્રીસ્તને છોડીએ છીએ ત્યારે આપણું આત્મિક જીવન ક્ષય પામે છે. જો કદી એવું લાગે કે ખ્રીસ્તથી અલગ રહીને ફલાણો વિદ્વાન માર્મિક વિષયોના સંબંધમાં ઘણોજ જ્ઞાની

થયો છે તો યાદ રાખવું કે જલંદર જેવા રોગથી શરીર વિશેષ વધે છે તથાપિ એ આરોગ્યયુક્ત વૃદ્ધિ નથી,—ફુલાવોજ છે, ને એજ ફુલાવો મોતકારક દરદની નિશાણી છે. ત્યારે તો "દેવની વૃદ્ધિ" પામવા માટે દેવપુત્રની સંગતમાં નિત્ય રહેવાને નિરંતર પ્રયત્ન કરવો.

**જો તમે ખ્રીસ્તની સાથે જગતનાં મૂળતત્ત્વો સંબંધી મુઆ છો તો જાણે જગતમાં જીવતા હો તેમ વિધિઓને આધીન કેમ થાઓ છો?**

પદ ૨૦. પદ ૧૧, ૧૨ માં પાઉલે બતાવ્યું હતું કે બાપ્તિસ્મા ખ્રીસ્ત સાથે પામેલા મરણ તથા ઉત્થાનની ઉપમારૂપ છે. અહિં એવો ખુલાસો કરે છે કે એ ખ્રીસ્ત સાથેનું મરણ જગતનાં મૂળતત્ત્વો સાથેનો સંબંધ તોડી નાખનારૂં હતું. ખ્રીસ્ત સાથે મુઆ એટલે આવાં મૂળતત્ત્વોની સત્તા તળેથી છુટીજ ગયા. જે બાહ્ય ક્રિયાઓ તથા દૈહિક વાત સંબંધીના વિધિઓ વિષે હાલ કલોસ્સેમાં બોધ આપવામાં આવતો તે જગતનાં મૂળતત્ત્વો કહેવાય છે (જુઓ પદ ૮). તેમાં આત્મિકપણું નથી તેમ ઊંડું જ્ઞાન પણ નથી,—માત્ર દૈહિક છોકરવાદ જેવી વાત છે, માટે ફરીથી તેવી વાતોને આધીન થવું નહિ.

જુદે જુદે ઠેકાણે પાઉલ ખ્રીસ્ત સાથેના મરણની આને મળતીજ વાત કરે છે. સદરહુ મરણ નિયમ સંબંધી છે (રૂમી. ૭; ૬. ગલા. ૨; ૧૯), એટલે ખ્રીસ્તની સંગત કરવાથી નિયમની સત્તા તળેથી છુટી જઇએ છીએ. તે પાપ સંબંધીનું મરણ પણ છે (રૂમી. ૬; ૨) કેમકે તેમાં ખ્રીસ્તે કરેલા પ્રાયશ્ચિત્ત તથા તેનામાં રહેલા પરાક્રમને લીધે પાપ સાથેનો સંબંધ તોડીએ છીએ. વળી તે પોતા સંબંધી મરણ છે એવું સૂચવાય છે (૨ કરીં. ૫; ૧૫), કેમકે તારનાર સાથે જોડાયાથી સ્વાર્થનો નાશ થાય છે. તે જગતના સંબંધમાં મરણ છે (ગલા. ૬; ૧૪), તે વાત અહિં આવેલા બોધને વિશેષ મળતી આવે છે. ખ્રીસ્તની સંગતમાં આવ્યા ત્યારે જગતનો તથા તેના અસત્યનો ત્યાગ કીધો, એ કદી ભૂલવું નહિ.

કલોસ્સેના કેટલાક ખ્રીસ્તીઓ આ વાત ભૂલી જતા હશે, એમ લાગે છે. જાણે તેમની આત્મિક જીંદગી હજુ જગતના સંબંધમાં હોય એવી રીતે તેઓ પ્રગટ કરાતા પાખંડી વિધિઓને આધીન થતા! ખ્રીસ્તની શાળામાં સુજ્ઞાન પામ્યા પછી તેઓ જગતી બાળવર્ગમાં બેસવા જતા! જગતના સંબંધમાં મુઆ છીએ એવી કબૂલાત આપ્યા પછી તેઓ જગતના નાશકારક જીવનના ફરીથી ભાગીદાર થવા માંડતા! તેમની જીંદગી આકાશી જોઇતી હતી (૩; ૩) તે ભૌમિક થઇ જશે, એવો સંભવ રહેતો! જો આવી ભૂલ આજેજ આપણી દૃષ્ટિ આગળ ગુજરાતમાં ન થતી હોય તો કલોસ્સીઓ વિષે એવું માનવામાં ન આવે. પરંતુ પતિત માણુસ પ્રકાશ જોઇને પણ અંધારાને પસંદ કરે છે, આત્મિક વાતનું જ્ઞાન પામ્યા પછી દૈહિક જીવનવૃત્તિ ભણી ફરે છે, એ અનુભવસિદ્ધ વાત છે. માટે દરેક વાંચનારને સારૂ આમાં અગત્યની ચેતવણી રહેલી છે.

કેટલાએકનો મત એવો છે કે જગતનાં મૂળતત્ત્વો એટલે દૂતો (જુઓ પદ ૮ નો ખુલાસો), તે મતને આ વાકયથી કઇ ટેકો મળતો નથી. વિધિઓ તથા ખાવા પીવા વિષેના મનાઇ હુકમો સંબંધીની વાત અહિં કરવામાં આવે છે, માટે એવી વાતો "જગતનાં મૂળતત્ત્વો" લેખાતી સૂચવાય છે.

[જેમકે] **"હાથ લગાડવો નહિ, ચાખવું નહિ, અડકવું નહિ."** જે વિધિઓને આધીન થવાનો સંભવ હતો તેના આ દાખલાઓ છે. પાખંડી બોધક ખાવા પીવા વિષે એવી મનાઓ કરતાં એ પાળવાથી શુદ્ધતા છે એમ સમજાવતો હશે. "ફલાણી વસ્તુ અશુદ્ધ છે માટે તેને હાથ ન લગાડવો; હાથમાં લઇએ તો અભડાવાય, ચાખીએ તો વટલી જવાય, હા, આંગળીને ટેરવે અડીએ તો નહાવું પડે" એવું શિક્ષણ આ દેશમાં સાધારણે અપાય છે, પરંતુ આવી વાતથી મેળવેલી બાહ્ય "શુદ્ધિ" સાથે મનની કેટલી બધી મલીનતા રહી શકે, એનો અનુભવ કર્યા વગર ગુજરાતમાં રહેવાતું નથી. આવું વહેમરૂપી ભૂત ખ્રીસ્તે કાઢયું હોય તો તેને સારૂ મનમાં પાછું આવવાનો રસ્તો ન રહે માટે સાવધાની રાખવાની જરૂર છે.

પદ. ૨૧.

મુસાના નિયમશાસ્ત્રમાં ન આવેલી મનાઓ આ બોધક કરતો જણાય છે. એસ્સીની પંથના યહુદીઓ નિયમશાસ્ત્રના વિધિઓ ઉપરાંત ઘણા ખાસ વિધિઓ પાળતા એની આ પાખંડી મતમાં અસર જણાય છે, એવું ઘણા વિદ્વાનોનું માનવું છે, પરંતુ એ અભિપ્રાય સકારણ દીસતો નથી (જુઓ પ્રસ્તાવના પૃષ્ઠ ૮, ૯).

**(એ સઘળાં વાનાં વાપરતાંજ નાશ પામનારાં છે).** ઉપર આપેલી મનાઓ નિરાધાર છે, એવું સાબિત કરનારાં પાઉલ ત્રણ પ્રમાણ રજુ કરે છે. આ વાકયમાં એવાં બે પ્રમાણ સમાયલાં છે, ને પદ ૨૩ માં ત્રીજું પ્રમાણ આવે છે. પહેલું પ્રમાણ આ છે કે આવી મનાઓ આવશ્યક નથી. તેઓ આત્મિક વાત વિષે કે આત્મિક અસર કરનારાં વાનાં વિષે નથી. જે પદાર્થોના સંબંધમાં આવી મનાઓ અપાય છે તે નાશવંત છે. ખાવા પીવામાં અશુદ્ધતા છે, એવું સમજનારાઓએ વિચાર કરવો જોઇએ કે તારનારના બોધ મુજબ (માત્થી ૧૫; ૧૭. માર્ક ૭; ૧૯) ખોરાક ખવાય છે ત્યારે તેમાં તત્ત્વભિન્નતા થવાથી તે ખોરાક તરીકે નષ્ટ થાય છે. આવા નાશવંત જડપદાર્થથી આત્માપર શુદ્ધ કે અશુદ્ધ કરનારી અસર થઇ શકે એમ માનવું કેવળ નિષ્કારણજ છે (જુઓ ૧ કરીં. ૮; ૮).

પદ ૨૨.

**એ તો માણસોની આજ્ઞા તથા શિક્ષણ પ્રમાણે છે.** સદરહુ મનાઓ નિરાધાર જાણવાનું બીજું કારણ અહિં રજુ કરવામાં આવે છે. જે વિધિઓ કલોસ્સેમાં શિખવવામાં આવે છે તે દેવદત્ત નથી પણ માણસથી કલ્પી કાઢેલા છે, એવું દેખાડવાને સારૂ પાઉલ અહિં યશા. ૨૯; ૧૩ માંની વાત ઉતારે છે. તે વાત મા. ૧૫; ૯. માર્ક ૭; ૭ માં પણ ઉતારેલી છે, માટે આ વાક્ય

લખતાં પ્રેરિત શુદ્ધતા વિષે પ્રભુ ઇસુએ કરેલો બોધ મનમાં રાખતો જણાય છે. માણસ બાહ્ય વાતમાં શુદ્ધતાની નિશાણીઓ શોધે છે, પરંતુ ઇશ્વર અંતઃકરણની ખરી શુદ્ધતા માગે છે એ હમેશ યાદ રાખવું (૧ શમૂ. ૧૬ ; ૭).

**એવી વાતોમાં તો સ્વેચ્છિત સેવા તથા નમ્રતા તથા શરીરના સ્વદમને કરીને જ્ઞાનનું નામ છે ખરૂં, પરંતુ દેહની તૃપ્તિને [ અટકાવવા ] સારૂ તેઓ કંઇ વિસાતની નથી.** પાખંડી મતના

પદ ૨૩.

વિધિઓ વિરૂદ્ધ ત્રીજું કારણ આ વાક્યમાં સમાયલું છે. એના જેવા શિક્ષણમાં જ્ઞાન છે એમ સાધારણે મનાતું તથા કહેવાતું હશે, પરંતુ તેમાં કંઇજ સુજ્ઞાન નથી, તેથી સદરહુ વિધિઓ દેહના વિષયોને વશ કરવા સારૂ છેક નિરૂપયોગી છે. માટે આવું શિક્ષણ આવશ્યક નથી, દેવદત્ત નથી, ઉપયોગી નથી, એમ બતાવીને પાઉલ વિધિ વિષેના આ ફેલાતા મતનું ખંડન કરે છે.

પાખંડી મતમાં જ્ઞાન છે એમ ઉપરઉપરથી જોનારને લાગતું એનાં ત્રણ કારણ જણાય છે. (૧) પાખંડીઓ ઇશ્વરની બતાવેલી ભક્તિની રીતો તજીને પોતાના મનકલ્પિત દૂતોની સેવા પોતાની ઠરાવેલી રીતિઓ મુજબ કરતા હતા તેથી અમને આ "ફિલસુફી" નું ખાસ નવું જ્ઞાન પ્રાપ્ત થયું છે, એવો દાવો કરતા. ખુદ ઇશ્વરની શુદ્ધ સેવા મૂકી દઇને લોકો મનકલ્પિત રીતિઓ મુજબ સેવા કરવા લાગે છે ત્યારે એની કંઇ વિશેષ પ્રખ્યાતી થાય છે, એવા અનેક દાખલાઓ બન્યા છે. પરંતુ એવી સેવા "સ્વેચ્છિત" હોવાથી ઇશ્વરને પસંદ પડતી નથી, તેમ ઇશ્વરની આપેલી આજ્ઞાનુસાર નથી. (૨) પદ ૧૮ માં સૂચવેલી દાંભિક "નમ્રતા" ને લીધે પણ આ મતવાળા "જ્ઞાનીઓ" લેખાતા. અમે બારોબાર પ્રભુની સન્નિદ્ધ પ્રવેશ કરવા નાલાયક હોવાથી મધ્યસ્થી કરનારા દૂતો વડે પોતાની વિનંતીઓ પહોંચાડીએ છીએ, એવો ડોળ બતાવીને આ બોધક લોકનાં મન હરી લઇને પોતાને વિદ્વાન કહેવડાવતો. પરંતુ જ્યારે ઇશ્વરે પ્રગટ કર્યું હતું કે ખ્રીસ્ત ઇસુ સિવાય બીજો મધ્યસ્થ છેજ નહિ, ત્યારે પોતાને માટે અન્ય મધ્યસ્થો કલ્પી કાઢવામાં જ્ઞાનભરેલી નમ્રતા તો નહિ, પણ અજ્ઞાનયુક્ત અહંકાર દેખાતો. (૩) વળી ખાવા પીવા ઇત્યા. ના સંબંધમાં વૈરાગી જેવા થઇને પાખંડીઓ દેહદમન કરતા તેથી જ્ઞાનીઓ તરીકે તેઓ માન પામતા. આ દેશમાં ઘણા દેહકષ્ટ કરનારા "પવિત્ર" મનાય છે, ઘણા યોગીઓ જ્ઞાની લેખાય છે, તેમ કલોસ્સેમાં આ બોધકો દેહદમનના કારણથી જ્ઞાની ગણાતા. પરંતુ આવું જ્ઞાન અંધકારરૂપ છે એનો આપણને કંઇ ઓછો અનુભવ થયો નથી.

આવું જ્ઞાન કેવળ નામનુંજ છે, સત્ય જ્ઞાન નથી, એ આથી સાબિત થાય છે કે તે વડે દેહના વિષયો નાશ પામતા નથી. કેવળ ખ્રીસ્તની સંગત કરવાથી તથા ખ્રીસ્તના આત્માએ દોરાવાથી દૈહિક વિષયો નિરર્થક થાય છે (રૂમી. ૯ ; ૯. ગલા. ૫ ; ૧૬, ૨૪). જેઓ મનકલ્પિત સેવા કરે છે તેઓ ઇશ્વરની સેવા

ભૂલી જાય છે, જેઓ બારોબાર પ્રભુ પાસે નથી આવતા તેઓ પ્રભુથી દૂરજ રહે છે, જેઓ માત્ર પોતાના પ્રયત્નથી દેહદમન કરવા માગે છે તેઓ દેહને આધીન થાય છે, એ અનુભવસિદ્ધ છે. દેહની કુવાસનાઓની તૃપ્તિ અટકાવવા સારૂ ઉપર કહેલા માનવી વિધિઓ કેવળ નિરૂપયોગી છે એમ જાણીને પાપ હરાવનાર દેવપુત્રને શરણ થવું, એ માટે કે તેને આસરે દેહપર જય પામીએ (રૂમી. ૭; ૨૪, ૨૫).

૧ આ વાક્યના ઉત્તરાર્ધના અર્થ વિષે ઘણોજ મતફેર છે. ઉપર જે તરજુમો આપ્યો છે તે અંગ્રેજી સુધારેલી આવૃત્તિ પ્રમાણે છે; તેને ડા. લાઈટ્ફુટ દૃઢ ટેકો આપતા. પરંતુ તેની વિરૂદ્ધ બે વાંધાઓ લેવામાં આવ્યા છે. (૧) "વિસાત" અર્થનો શબ્દ "કિમ્મત" તો નહિ પણ "માન" સૂચવે છે. (૨) કૌંસમાં આવેલો "અટકાવવા" શબ્દ રાખવો ન જોઇએ, કેમકે તે રાખવાથી "સારૂ" અર્થનો અસલ શબ્દ "વિરૂદ્ધ" અર્થનો કરવામાં આવે છે, તે વિપરીત છે. આ વાંધા લેનારા એવો અર્થ કરે છે કે "એવા વિધિઓ પાળવાથી કાંઇજ માન મળતું નથી—ખરૂં જોતાં તેથી દૈહિક વિષયોની તૃપ્તિ થાય છે." ડા. આલ્ફર્ડ પદ ૨૦ સાથે આ વાતનો સંબંધ કરીને વચ્ચમાં આવેલાં વાકયો કૌંસમાં આવેલાં સમજે છે, એટલે "તમે શા માટે આવા વિધિઓને આધીન થાઓ છો? તેથી કેવળ દેહની તૃપ્તિ થાય છે," એવો અર્થ કરે છે. ડા. હૉર્ટનો એવો અભિપ્રાય હતો કે આ અધ્યાયની ઘણી વાત વિષે હસ્તલેખમાં ફેર થયો સંભવિત છે તેમ અહિં પણ અક્ષર ફેર થયલો હોવો જોઇએ. ખરૂં છે કે આ વાતનો ગમે તે તરજુમો થાય છે તે વિષે કંઇ પણ વાંધો લેવાય, પરંતુ ઉપર આપેલો તરજુમો સહુથી યુક્ત ધારવો સકારણ જણાય છે.

# અધ્યાય ૩ જો.

બીજો વિભાગ. પુનરૂત્થાન પામેલા ખ્રીસ્ત સાથેના સંબંધને આધારે કરેલો સદાચરણને લગતો વ્યાવહારિક બોધ. ૩; ૧—૪; ૬.

આ પત્ર ખાસ પાખંડી મતનું ખંડન કરવાને અર્થે લખેલો હતો તથાપિ તેમાં વ્યાવહારિક બોધ કરવામાં આવે છે તે ઉપરથી પાઉલના ધાર્યા પ્રમાણે ખ્રીસ્તની મંડળીમાં સુચાલની કેટલી બધી જરૂર છે તે માલમ પડે છે. પાખંડી મતથી મંડળીમાં ઘણુંજ નુકસાન થાય છે એ વાત ખરી, પરંતુ કુચાલથી ઉપજતું નુકસાન તે કરતાં અધિક છે, એ નિર્વિવાદ છે. સદાચરણ વિષે ખામી ન હોય તો પાખંડી મતનો ઝાઝો પગપેસારો થવાનો સંભવ ન રહે. ખ્રીસ્તની સંગતમાં જીંદગી કાઢનારો વિશ્વાસી સત્યમાં સ્થિર રહેનાર ઠરશેજ, પરંતુ એ સંગત મૂકી જગત સાથેની સંગત કરવામાં આવે તો પાખંડરૂપી બીજને સારૂ અનુકૂળ ભોંય તૈયાર થઇ કહેવાય.

(અ) પવિત્ર જીવનવૃત્તિ રાખવી, એવી ખ્રીસ્તના જીવનના ભાગીદારને શિર રહેલી ફરજ. ૩; ૧-૧૭.

આ ભાગના ત્રણ પેટાભાગ કરાય એમ છે, તે નીચે મુજબ:—

(ક) ખ્રીસ્ત સાથે ઉઠાડાઇને દૈહિક ભાવ તો નહિ પણ આત્મિક ભાવ રાખવો જોઇએ. પદ ૧-૪.

(ખ) દૈહિક જીવનવૃત્તિ તજી દઇને નવી જીવનવૃત્તિ ગ્રહણ કરવી જોઇએ. પદ ૫-૧૧.

(ગ) નવી જીવનવૃત્તિની વિગત. પદ ૧૨-૧૭.

[૧] એ માટે જો તમે ખ્રીસ્તની સાથે ઉઠાડાયા હતા તો જ્યાં ખ્રીસ્ત, દેવને જમણે બિરાજેલો, છે [ત્યાંનાં એટલે] ઉપરનાં વાનાં શોધો. [૨] ઉપરનાં વાનાં પર મન લગાડો, પૃથ્વી પરનાં વાનાં પર નહિ. [૩] કેમકે તમે મુઆ હતા ને તમારૂં જીવન ખ્રીસ્તની સાથે દેવમાં ગુપ્ત રખાયલું છે. [૪] ખ્રીસ્ત જે આપણું જીવન [છે] તે જ્યારે પ્રગટ થશે ત્યારે તમે પણ તેની સાથે મહિમામાં પ્રગટ થશો.

[૫] એ માટે પૃથ્વી પરના અવયવો, [એટલે] વ્યભિચાર, અશુદ્ધતા, વિષયીપણું, દુર્વાસના તથા લોભ, જે મૂર્તિભક્તિ [સમાન] છે, તે [સર્વ]

ને મારી નાખો. [6] એ [કામો]ને લીધે આજ્ઞાભંજનના દીકરાઓ પર દેવનો કોપ આવે છે. [7] તેમાં તમે પણ અગાઉ ચાલતા હતા, [એટલે] તમે તેમાં જીવતા ત્યારે. [8] પણ હાલ તે સઘળું તમે પણ તજી દો, [વળી] રીસ, ક્રોધ, ખુન્નસ, નિંદા [તથા] તમારા મુખમાંથી [નીકળતી] ગાળ [તજો]. [9] એક બીજા પ્રત્યે જુઠું ન બોલો [કેમકે] તમે જુનું માણસપણું તેનાં કૃત્યો સુદ્ધાં ઉતારી મૂક્યું છે, [10] ને જે નવું [માણસપણું] તેના સૃજનારની પ્રતિમા પ્રમાણે જ્ઞાનને અર્થે નવું કરાતું જાય છે તે તમે પહેર્યું છે. [11] તેમાં હેલેની ને યહુદી, સુનત [પામેલો] ને બેસુનત, બારબારી, સ્કુથી, દાસ, સ્વતંત્ર, એવો [ભેદ] હોતોજ નથી, પણ ખ્રીસ્ત સર્વ તથા સર્વમાં છે.

[12] એ માટે દેવના પસંદ કરેલા, પવિત્રો તથા વહાલાઓ [તરીકે] તમે દયાળુ હૃદય, પરોપકાર, નમ્રતા, વિનય [તથા] સહનશીલતા પહેરો. [13] એક બીજાનું ખમનારા તથા અન્યોન્ય માફ કરનારા થાઓ, (જો કોઇને કોઇ પર ફરિયાદ હોય તો);—પ્રભુએ તમને માફી બક્ષી તેમ તમે પણ [કરો]. [14] તે સઘળાં ઉપર પ્રીતિ જે સંપૂર્ણતાનું બંધન છે [તે પહેરો]. [15] વળી ખ્રીસ્તની શાંતિ કે જે [પામવા] સારૂ તમે એક શરીરમાં તેડાયલા પણ હતા તે તમારાં હૃદયોમાં પ્રમુખપણું કરે, ને ઉપકારસ્તુતિ કરનારા થાઓ. [16] ખ્રીસ્તની વાત સર્વ [પ્રકારની] સુબુદ્ધિએ તમારામાં પુષ્કળતાથી રહે; ગીતો, ભજનો તથા આત્મિક ગાયનોએ કરીને એક બીજાને શિખવો તથા ચેતવો, અને કૃપાસહિત તમારાં હૃદયોમાં દેવ પ્રત્યે ગાઓ. [17] વળી વાતમાં કે કામમાં તમે જે કંઇ કરો તે સર્વ પ્રભુ ઇસુને નામે [કરો], ને [એમ] તેને આસરે દેવ બાપની ઉપકારસ્તુતિ કરો.

. આ અધ્યાયનાં પહેલાં ચાર વાક્યોમાં પાઉલ કલોસ્સી ખ્રીસ્તીઓને યાદ દેવડાવે છે કે તમે બાપ્તિસ્મામાં ખ્રીસ્ત પરનો વિશ્વાસ કબૂલ કીધો ત્યારે જગત સંબંધી ખ્રીસ્ત સાથે મુઆ હતા, કેવળ એમ નહિ પણ દેવના સંબંધમાં ખ્રીસ્ત સાથે ઉઠાડાયા. તેથી હવે તમારૂં ખરૂં જીવન આ જગતમાં નથી પણ ખ્રીસ્ત સાથે આકાશી ઊંચસ્થાનોમાં હોવાથી તમારે ત્યાંનાં વાનાં શોધવાં, ને ત્યાંની વાતોમાં મન પરોવવાં. તમારૂં માંહેનું આત્મિક જીવન દેવમાં ખ્રીસ્ત સાથે છે (હા, ખ્રીસ્ત પોતે છે) માટે તે આ જગતના લોકથી ગુપ્ત રખાયલું કહેવાય, પરંતુ ખ્રીસ્ત મહિમામાં પ્રગટ થશે ત્યારે ખ્રીસ્તના લોકો તેની સાથે પ્રગટરૂપે દેખાશે.

**એ માટે જો તમે ખ્રીસ્તની સાથે ઉઠાડાયા હતા તો જ્યાં ખ્રીસ્ત, દેવને જમણે બિરાજેલો, છે [ત્યાંનાં એટલે] ઉપરનાં વાનાં શોધો.**

પદ ૧. બાપ્તિસ્મામાં ખ્રીસ્તની સાથે દટાવાની તથા ઉત્થાન પામવાની વાત ૨; ૧૨ માં કરેલી હતી. ત્યાર પછી ૨; ૨૦ માં ખ્રીસ્ત સાથે મુઆની વાત ઉપરથી પ્રેરિતે બતાવી આપ્યું હતું કે હવે જગતનાં મૂળતત્ત્વો સાથે કંઇ સંબંધ રાખવો નહિ. આ વાક્યમાં ખ્રીસ્તની સાથે ઉઠાડાયાની વાત ફરીથી કાઢીને પાઉલ તેને આધારે નવી જીવનવૃત્તિ વિષે બોધ કરે છે. પાખંડી મતનું ખંડન કરનારા પ્રકરણ સાથે આ બોધનો ગાઢ સંબંધ સૂચવાય છે. તે મત મુજબ જગતનાં મૂળતત્ત્વોને લગતી વાત પર વિશેષ ભાર મૂકવામાં આવતો, પરંતુ એવી વાત સાથે ખ્રીસ્તી માણસના નવા જીવનનો સંબંધ નથી, એમ બતાવીને પાઉલ અહિં ઉત્થાન પામેલા ખ્રીસ્તની સંગતમાંની નવી જીવનવૃત્તિની હકીકત આપતાં આત્મિક વાતો પર ધ્યાન આપવાનો બોધ કરે છે.

ખ્રીસ્ત સાથે કલોસ્સી ખ્રીસ્તીઓનું આત્મિક ઉત્થાન થયું તે વિષે પાઉલ અહિં શંકા બતાવે છે, એમ સમજવું નહિ. "તમે જો ખ્રીસ્ત પર ખરો વિશ્વાસ રાખીને બાપ્તિસ્મા પામ્યા તો તે વખતે તમને ઉઠાડવામાં આવ્યા, માટે હવે તે આત્મિક ઉત્થાનને લીધે તમારે શિર નવી રીતે ચાલવાની ફરજ રહેલી છે," એવી તે સૂચના કરે છે. જુની જીવનવૃત્તિ આ જગતની રીતોને અનુસરતી હતી; તેમાં જે વાનાં શોધવામાં આવતાં તે દૃશ્ય, ક્ષણિક તેમજ દૈહિક હતાં. પરંતુ એ જુની જીવનવૃત્તિ સાથેનો સંબંધ તુટ્યો છે માટે ખ્રીસ્તના આત્મિક જીવનના ભાગીદાર થયલાઓએ અદૃશ્ય, સાર્વકાળિક, આત્મિક વાનાંની પાછળ લાગવું. હાલ જગત સાથે તો નહિ, પણ ખ્રીસ્ત સાથે આપણી સંગત છે, માટે ખ્રીસ્ત જ્યાં છે—જ્યાં તે ઇશ્વર પિતાને જમણે હાથે માન તથા અધિકાર સહિત બિરાજમાન થયલો છે—ત્યાંનાં વાનાં શોધવાં, એ નવા જીવનને શોભિતું તથા આવશ્યક છે. ખ્રીસ્ત સ્વર્ગીય ઊચ્ચસ્થાનોમાં બિરાજેલો છે (એફે. ૧; ૨૧), એટલુંજ નહિ પણ ખ્રીસ્તના લોકોને તેની સાથે ત્યાં બેસાડવામાં આવ્યા છે (એફે. ૨; ૬. સરખાવો પ્રક. ૩; ૨૧), માટે સ્વર્ગ તે આપણો સ્વદેશ (હેબ્રી. ૧૧; ૧૪-૧૬), ઉપરનું યરૂશાલેમ તે આપણું વતન છે (ગલા. ૪; ૨૬. ફિલિ. ૩; ૨૦), તેથી ત્યાંનું આકાશી દ્રવ્ય પ્રાપ્ત કરવાને આપણે મહેનત કરવી (માત્થી ૬; ૨૦).

**ઉપરનાં વાનાં પર મન લગાડો, પૃથ્વી પરનાં વાનાં પર નહિ.**

પદ ૨. ખ્રીસ્તી થયા પહેલાં આ વિદેશીઓનાં મનની સઘળી ઇચ્છાઓ જગતની વાતો તરફ દોડી જતી; તેઓ સંસારી ચિત્ત રાખતાં (ફિલિ. ૩; ૧૯), સંસારી લાભ તથા દૈહિક સુખ પ્રાપ્ત કરવા સારૂ પોતાના મનોબળનો નિરંતર ઉપયોગ કરતા. પરંતુ હાલ તેઓ ખ્રીસ્તના આકાશી જીવનના ભાગીદાર થયા, માટે એવી જુની વાત તો નહિ પણ સ્વર્ગીય વાત તરફ

વિચારો દોડાવવા. આત્મિક વાનાંમાં મન પરોવીને, તે વિષે મનોબળનો ઉપયોગ કરીને, તેનીજ અભિલાષા રાખીને, સર્વે મનોવૃત્તિઓ આકાશી વાનાંના સંબંધમાં રોકાવવી જોઇએ, એવો પ્રેરિતનો બોધ છે (સરખાવો રૂમી. ૮ ; ૫). પૃથ્વી પર રહીએ ત્યાં સુધી પૃથ્વી પરની વાતોની અગત્ય પડેજ, પરંતુ એ વાતો વિષે ચિંતા રાખીને આકાશી વાનાં વિષે નિશ્ચિંત રહીએ તો સંસારી કહેવાઇએ ( જુઓ માત્થી ૬ ; ૧૯-૨૧). પહેલવહેલાં આકાશી વાનાં શોધવાં—તે પર વિશેષ લક્ષ આપવું—પછી બધાં જોઇતાં દૈહિક વાનાં ઇશ્વર પુરાં કરી આપશે (માત્થી ૬ ; ૩૩).

**કેમકે તમે મુઆ હતા ને તમારૂં જીવન ખ્રીસ્તની સાથે દેવમાં ગુપ્ત રખાયલું છે.** પદ ૨ માં આપેલી આજ્ઞાનું કારણ અહિં જણાવવામાં આવે છે. વિશ્વાસે કરીને ખ્રીસ્ત સાથે મુઆ (૨ ; ૧૧, ૨૦) ત્યારે જગતની સઘળી વાત સાથેનો સંબંધ તોડવામાં આવ્યો, માટે તે વાતોમાં મન પરોવવું નહિ. પરંતુ જુની જીવનવૃત્તિ વિષે મરણ પામતી વેળાએ નવું, અક્ષય તેમજ આત્મિક જીવન પ્રાપ્ત થયું, તે જીવન પૃથ્વી પરનું નથી પણ સ્વર્ગીય જીવન છે માટે હવેથી સ્વર્ગીય વાનાં સાથે સંબંધ રાખવાની ખાસ અગત્ય છે.

પદ ૩.

આ નવું જીવન "ખ્રીસ્તને આસરે દેવના સંબંધમાં" છે (રૂમી. ૬ ; ૧૧). વિશ્વાસ કરતાંમાંજ ખ્રીસ્ત સાથેનો સંબંધ જોડાય છે, પણ ખ્રીસ્ત બાપની ગોદમાં રહે છે ( યોહા. ૧ ; ૧૮ ) માટે ખ્રીસ્તની સંગતમાં રહીને આપણે દેવમાંનું મહિમાવાન તથા પવિત્ર જીવન પામીએ છીએ. તે જીવન ખુદ ખ્રીસ્ત છે (પદ ૪) તેથી જગત ખ્રીસ્તને દેખી શકતું નથી ( યોહા. ૧૪; ૧૭-૧૯), તેમ જગતથી આપણું નવું જીવન ઢંકાયલું છે. આપણામાં નવું જીવન છે એ આપણાં કામથી સાબિત થાય છે ( મા. ૭; ૧૭ ), તથાપિ તે જીવનની આશીર્વાદિત વિગત, તેનાં કારણ તથા કાર્ય, તેની સરત તથા પરિણામ, તેના વિગ્રહો તથા જય, તેની માગણીઓ તથા તેની ધન્યતા, તે સઘળું અત્યારે દેવમાં ગુપ્ત રખાય છે માટે તે વિષે જગતના લોકોને સમજણ પડતી નથી (૧ કરીં. ૨ ; ૧૪). પરંતુ હમેશને માટે આ જીવન દેવમાં સહિસલામત રખાયલું છે એમ ક્રિયાપદના કાળથી સૂચવાય છે.

**ખ્રીસ્ત, જે આપણું જીવન [છે], તે જયારે પ્રગટ થશે ત્યારે તમે પણ તેની સાથે મહિમામાં પ્રગટ થશો.** ખ્રીસ્તની સંગતથી થતું જીવન હાલ ગુપ્તમાં પરોક્ષ રહે છે પરંતુ તે છેવટે પ્રત્યક્ષ રીતે પ્રગટ કરાશે, એવું અહિં જણાવવામાં આવે છે. આમાં ત્રણ મોટી વાતો જાહેર થાય છે.

પદ ૪.

(૧). **ખ્રીસ્ત આપણું જીવન છે.** પદ ૩ માંની વાત મુજબ આપણું જીવન ખ્રીસ્તની સાથે છે, પરંતુ તે ઉપરાંત આ વાક્યથી જણાય છે કે તે જીવન

ખ્રીસ્ત પોતે છે. જેને ખ્રીસ્ત છે તેનેજ જીવન છે (૧ યોહા. ૫ ; ૧૨). ખ્રીસ્ત જીવે છે માટે તેના લોકો પણ જીવન પામનાર છે (યોહા. ૧૪ ; ૧૯). દેહમાં જે ખ્રીસ્તી માણસનું જીવવું તે ખ્રીસ્ત પરના વિશ્વાસથી છે, કેવળ એમ નહિ પણ તે ખ્રીસ્ત પોતે છે, કેમકે તેનામાં ખ્રીસ્ત જીવે છે (ગલા. ૨ ; ૨૦. ફિલિ. ૧ ; ૨૧). પ્રાયશ્ચિત્ત કરનાર તથા ઉત્થાન પામેલા ખ્રીસ્તની સંગતમાંજ આપણું આત્મિક જીવન છે માટે તે આપણું જીવન કહેવાય છે. (પ્રેરિત અહિં પદ ૧-૩ માં વપરાતા બીજા પુરૂષને બદલે પહેલા પુરૂષનું સર્વનામ લખે છે તે ધ્યાનમાં લેવા લાયક છે. ખ્રીસ્ત સામાન્ય રીતે તેના સર્વ લોકને અર્થે જીવનરૂપ છે. સરખાવો ૨ ; ૧૩).

(૨). ખ્રીસ્ત હાલ અદૃશ્ય છે—કેવળ વિશ્વાસની દૃષ્ટિએ તે માલમ પડે છે—તોપણ તે પ્રગટમાં દેખાશે. હરેક આંખ તેને જોઇ શકે (પ્રક. ૧ ; ૭) એવી રીતે તે પ્રગટ થશે (૧ યોહા. ૨ ; ૨૮). જગતને અંતે પ્રભુનું આવવું થશે, એમ માનીને આદ્ય મંડળીના સંતો તેની આવવાની અપેક્ષા રાખતાં વિનંતી કરતા કે, "હે પ્રભુ ઇસુ, આવ" (પ્રક. ૨૨ ; ૨૦). હાલની મંડળીમાં સદરહુ અપેક્ષા ઓછી જણાય છે, પરંતુ આપણે નિરંતર પ્રભુની રાહ જોતાં જાગૃત રહેવું, એ ફરજ ભૂલવી નહિ.

(૩). ખ્રીસ્ત પ્રગટ થશે ત્યારે તેના લોકો પણ તેની સાથે મહિમામાં પ્રગટ થશે. ખ્રીસ્તનો અદૃશ્ય મહિમા બધાની આગળ અંતે દેખાશે ત્યારે ખ્રીસ્તના લોકનું પરોક્ષ જીવન પણ બધાને મહિમાવાન જણાશે. ખ્રીસ્તે આપણને પોતાનો મહિમા આપ્યો છે (યોહા. ૧૭ ; ૨૨), ને જો કે હાલ દુઃખી તથા નિસ્તેજ દેખાતા હોઇએ તો પણ તે મહિમા જરૂર પામીશું (રૂમી. ૮ ; ૧૭). તે મહિમા હાલ જોવામાં આવતો નથી માટે તેની વાત કરીએ તો વખતે હાંસી થાય, પરંતુ તે આખી સૃષ્ટિ આગળ પ્રગટ થવાનો છે (રૂમી. ૮ ; ૧૯). ખ્રીસ્ત ગૌરવમાં દેખાશે ત્યારે આપણે તેના જેવા થઇશું, એના જેવો મહિમા ક્યાંથી મળે? (જુઓ ૧ યોહા. ૩ ; ૧, ૨). આ મહિમા કેવળ આત્માનો થશે એમ નથી, નાશવંત શરીર પણ મહિમાવાન કરાશે (૧ કરીં. ૧૫ ; ૪૩). કલોસ્સી જેવા વિદેશી વિશ્વાસીઓ એવા મહિમાવાન દેખાશે, તેમજ ગુજરાતની ગમે તે ધિક્કારાયલી કોમનો જે કોઇ માણસ તારનારની સંગતમાં આવીને વિશ્વાસુ રહે છે તે અંતે એવા ગૌરવી વૈભવમાં પ્રગટ થવાનો છે. આ મોટી આશા આપણને આપવામાં આવી છે, માટે ખ્રીસ્તની આજ્ઞાનુસાર સદાચરણ કરવું કેવું આવશ્યક છે તે વિષે વિચાર કરવો.

ઉપર લખેલી વાતને આધારે પ્રેરિત હવે (પદ ૫-૧૧) એવો બોધ કરે છે કે અંતઃકરણમાં રહેનાર પાપને મારી નાખવાના પ્રયત્નો કરવાની જરૂર છે. જે ઘોર પાપ લેખાય છે તેનોજ કેવળ નાશ કરવો એમ નહિ પણ ક્રોધરૂપી મનો-

વૃત્તિઓ તથા મુખમાંથી નીકળતી અયોગ્ય વાત તે પણ તજી દેવી. જગત સંબંધી જેઓ મુઆ તેઓએ જગતમાં કરાતાં પાપ સાથે ઇશ્વરકોપ ઉપજાવનારો સંબંધ ન રાખવો. જુની જીવનવૃત્તિનો ત્યાગ કરીને નવી જીવનવૃત્તિ અનુસરવી. નવી જીવનવૃત્તિમાં માણુસ માણુસ વચ્ચેના જુના ભેદો નષ્ટ થાય છે. વિશ્વાસીઓને સારૂ ખ્રીસ્ત સર્વે તથા સર્વમાં છે. ( આ પેટા ભાગ સાથે સરખાવો એફે. ૪; ૧૭-૨૪: ૫; ૩, ૪).

**એ માટે પૃથ્વી પરના અવયવો, [એટલે] વ્યભિચાર, અશુદ્ધતા, વિષયીપણું, દુર્વાસના તથા લોભ, જે મૂર્તિભક્તિ [સમાન] છે, તે [સર્વ]ને મારી નાખો.** ખ્રીસ્તની સંગત રાખનાર

પદ ૫.

વિશ્વાસી પૃથ્વી પરની વાત વિષે મુઓ છે (પદ ૩) માટે પોતાના જે કોઇ અવયવમાં જુનું મોતકારક જીવન જણાય તે મારી નાખવો. જુની જીવનવૃત્તિની અસર નવા જીવનમાં ચાલનાર ખ્રીસ્તીને વારંવાર નડે છે, એ અનુભવસિદ્ધ વાત છે, તથાપિ એ વિષે ચાંપતા ઉપાય લેવાની જરૂર છે. પાપ ઉપર જય પામ્યા, માટે તે વિષે હવેથી નિશ્ચિંત રહી શકાય, એમ ન સમજવું, જખમી થઇને પડેલા પાપરૂપી શત્રુને નિર્જીવજ કરવો. આપણે જગતમાં જીવતા ત્યાં સુધી આપણા અવયવો જગતમાંની ભુંડાઇ કરનારા હતા ને જગતનાં વાનાંથી સુખ પામતા હતા, માટે પાપના હથિયાર તરીકે તેઓ પૃથ્વી પરના અવયવો કહેવાય છે. હવે એવા પૃથ્વી પરના અવયવોનો નાશજ કરવો—એટલે આપણા અવયવો પાપના હથિયારરૂપ નહિ પણ ન્યાયીપણાના દાસરૂપ થાય ( રૂમી. ૬; ૧૯) એવો તાત્કાળિક ઉપાય લેવો જોઇએ. આંખ ખોટી નજર કરે તો તે કાઢી નાખવી, ને હાથથી મલીન કૃત્ય થાય તો તે કાપી નાખવો, એ વાતનો એજ અર્થ છે ( જુઓ માત્થી ૫; ૨૯, ૩૦). પૃથ્વી પર થતાં ખોટાં કામ કરનારા તરીકે અવયવોનો નાશ એવી રીતે કરવો કે તેઓ વડે પ્રભુની આજ્ઞા પળાય ને એમ પ્રભુનો મહિમા થાય. એવા હેતુથી તેમનો ઉપયોગ કરીએ તોજ ખરૂં જીવન મળશે ( રૂમી. ૮; ૧૩), ને એ પ્રમાણે કરવાનું સાધન ખ્રીસ્તનો વધસ્તંભ છે ( ગલા. ૫; ૨૪). માણસના વિધિઓથી કે બાહ્ય ક્રિયાઓથી આ જે દેહ સંબંધીનું મરણ કદી ન થઇ શકે (૨; ૨૩) તે વધસ્તંભે મારી નંખાયલા પ્રભુ ઇસુ ખ્રીસ્તની સંગતથી થાય છે. એ સંગત રાખવાથી આપણા અવયવો જુના માણુસપણાના અવયવો તરીકે નષ્ટ થશે, ને નવા માણુસપણાના અવયવો થઇ પડશે.

પૃથ્વી પરના અવયવોને મારી નાખવા એટલે તે વડે કરાતાં અશુદ્ધ કામ તથા વાસનાઓનો નાશ કરવો, એ અર્થ ઉપર આપેલા તરજુમામાં જણાય છે, પરંતુ ડા. લાઇટ્ફુટનો એવો મત હતો કે "પૃથ્વી પરના અવયવોને મારી નાખો" એ વાત પછી વિરામચિહ્ન મૂકીને "વ્યભિચારાદિ પાપ [ તજી દો ]" એ પ્રમાણે

પદ ૮ માંની વાતને મળતો અર્થ કરવો. પરંતુ આ ખુલાસો બીજા ટીકાકારો સ્વીકારતા નથી, માટે દેહને મારી નાખવો એટલે દેહનાં કામનો નાશ કરવો, એ પ્રમાણે સમજવું ઉચિત લાગે છે. અહિં જે ભુંડાઇની વાત કરેલી છે તે અશુદ્ધ દૈહિક વિષયોને લગતી છે. પહેલા સૈકાના વિદેશીઓમાં કુચાલ અધિક વધી ગઇ હતી, તે સાધારણે થતી દૈહિક અશુદ્ધતાથી ખ્રીસ્તીઓએ દૂર રહેવું, એવો પાઉલ પ્રેરિત વારંવાર બોધ કરતો (જુઓ રૂમી. ૧૨; ૧, ૨. ૧ કરીં. ૫; ૭, ૮. ૨ કરીં. ૭; ૧. ગલા. ૫; ૧૯–૨૪. ૧ થેસ્સા. ૪; ૩–૭).

પાપની અહિં આપેલી ટીપ ધ્યાનમાં લેવા લાયક છે. નિંધ દુષ્કૃત્ય થાય છે તે માંહેની અશુદ્ધતાને લીધે છે (સરખાવો ગલા. ૫; ૧૯. એફે. ૫; ૩). અશુદ્ધતામય મનમાં વિષયી લાગણીઓ હોવાથી અનેક પ્રકારની ભુંડી ઇચ્છાઓ ઉદ્ભવે છે. એવા મનમાં પણ અધિક સ્વાર્થ હોવાથી લોભ સવિશેષ હોય છે. "લોભ" એટલે દ્રવ્યલોભ, એમ ન સમજવું, પરંતુ તેનો સામાન્ય અર્થ કરીને દેહની તૃપ્તિનો લોભ સમજવો (જુઓ એફે. ૪; ૧૯ : ૫; ૩ નો ખુલાસો). દ્રવ્યલોભ સઘળી ભુંડાઇનું મૂળ છે (૧ તીમો. ૬; ૧૦) તેમ આ લોભ સઘળી અશુદ્ધતાનું મૂળ હોય એવી સૂચના અસલ વાક્યરચનામાં રહેલી છે. વળી તે મૂર્તિભક્તિ કહેવાય છે (સરખાવો એફે. ૫; ૫), તેથી લોભનો સમૂળગો નાશ કરવાની ખાસ અગત્ય સૂચવાય છે. લોભી માણસ પોતાનાજ સ્વાર્થ તરફ જુએ છે, પ્રભુ ભણી તેની દૃષ્ટિ ફેરવવામાં આવતી નથી; ઈશ્વરસેવાને બદલે પોતાના સ્વાર્થનીજ સેવા કરે છે તેથી તે મૂર્તિભક્ત સમાન છે, એ હરકોઇ ખ્રીસ્તીને સારૂ બહુજ ગંભિરતા ભરેલો વિચાર છે.

**એ [કામો] ને લીધે આજ્ઞાભંજનના દીકરાઓ પર દેવનો કોપ આવે છે.** "આજ્ઞાભંજનના દીકરાઓ પર" એ શબ્દો એફે. ૫; ૬ માંથી લીધેલા છે, એવો કેટલાક વિદ્વાનોનો અભિપ્રાય છે, માટે તેઓ સદરહુ શબ્દો આ વાક્યમાંથી બાદ કરવાની ભલામણ કરે છે. પરંતુ એક (એટલે B) સિવાય બધા મહદાક્ષરી હસ્તલેખોમાં તેમ બીજા હસ્તલેખોમાં તથા જુના તરજુમામાં આ શબ્દો આ વાક્યમાં સમાયલા જણાય છે તેથી તે બાદ કરવાનું પુરતું કારણ દીસતું નથી.

પદ ૬.

ઈશ્વરકોપની જે અનેક વાત નવા કરારમાં આવે છે (જુઓ યોહા. ૩; ૩૬. રૂમી. ૧; ૧૮ : ૨; ૫, ૮ : ૫; ૯ : ૯; ૨૨. એફે. ૨; ૩. ૧ થેસ્સા. ૧; ૧૦. પ્રક. ૬; ૧૬ : ૧૯; ૧૫) તે જોવાથી માલમ પડે છે કે "ઈશ્વરકોપ" શબ્દ પાપને લીધે દેવે કરેલો ન્યાયચુકાદો સૂચવે છે. આ જીંદગીમાં પણ આ કોપ કેટલેક અંશે પ્રગટ થાય છે, કેમકે પાપીના દેહમાં પાપની દુઃખદ તથા હાનીકારક અસર જણાય છે. પરંતુ આ કોપ ન્યાયકાળે પુરેપુરો પ્રગટ કરવામાં

આવશે. તેથી બચાવનાર પ્રભુ ઇસુ છે, ને જે પાપીઓ તેની વાતનો નકાર કરીને તેના આશ્રયને તુચ્છકારે છે તેમના પર તે કોપ તુટી પડશે. ભુંડાઇને લીધેજ આ કોપ પ્રગટાય છે, ને વળી જેઓ અણકહ્યાગરા રહે છે તેઓજ તેનો અનુભવ કરશે, એવું આ વાક્યમાંની વાતથી જણાય છે. "આવે છે" શબ્દ તે કોપ પ્રગટ થવાનો નિશ્ચય સૂચવે છે (સરખાવો યોહા. ૪ ; ૨૧). દેવ પ્રીતિ છે, પરંતુ જેઓ તેની પ્રીતિમાં રહેવા ચાહતા નથી તેમને સારૂ "ઇન્સાફની બિહામણી વાટ જોવી...એજ રહે છે" (હેબ્રી. ૧૦ ; ૨૭). માટે ખ્રીસ્તની સુવાર્તા સાંભળીને આવનાર ક્રોધથી નાસવાની ચેતવણી પામવી (માત્થી ૩ ; ૭).

**તેમાં તમે પણ અગાઉ ચાલતા હતા.** "તેમાં" એટલે તે કામોમાં. પદ ૫ માં જે ભુંડાઇની વિગત આપી છે—જે કુકર્મોને લીધે દેવનો કોપ આવે છે—

પદ ૭.

તેમાં આ કલોસ્સીઓ ખ્રીસ્તની સંગત કર્યા અગાઉ, બીજા વિદેશીઓની પેઠે, પોતાની જીંદગી કાઢતા હતા (સરખાવો ૧કરીં. ૬ ; ૧૧. એફે. ૨ ; ૨). પરંતુ સદરહુ અશુદ્ધતાના માર્ગમાં એકે પગલું ન ભરવું, એવી તેઓની હાલની ફરજ છે. તેઓનો હાલનો માર્ગ છેક જુદો છે (એફે. ૨ ; ૧૦ : ૪; ૧૭ : ૫ ; ૨ ). કેટલાએક ટીકાકારો "તેમાં" ને બદલે "તેઓમાં" એટલે આજ્ઞાભંજનના દીકરાઓમાં, એ અર્થ કરે છે, પરંતુ અહિં આવેલું સર્વનામ ઉપર કહેલાં અશુદ્ધ કૃત્યો સૂચક છે એમ માનવું યુક્ત દીસે છે. એવાં કામ કરવાનો કલોસ્સીઓનો અગાઉ રિવાજ હતો, એવું પ્રેરિત તેમને યાદ દેવડાવે છે.

**"[એટલે] તમે તેમાં જીવતા ત્યારે.** આવાં દુષ્કર્મો તથા દુર્વાસનાઓમાં જાણે તેમનું જીવન હતું તે વખતે તેઓ આ ભુંડાઇના માર્ગમાં ચાલતા હતા. તેઓ ખ્રીસ્તની સંગત કર્યાથી જગતના સંબંધમાં મુઆ ત્યાર પહેલાં જગતની ભુંડાઇ તેમના શ્વાસોચ્છ્વાસ જેવી હતી. વિષયવિલાસ ભોગવવો તેજ જીવવું છે એમ તેઓ બીજા વિદેશીઓની પેઠે માનતા હતા. ભુંડાઇમાં તેમનું જીવન હતું, એટલે ભુંડાઇમાં તેઓ ચાલતા. પરંતુ હવે ખ્રીસ્ત તેમનું જીવન છે માટે ખ્રીસ્તમાં તેમનું ચાલવું પણ થયું છે (સરખાવો ગલા. ૫ ; ૨૫).

**પણ હાલ તે સઘળું તમે પણ તજી દો, [વળી] રીસ, ક્રોધ, ખુન્નસ, નિંદા [તથા] તમારા મુખમાંથી [નીકળતી] ગાળ [તજો].** આ

પદ ૮.

વાક્યનો સંબંધ પદ ૫ સાથે છે ને વચ્ચે આવેલાં બે વાક્યો જાણે કાંસમાં આવેલાં સમજવાં, એવો કેટલાએકનો અભિપ્રાય જણાય છે. તથાપિ "હાલ" શબ્દ આગલા વાક્યમાં આવેલા "અગાઉ" શબ્દથી વિરોધ દર્શક હોવાથી પદ ૭ની સાથે પણ સંબંધ જણાય છે. ખ્રીસ્તી થયા પહેલાંની વર્તણુક સંભરાવ્યા પછી પ્રેરિત હાલની જોઇતી વર્તણુક વર્ણવે છે,

એ સિદ્ધ છે. પદ ૫ માં કહેલાં પાપ તજી દેવાં, એટલુંજ નહિ પણ અહિં જે જુદા પ્રકારનાં પાપની વાત કરેલી છે, એટલે ગુસ્સાને લગતા વિચારો તથા બોલ તે પણ પોતાથી દૂર કરવાની જરૂર છે. એવી વર્તણુક મેલાં કપડાં હોય એમ તે ઉતારીને નવી જીવનવૃત્તિ ધારણ કરવી જોઇએ (પદ ૯, ૧૦. સરખાવો એફે. ૪ ; ૨૨-૨૫, ૩૧). હાલ તમે અવિશ્વાસી વિદેશીઓ નથી, પણ વિશ્વાસી થયલા છો માટે ખ્રીસ્તના લોકોની રીત મુજબ તમારે પણ બધી ભુંડાઇ પોતાથી દૂર કરવી, એવો બોધ અહિં કલોસ્સીઓને આપવામાં આવે છે.

રીસ, ક્રોધ તથા ખુન્નસ, એ ત્રણેની વાત એફે. ૪ ; ૩૧ માં કરેલી છે (તે વાક્યનો ખુલાસો જુઓ). "રીસ" એટલે કોઇ પર મનમાં રહેલો બળાપો ; "ક્રોધ" એટલે ક્રોધાવેશ ; તેમાં મનમાં રહેલો ગુસ્સો સળગી ઉઠીને બાહ્ય દેખાવ તથા વર્તણુકમાં પ્રગટાય છે ; "ખુન્નસ" એટલે કોઇનું ભુંડું કરવાની ઇચ્છા (રૂમી. ૧ ; ૨૯ માં "અદાવત"). આવી અપ્રેમયુક્ત મનોવૃત્તિઓ હોય તો તે મુખની વાત વડે પ્રગટ કરાય છે, ને તેથી પડોસીની નિંદા કરાય છે (રૂમી. ૩ ; ૮. ૧ કરીં. ૧૦ ; ૩૦. તીત. ૩ ; ૨), એટલુંજ નહિ પણ મલિન બિભત્સ વાત વડે તેનો અપમાનયુક્ત તિરસ્કાર કરવામાં આવે છે. આવી મનોવૃત્તિઓ તથા આવો અનુચિત બોલવાનો રિવાજ ગુજરાતના ખ્રીસ્તીઓમાં અસાધારણ નથી, પરંતુ તે જુની જીવનવૃત્તિની વાતો છે માટે તે પુરી રીતે તજી દેવાની ખાસ જરૂર છે, એવું સમજીને ખ્રીસ્તની સંગત રાખનારાએ એ અશુદ્ધ રીત છેક મુકી દેવીજ જોઇએ.

**એક બીજા પ્રત્યે જુઠું ન બોલો.** વિશ્વાસીઓ ખ્રીસ્તના શરીરમાં સાથી અવયવો છે, માટે એક બીજાને અસત્ય ન કહેવું, એવી એફે. ૪ ; ૨૫ માં આવેલી પાઉલની શિખામણ છે, તેવી અહિં પણ સૂચના રહેલી સંભવે છે. અસત્ય બોલવાનો રિવાજ સામાજિક દોષ ગણાય છે, કેમકે તેથી જુઠું બોલનારની સાથે સંબધ રાખનારાઓનું અહિત થાય છે. પરંતુ તે ઉપરાંત તે પ્રભુની આજ્ઞાનું તોડનારૂં પાપ છે,—જુની અશુદ્ધ સ્થિતિનું એક લક્ષણ છે, એ પ્રેરિત ભૂલી ગયો નથી.

પદ ૯.

**[કેમકે] તમે જુનું માણસપણું તેનાં કૃત્યો સુદ્ધાં ઉતારી મૂકયું છે.** આ કારણસૂચક તરજુમો ઘણા ખરા ટીકાકારોના ખુલાસાને અનુસરતો છે, પરંતુ ડા. લાઇટ્ફુટ જેવા વિદ્વાનનો એવો અભિપ્રાય હતો કે અહિં આવેલા કૃદંતનો અર્થ આજ્ઞાર્થ સમજવો (સરખાવો રૂમી. ૧૩ ; ૧૨. એફે. ૪ ; ૨૪). બન્ને પક્ષની દલીલ ધ્યાનમાં લેતાં આપેલો તરજુમો જે અંગ્રેજી આવૃત્તિને મળતો છે તે પસંદ કરવા યોગ્ય જણાય છે. કલોસ્સેના વિશ્વાસીઓ જગતના સંબંધમાં ખ્રીસ્ત સાથે મુઆ ત્યારે જુની જીવનવૃત્તિ સાથેનો સંબંધ તોડવામાં આવ્યો હતો. હવે તે સંબંધ સદાને માટે તુટયો છે જેની સાબિતી તેઓએ પોતાની વર્તણુકથી રજુ

કરવી. અસત્ય સાથે સંબંધ તુટયો માટે જુઠું બોલવાની ટેવ છોડી દેવી. મનમાં સત્ય રાખીને મ્હોથી સત્યજ ઉચ્ચારવું. જુની ટેવો તજવી સહેલું નથી, તેનો ત્યાગ કરવાને કષ્ટરૂપી પ્રયત્નો કરવાની અગત્ય પડે છે. માંદા માણસનો રોગ મટે ત્યાર પછી રોગની અસરને લીધે શરીરમાં નબળાઇ દાખવે છે કે જેથી વખતે ઠોકર ખવાય ને પડી પણ જવાય, પરંતુ ખ્રીસ્તના આપેલા સત્યરૂપી ઓસડથી તેમ તેનાથી પીરસેલા પુષ્ટિકારક અન્નથી આત્મિક શક્તિનો વધારો જલદી થાય, એમ છે. માટે બધાં અશક્ત કરનારાં વાનાં તજીને પ્રભુએ બતાવેલો ખોરાક ખાધાથી સદ્માર્ગમાં ચાલવાને બળ મળે છે, એ ભૂલવું નહિ.

અહિં આવેલા ક્રિયાપદથી પાઉલ સૂચવે છે કે તમે ખ્રીસ્ત પરના વિશ્વાસની કબૂલાત આપતી વખતે જુના માણસપણારૂપી ગંદાં કપડાં ઉતારી મૂક્યાં (જુઓ ૨; ૧૧, ૧૫), તેથી અસત્યરૂપી વસ્ત્ર હવે પહેરવું નહિ (જુના માણસપણાની વાત રૂમી. ૬; ૬. એફે. ૪; ૨૨ માં કરેલી છે તે વાક્યોના ખુલાસા જોવા). માંહેનું માણસપણું (રૂમી. ૭; ૨૨. ૨ કરીં. ૪; ૧૬. એફે. ૩; ૧૬) દેહની સત્તા તળે રહે ત્યાં સુધી તે જુનું માણસપણું કહેવાય છે. "જુનું માણસપણું" મનની અંદર રહેનારી તથા બાહ્ય વર્તણુકમાં દેખાવ દેનારી અશુદ્ધતાસૂચક છે, એટલે અવિશ્વાસી માણસની બગડેલી સ્થિતિરૂપ છે. તથાપિ ખ્રીસ્ત પર વિશ્વાસ કર્યાથી પાપ સાથેનો સંબંધ તોડાય છે ત્યારે જુનું માણસપણું ઉતારી મૂકવામાં આવે છે,—હા, તેનો નાશ કરવામાં આવે છે, માટે જુની અશુદ્ધ સ્થિતિમાં જે કૃત્યો કરાતાં તેનો પણ નાશ થાય છે. કોઇ માણસનું મરણ થાય છે ત્યારે તે કોઇ પણ કૃત્ય કરવાને અશક્ત હોય છે, તેમ જુનું માણસપણું ખ્રીસ્તને વધસ્તંભે જડાય છે ત્યારે તેનાં ભુંડાં કામનો અંત આવે છે. તેથી સ્પષ્ટ છે કે વિશ્વાસી વિદેશીઓ જે અશુદ્ધ તથા અસત્ય કૃતિઓ અગાઉ કરતા તેવાં કામ ખ્રીસ્તીઓએ હવેથી નજ કરવાં.

**ને જે નવું [માણસપણું] તેના સૃજનારની પ્રતિમા પ્રમાણે જ્ઞાનને અર્થે નવું કરાતું જાય છે તે તમે પહેર્યું છે.** ગંદાં કપડાં કાઢીને

પદ ૧૦.

સ્વચ્છ વસ્ત્ર ધારણ કરવાની જરૂર છે તેમ જે જુનું માણસપણું ઉતારી મૂક્યું તેને બદલે નવું માણસપણું પહેરવું. "નવું" અર્થના બે જુદા શબ્દ આ વાક્યમાં મળે છે તેમાંનો પહેલો શબ્દ સમયસૂચક છે ને બીજો સ્થિતિસૂચક છે. "ઘણા દિવસ સુધી જે ભુંડી રીતો તમે રાખતા તે તમે થોડાંજ વરસ ઉપર તજી દીધી, ને હમણાં તમારી જે વર્તણુક તે પહેલાંની વર્તણુકથી તદ્દન જુદી છે; વળી તમારી આત્મિક સ્થિતિમાં જે સુધારો થયો છે તે અધિકાધિક થતો જાય છે," એ પ્રેરિતની વાતનો મુદ્દો જણાય છે. માંહેનું માણસ જ્યારે દેહની સત્તા તળેથી છુટીને ઈશ્વરના આત્માની પવિત્ર અસરનો અનુભવ કરે છે ત્યારે તે નવું માણસપણું થાય છે. ખ્રીસ્તની સંગતમાં

રહેવાથી વિશ્વાસ કરનારની ઇચ્છાઓ, ધારણાઓ તથા રીતો બદલાઇને પવિત્ર કરાય છે ત્યારે તેણે નવું માણસપણું પહેર્યું કહેવાય. આ નવા માણસપણા વિષે અહિં ચાર જાણવા લાયક વાત જાહેર થાય છે.

(૧) નવું માણસપણું નવી ઉત્પત્તિ સમાન છે (સરખાવો ૨ કરીં. ૫ ; ૧૭. ગલા. ૬ ; ૧૫). ઈશ્વરે ભૌમિક અવ્યવસ્થામાંથી વ્યવસ્થિત ભૂમિ સૃજી તેમજ પાપની અવ્યવસ્થામાં રહેલા માનવાત્માને પવિત્રતામાં વ્યવસ્થિત કરીને તે નવું માણસપણું સૃજે છે. ખ્રીસ્ત સૃજનાર છે એવો ખ્રીસોસ્તોમનો અભિપ્રાય હતો, પરંતુ સૃજનાર તે ઈશ્વર પિતા છે એમ માનવું યોગ્ય છે. દેવપુત્ર વડે ઈશ્વરપિતાએ બધું સૃજાવ્યું તેમ ખ્રીસ્તનાં કામ વડે (રૂમી. ૬ ; ૪) નવી આત્મિક સૃષ્ટિ ઈશ્વરથી સૃજવામાં આવે છે. દેવના અદ્દભુત પરાક્રમી કૃત્ય વિના નવું માણસપણું કરાતું નથી.

(૨) નવું માણસપણું સૃજવું તે નવીનકરણ છે, ને તે નવીનકરણ સંપૂર્ણ કરાતું જાય છે. ભૌમિક સૃષ્ટિ એક પળમાં થઇ ન હતી. ભૂમિ પાણીથી જુદી કરાઇને બીને સારૂ તૈયાર થઇ ત્યાર પછી વનસ્પતિની ઉત્પત્તિ થઇ. પછી ક્રમવાર જાતજાતનાં પ્રાણીઓ ઉત્પન્ન થયાં ને છેવટે માણસને ઇશ્વરની પ્રતિમા પ્રમાણે સૃજવામાં આવ્યું. તેવીજ રીતે આત્મિક સૃષ્ટિ એકાએક પુરી થતી નથી. નવી ઉત્પત્તિમાં બધાં જુનાં લક્ષણો તથા રિવાજો બદલાય છે એટલે સઘળું નવું કરાય છે; તથાપિ આ નવીનકરણ એકદમ પુરૂં થતું નથી—તે નિરંતર થતું જાય છે, એવું માલમ પડે છે. માટે ખ્રીસ્તના થયલા છીએ તે યાદ રાખીને જુની વાતો મૂકીને નવીનકરણ પામવાનાં સાધન વાપરવાં, ને જો કોઇ વખતે આપણી આત્મિક વૃદ્ધિ વિષે નિરાશા ઉપજે તો આપણું નવીનકરણ થતું જાય છે એ વિચારથી દિલાસો પામવો.

(૩) સૃજનારની (એટલે ઈશ્વરની) પ્રતિમા મુજબ નવું માણસપણું કરાય છે. ખ્રીસ્ત ઈશ્વરની પ્રતિમા છે (૧ ; ૧૫. ૨ કરીં. ૪ ; ૪) તે ઉપરથી કેટલાએક ખુલાસો કરે છે કે નવું માણસપણું ખ્રીસ્ત પ્રમાણે સૃજાય છે એવી અહિં સૂચના રહેલી છે. પરંતુ અહિં આપેલી સૂચના માણસની ઉત્પત્તિ વિષે જણાય છે (જુઓ ઉત્પ. ૧ ; ૨૬-૨૮). માણસ ઇશ્વરની પ્રતિમા પ્રમાણે સૃજાયલું હતું પણ પાપની અસર વડે તે પ્રતિમા બગડી તેથી આત્મિક પુનરૂત્થાનની અગત્ય પડી. તે પુનરૂત્પત્તિએ કરીને માણસ ફરીથી ઈશ્વરની પ્રતિમામાં સૃજાય છે—એટલે દેવના જેવા સદ્દગુણો તેનામાં ઉદ્દભવે છે ; વળી ઉદ્દભવેલા સદ્દગુણો નિરંતર વધતા જાય છે, માટે સૃજનારની પ્રતિમા પ્રમાણે નવું માણસપણું નવું કરાતું જાય છે, એમ કહેવાય.

(૪) વળી નવું માણસપણું જ્ઞાનને અર્થે નવું કરાતું જાય છે, એટલે નવીનકરણનો ઉદ્દેશ તથા પરિણામ જ્ઞાનપ્રાપ્તિ છે. "જ્ઞાન" અર્થનો અહિં આવેલો

શબ્દ ૧; ૯, ૧૦: ૨; ૨. એફે. ૧; ૧૭માં આવે છે, એ વાક્યોના ખુલાસા જોવાથી માલમ પડશે કે સદ્જ્ઞાનની, એટલે ઈશ્વર વિષે તથા ઈશ્વરી મર્મો વિષેના ખરા જ્ઞાનની આ વાત છે. પાખંડીઓનું જ્ઞાન નામનુંજ હતું, ફુલાવનારૂં, મિથ્યા તેમજ નિરર્થક હતું, પણ ખ્રીસ્તની સંગત કરવાથી જે નવા માણુસપણાની ઉત્પત્તિ થાય છે તેનું પરિણામ આત્મિક વાત વિષેનું સુજ્ઞાન છે. ઈશ્વરેચ્છાનુસાર ચાલતાં ચાલતાં તેના મર્મોની સમજણ પડે છે (યોહા. ૭; ૧૭). નવીનકરણે કરીને ઈશ્વરી જીવનના ભાગીદારો થઇએ છીએ માટે ઈશ્વરી વિષયો સમજવાને સામર્થ્ય પામીએ છીએ.

જેઓમાં આ નવી ઉત્પત્તિ થયલી છે તેઓ જુની અશુદ્ધતા સાથે કેમ સંગત રાખે? દેવની પ્રતિમામાં સૃજાતાં તેઓ રોજ પવિત્રતામાં વૃદ્ધિ તથા આત્મિક જ્ઞાનપ્રાપ્તિ પામે છે, માટે અગાઉના દુષ્ટ રિવાજ પ્રમાણે તેઓએ વર્તવું નહિ.

**તેમાં હેલેની ને યહુદી, સુનત [પામેલો] ને બેસુનત, બારબારી, સ્કુથી, દાસ, સ્વતંત્ર, એવો [ભેદ] હોતોજ નથી.** "તેમાં" એટલે નવા માણુસપણામાં—એટલે પુનર્જન્મ પામેલા માણુસની આત્મિક જીવનવૃત્તિમાં. માણસ મધ્યે રીત રિવાજના સંબંધમાં ગમે તે કુળનો, ધર્મનો કે સ્થિતિનો ભેદ હોય તો પણ આત્મિક જીવનના સંબંધમાં ભેદ નથી. ગમે તે નાતજાતનો માણસ હોય તો પણ તેને સારૂ એ જીવન છે માટે તે ઈશ્વરકૃપાથી તે પામી શકે છે, તેથી ખ્રીસ્તના લોકોમાં એવા ભેદ ન રાખવા. અહિંની વાત સાથે ગલા. ૩; ૨૮ સરખાવતાં માલમ પડે છે કે તે વાક્યમાં ધર્મ, સ્થિતિ તથા જાતિને લગતા ભેદની વાત કરેલી છે. અહિં અધિક ભેદ સૂચવાય છે તેનું કારણ કલોસ્સેમાંની મંડળીમાં થતા બોધ ભણી જોતાં સમજાય છે.

પદ ૧૧.

(૧) હેલેની તથા યહુદી વચ્ચેનો ભેદ જન્મથી થતા આત્મિક ફાયદાઓને લગતો છે. ધર્મના સંબંધમાં યહુદીઓને ઘણાજ લાભ મળ્યા હતા (રૂમી. ૩; ૧, ૨: ૯; ૪). એવા લાભ હેલેની ભાષા બોલનારા વિદેશીઓને થયા ન હતા, પરંતુ જેમ યહુદી માણુસ ખ્રીસ્તની સંગતમાં આવીને નવીનકરણ પામે તેવીજ રીતે હેલેની વિદેશી પણ તેજ આશીર્વાદ મેળવી શકે.

(૨) સુનત ને બેસુનત વચ્ચેનો ભેદ વિધિયુક્ત પ્રતિષ્ઠાને લગતો છે. કોઇ વિદેશી માણુસની મરજીમાં આવે તો તે યહુદી ધર્મમાં ભળીને સુનત પામી શકે. જેઓ ખ્રીસ્તી થયા પહેલાં યહુદીઓના એકેશ્વર મતથી તથા જુના કરારમાં આવેલા નીતિયુક્ત ધર્મબોધથી આકર્ષાઇને સુનતી થયા હતા એવા માણુસો કલોસ્સી ખ્રીસ્તીઓમાં સમાયલા હશે. પરંતુ એવા સુનતીઓને ખ્રીસ્તની સુવાર્ત્તા પ્રમાણે કંઇ વિશેષ લાભ મળતો નથી (૧ કરીં. ૭; ૧૯. ગલા. ૫; ૬: ૬; ૧૫). ખ્રીસ્ત પર વિશ્વાસ કરવાથી માણુસ નવું કરાય છે, પછી તે સુનતી હોય કે બેસુનત.

માટે સુનતથી થતા લાભ વિષે કલોસ્સીઓને જે મનોહર બોધ કરવામાં આવતો તે માનવા લાયક ન હતો.

(૩) "બારબારી, સ્કુથી" એ શબ્દો જંગલી, અણસુધરેલા લોકસૂચક છે, માટે આવા અભણ તથા અસભ્ય લોક તથા "જ્ઞાનીઓ" વચ્ચેનો ભેદ અહિં યાદ આવે છે. પાખંડીઓ શિખવતા હશે કે "અમારૂં પ્રગટ કરેલું જ્ઞાન પામીને જેઓ 'ફિલસુફ' બને છે તેઓજ પુરી રીતે પરમ હિત સાધી શકે છે." પરંતુ પાઉલ જણાવે છે કે હેલેની ભાષા ન જાણનારા તથા ઢોર જેવા અણસમજુ ગણાયલા બારબારીઓ (રૂમી. ૧ ; ૧૪), તેમ જંગલીમાં જંગલી જે નિર્દય સ્વભાવના સ્કુથી* લોકો ક્રૂર રાની શ્વાપદ જેવા લેખાય છે, તેવી ધિક્કારાયલી પ્રજામાંથી જે કોઇ તારનારને શરણે થાય તેનું પણ નવીનકરણ થઇ શકે છે.

(૪). રૂમી રાજ્યમાં "દાસ, સ્વતંત્ર" નો ભેદ સાધારણ હતો. ગુલામ રાખવાની રીતિ એટલે સુધી વધી ગઇ હતી કે ઘેરેઘેર ધણીના પૂર્ણ અધિકાર તળે રહેનારાં દાસદાસીઓ મળતાં. કેટલાકનું ધારવું છે કે આ પત્ર લખતી વેળાએ પાઉલના મનમાં ફિલેમોનના દાસ ઓનેસીમસ વિષે વિશેષ ચિંતા હતી તેથી આ ભેદની વાત અહિં કરી, પરંતુ ગલાતીઓને લખેલા પત્રમાં પણ આ ભેદની વાત મળે છે તેથી પ્રેરિતના જમાનામાં સ્થિતિના સંબંધમાં માણસોના વર્ગ પાડતાં આ ભેદનો ઉપયોગ કરવો સ્વાભાવિકજ જણાય છે. તે વખતનો દરેક જણ સ્વતંત્ર છે કે પરતંત્ર તે સહેજ માલમ પડતું. ગુલામગીરીમાં રહેનારા દાસને તુચ્છકારવામાં આવતા, ને સ્વતંત્રતા પામેલા ધણીઓ માનયોગ્ય ગણાતા, પરંતુ પાઉલ બતાવે છે કે નવીનકરણના સંબંધમાં ઈશ્વર આગળ બન્ને સરખાજ છે. દાસ તથા ધણીની આત્મિક અગત્ય એકજ, તેમ બન્નેને સારૂ નવીનકરણનો એકજ ઉપાય છે, ને તે ઉપાય બન્નેના લાભમાં સરખી રીતે આવે છે, કેમકે પ્રભુ પાસે પક્ષપાત નથી (પદ ૨૫. એફે. ૬ ; ૯).

**પણ ખ્રીસ્ત સર્વ તથા સર્વમાં છે.** નવી જીવનવૃત્તિમાં જે ભેદની વાત હોતી નથી તેની હકીકત આપ્યા પછી તે જીવનવૃત્તિમાં જે સવિશેષ ગણાય છે તે વિષે પ્રેરિત જણાવે છે કે તે ખ્રીસ્ત પોતે છે. નવું જીવન પામેલો માણસ જન્મથી ગમે તે કોમનો કે પંથનો હોય, ગમે તે ધર્મને લગતી બાહ્યક્રિયાઓ પાળતો હોય, ગમે તે સાક્ષર વિદ્વાન હોય કે અભણ ગ્રામ્ય કે જંગલી માણસ હોય, ગમે તે મોટા ઘરનો સાધિકાર ધણી હોય કે તાબેદાર નોકર હોય, તો પણ ખ્રીસ્ત સિવાય તેની આત્મિક જીંદગીનો બીજો આધાર નથી. સુદરહુ ભેદની વાતો નવીનકરણના સંબંધમાં કંઇજ વિસાતમાં નથી. ગમે તે નાતજાતનો માણસ હોય તો પણ નવી જીવનવૃત્તિ કરવા માગે તો "ખ્રીસ્ત સર્વ છે," એ

---

* હિંદુસ્તાનમાં પહેલા સૈકામાં આવેલા શક લોકો સ્કુથીઓની એક કોમના માણસ હતા.

પાયારૂપી વાત પર તેણે આધાર રાખવો. બીજી કોઇ પણ વાત પર આધાર રાખે તો તેનું આત્મિક જીવન સ્થિર રહેવાનું નથી. ધર્મસૂત્રો, બાહ્યક્રિયાઓ, વિદ્યાભ્યાસ, સામાજીક પ્રતિષ્ઠા, એવી એવી વાતો પર હજુ સુધી ઘણાઓની સદ્ગતિની આશા રહેલી છે, પરંતુ આત્મિક સુધારાના ઉપાય તરીકે તે સઘળાંની સમાપ્તિ ખ્રીસ્તે કરી છે. કેવળ તેની સાથે સંગત કરવાથી નવું માણસપણું સૃજાય છે; તેનાથીજ સંપૂર્ણતા મળે છે (૧; ૧૯: ૨; ૧૦); તેનામાં રહીને બધા એકજ ધર્મ પાળનારા તથા એકજ કુટુંબના થાય છે; તેનામાં હરકોઇને સુજ્ઞાન મળે છે; તેનામાં બધા છુટાપણું પામે છે, તો પણ પોતાની રાજીખુશીથી પ્રભુના દાસ થઇ જાય છે. ખ્રીસ્તમાં ભેદ નથી તેમ ખ્રીસ્ત સિવાય ખરો સુધારો કે સદ્ગતિ કરાવનાર બીજો કોઇ નથી (પ્રે. કૃ. ૪; ૧૨). આત્મિક કલ્યાણ પામવું હોય તો તેના પર આધાર રાખવો આવશ્યક છે.

ખ્રીસ્ત સર્વ છે એટલુંજ નહિ પણ તે સર્વમાં છે. માણસનો ગમે તે ધર્મ કે સ્થિતિ હોય તો પણ તેનામાં આવીને રહેવાની ખ્રીસ્તની ઇચ્છા છે. કોઇને તે તજી દેનાર નથી. હરકોઇ માણસનું હૃદય ખ્રીસ્તના રહેઠાણરૂપ થઇ શકે, પછી તેની કોમ કે જાત ગમે તેવી હોય. ગલા. ૩; ૨૮ માં કહેલું છે કે, "તમે બધા ખ્રીસ્તમાં એક છો." અહિં આ પત્રના વિશેષ બોધ મુજબ ખ્રીસ્ત સર્વમાં રહેનાર સંપૂર્ણતા તથા વૃદ્ધિ કરાવનાર અધિકારી જણાય છે (૧; ૧૭: ૨; ૧૦, ૧૯). બન્ને વાત તારનારના આપેલા શિક્ષણ પ્રમાણેજ છે. તે તેના લોકમાં, ને તેના લોક તેનામાં, એવો અન્યોન્ય પવિત્ર તથા આશીર્વાદિત સંબંધ ખ્રીસ્ત તથા ખ્રીસ્તીઓ વચ્ચે કરાય છે (યોહા. ૧૪; ૨૦). આ સંબંધથી ખ્રીસ્ત સાથે જોડાઇએ તોજ આપણી જીવનવૃત્તિમાં એવો અજાયબ ફેરફાર થાય કે આપણામાં નવું માણસપણું દેવની પ્રતિમા પ્રમાણે સૃજાયલું તથા નિત્ય નવું કરાતું માલમ પડી આવે.

પછી પદ ૧૨–૧૭માં નવા માણસપણારૂપી વસ્ત્રોની વિગત આપવામાં આવે છે. જેઓ તારનારના સંબંધમાં આવીને જુની જીવનવૃત્તિ તજી દે છે, તેઓએ દેવના પ્રિય તથા અર્પિત લોકને શોભે એવા સદ્ગુણ ગ્રહણ કરવા. દયા, નમ્રતા, સહનતા, ક્ષમા, પ્રીતિ તથા શાંતિ, એવાં સુલક્ષણો ખ્રીસ્તને અનુસરનારામાં આવશ્યક છે. વળી માહોમાંહે શિક્ષણ તથા ચેતવણી આપીને દેવનાં સ્તોત્રો ગાવાં, ને ઉપકાર માનતાં પ્રભુ ઇસુને નામે બધું કરવું.

**એ માટે દેવના પસંદ કરેલા, પવિત્રો તથા વહાલાઓ [તરીકે]...**

નવું માણસપણું પહેર્યાની વાત પદ ૧૦ માં આવી હતી તે ઉપરથી પાઉલ નવા માણસને શોભતા સદ્ગુણો ધારણ કરવાનો બોધ આપે છે. ખ્રીસ્તીઓ નવી ઉત્પત્તિ સમાન છે, તેનું કારણ અહિં સૂચવાય છે. તેઓ દેવના પસંદ કરેલા છે. જગતના મંડાણની અગાઉ તેઓની પસંદગી ઈશ્વર કૃપાથી થઇ હતી એ સારૂ કે તેઓ પવિત્ર તથા નિર્દોષ થાય (એફ. ૧;

પદ ૧૨.

૪), તે કારણથી સઘળા સદ્ગુણ ગ્રહણ કરવાની ફરજ તેમને શિર રહેલી છે: સુવાર્તાઓમાં "તેડેલા" તથા "પસંદ કરેલા" માં ફેર છે (મા. ૨૨ ; ૧૪),— તેડું પામીને જેઓ અંત સુધી વિશ્વાસુ રહે છે તેઓ પસંદ કરેલા નીવડે છે (મા. ૨૪ ; ૩૧. માર્ક ૧૩ ; ૨૭. લુક ૧૮ ; ૭). પરંતુ પાઉલ પ્રેરિતના પત્રોમાં "તેડું" તે શબ્દથી "સાર્થક તેડું" સૂચવાય છે, માટે તેડેલા તથા પસંદ કરેલામાં પાઉલ કંઇ ફેર જણાવતો નથી (રૂમી. ૧૧ ; ૨૮, ૨૯). દેવે પોતાના લોકને જગતમાંથી પસંદ કીધા, તેમ તેઓને જગતમાંથી તેડ્યા, માટે તેઓએ જગતની ભુંડાઇથી દૂર રહીને ઈશ્વરની પ્રતિમા પ્રમાણે નવી ઉત્પત્તિ સમાન થવું. તેથી દેવના પસંદ કરેલા "પવિત્રો" કહેવાય છે—પવિત્રતાને અર્થે ઇશ્વરે અમારી પસંદગી કરી છે, એમ સમજીને તેઓએ દેવને અર્પિત થઇને શુદ્ધતાથી ચાલવું. વળી પસંદ કરેલા દેવને વહાલા છે (૧ થેસ્સા. ૧ ; ૪. ૨ થેસ્સા. ૨ ; ૧૩). "પસંદ કરેલા," "પવિત્ર" તથા "વહાલા" એ જે જુના જમાનાના સંતોને લાગુ પડતાં વિશેષણો છે તે નવા કરારમાં ખ્રીસ્તી લોકને પણ લગાડવામાં આવે છે (જુઓ ૧ પીત. ૨ ; ૯ રેફરેન્સ સહિત). આવાં નામ ધારણ કરનારાને શોભતાં પવિત્ર વસ્ત્ર પહેરવાની અગત્ય સ્પષ્ટ છે.

**તમે દયાળુ હૃદય, પરોપકાર, નમ્રતા, વિનય [તથા] સહનશીલતા પહેરો.** "દયાળુ હૃદય" (અસલમાં "દયાનાં આંતરડાં") એટલે કોઇનું દુઃખ જોઇને આંતરડી બળે એવો સ્વભાવ. ઇશ્વરની પ્રતિમામાં સૃજાયલા માણસને એ સ્વભાવ ઘટિત કહેવાય, કેમકે ઇશ્વર આપણા પર એવીજ દયા રાખે છે, (લુક ૧ ; ૭૮. રૂમી. ૧૨ ; ૧). "પરોપકાર" એટલે બીજાની ગરજ જોઇને તેમનું હિત ઇચ્છે, એટલુંજ નહિ પણ તેમનું હિત કરવાને ઉત્તેજીત થાય એવો સ્વભાવ (જુઓ એફે. ૨ ; ૭ નો ખુલાસો). તે સખતાઇથી ઉલટો ગુણ કહેવાય (રૂમી. ૧૧ ; ૨૨). "નમ્રતા" એટલે અહંભાવથી ઉલટો જે પોતાની નાલાયકી સમજનારો સ્વભાવ છે તે (જુઓ એફે. ૪ ; ૨ નો ખુલાસો). પાખંડીઓની કૃત્રિમ નમ્રતાથી (૨ ; ૧૮, ૨૩) આ ખ્રીસ્તના નમુના મુજબની નમ્રતા છેક જુદા પ્રકારની છે. "વિનય" બીજાઓ પ્રત્યે નમ્રભાવવાળાની વર્તણુક સૂચવે છે. તે ઉદ્ધતાઇથી ઉલટો ગુણ છે, ને તેને લીધે બીજાઓ પર ખીજવાવાનું કારણ છતાં સભ્યતા દેખાડવામાં આવે છે. "સહનશીલતા" ને લીધે ચિડવાવાનું કારણ છતાં ખામોશી રખાય છે (જુઓ ૧ ; ૧૧ નો ખુલાસો). સહનશીલ સ્વભાવ તામસી કે ચિડિયા સ્વભાવથી ઉલટો છે.

આવાં શુભ વસ્ત્ર દેવના પસંદ કરેલાઓને શોભા આપનારાં છે: ખ્રીસ્તથી જેઓ દૂર રહે છે તેઓ આવા સદ્ગુણ ધારણ કરતા નથી, પણ તેથી ઉલટા દુર્ગુણોથી આચ્છાદિત થાય છે. આપણે આવા પવિત્ર પહેરવેશ પસંદ કરીને પોતાને દેવના વહાલા બતાવવાં.

**એક બીજાનું ખમનારા તથા અન્યોન્ય માફ કરનારા થાઓ, (જો કોઇને કોઇપર ફરિયાદ હોય તો).** સરખાવો એફે. ૪ ; ૩૨. ખ્રીસ્તીઓ એક શિર સાથે સંબંધ રાખનારા શરીરના અવયવો છે,

પદ ૧૩.

એવી સૂચના આ વાક્યમાં રહેલી દીસે છે. એક બીજા સાથે ઐક્ય હોવાને લીધે પરસ્પરની પ્રીતિ રાખવી ( ૧ પીત. ૪ ; ૮ ). એવી ભાઇ પરની પ્રીતિને લીધે એક બીજાનું ખમાય છે ને એક બીજાનો દોષ માફ કરાય છે. હારેઘડીએ એક બીજાના દોષની માફી આપવાનો પ્રસંગ આવશે એમ પાઉલ લખતો નથી. ખ્રીસ્તીઓને વારંવાર એકબીજાના વાંક કરવાની જરૂર છે, એમ ન સમજવું, પરંતુ કોઇ વખતે અમુક ભાઇના મનમાં એવો નિશ્ચય થાય કે ફલાણાએ મારૂં ભુંડું કર્યું અથવા તો ધાર્યું છે, ને એવી ફરિયાદ કરવાની જરૂર પડે તો પણ અદાવતથી કે દોષિત માણસનું અહિત કરવાના ઇરાદાથી નહિ પણ ક્ષમાયુક્ત ભાવથી ભાઇનું હિત તાકીનેજ કરવી—હા, માફી આપવાને તૈયાર રહીને પણ કરવી, એવો પ્રેરિતનો આદેશ છે. ઓનેસીમસ વિષે ફિલેમોન ઉપર લખતાં તે એવીજ ક્ષમા કરવાની વિનંતી કરે છે.

**પ્રભુએ તમને માફી બક્ષી તેમ તમે પણ [ કરો ].** ખ્રીસ્તી લોકો એક બીજાના વાંક માફ કરે એ કેવળ પ્રભુ ઇસુના નમુનાનુસાર છે. માફી આપવાનું આજ કારણ એફે. ૪ ; ૩૨ માં પણ રજુ કરવામાં આવે છે. પરંતુ ત્યાં દેવે ખ્રીસ્તમાં માફી આપી કહેવાય છે, ને અહિં ખ્રીસ્ત માફ કરનાર જણાય છે. એ બે વાતમાં ફેર નથી. દેવ પાપની માફી આપનાર છે, પરંતુ ખ્રીસ્ત સદેહ થઇને આવ્યો ત્યારે બાપના અધિકારથી તે પાપની માફી બક્ષતો ( માત્થી ૯ ; ૨૦ ) તે પ્રમાણે હજુ સુધી પણ કરે છે. હવે ખ્રીસ્તે જ્યારે કૃપા કરીને આપણાં પાપ માફ કર્યાં છે ત્યારે એવીજ કૃપા એક બીજા પર રાખવી આવશ્યક છે. ભાઇનાં ઋણ માફ ન કરીએ તો પ્રભુ આપણાં ઋણ કેમ માફ કરે ? ( જુઓ માત્થી ૧૮ ; ૨૩–૩૫ ને સરખાવો માત્થી ૬ ; ૧૨ ). "પ્રભુ ઇસુ ખ્રીસ્તની કૃપા" જેઓના ઉપર વારંવાર યાચવામાં આવે છે તેઓ માહોમાંહે કૃપાયુક્ત વર્તણુક રાખી એક બીજાના વાંક માફ ન કરે તો આશીર્વચનમાં ઉચ્ચારેલું કૃપાદાન તેમને શી રીતે પ્રાપ્ત થાય ?

**તે સઘળાં ઉપર પ્રીતિ જે સંપૂર્ણતાનું બંધન છે [ તે પહેરો ].** ઉપર કહેલાં બધાં શુભ વસ્ત્ર પહેર્યાં તો પણ એ સર્વ ઉપર પહેરવેશની સંપૂર્ણતા કરનારો જભો ધારણ ન કરીએ તો વસ્ત્ર અપૂર્ણ જણાશે

પદ ૧૪.

( ૧ કરીં. ૧૩ ; ૧–૩ ). ખ્રીસ્તીઓ સંપૂર્ણ જણાય, એ ત્રાતાની ઇચ્છા છે ( યોહા. ૧૭ ; ૨૩ ), ને તેઓ સંપૂર્ણતા સુધી આગળ વધે એ સદ્ભક્તોનો બોધ છે ( હેબ્રી. ૬ ; ૧ ). જોઇતી સંપૂર્ણતા પ્રીતિ વગર ન થાય, કેમકે પ્રીતિથીજ ઇશ્વરેચ્છા પૂર્ણ કરાય છે ( રૂમી. ૧૩ ; ૧૦. ગલા. ૫ ; ૧૪ ).

ખ્રીસ્તીમાં ઉદ્દ્ભવેલા સદ્દગુણો પ્રીતિથી એકત્ર થઇને પૂર્ણ કરાય છે, માટે કોઇ વિશ્વાસીમાં ખ્રીસ્તના જેવો પ્રેમભાવ જણાય છે ત્યારે તેની આત્મિક પ્રૌઢતા વિષે ખાતરી થાય છે. વળી આવી પ્રીતિ મંડળીમાં હોય તો તે ખરા ઐક્યનું બંધન થઇને મંડળીની સંપૂર્ણતા દર્શક છે. માટે પોતામાં તથા આખી મંડળીમાં ખ્રીસ્તી માણસને શોભાવનારો પ્રેમ અધિકાધિક દેખાય, એવી પ્રાર્થના તથા કોશિશ નિરંતર કરવી. પ્રેમરૂપી બખતર પહેરીને ખ્રીસ્તી યોદ્ધા પાપ પર જય પામે છે (૧ થેસ્સા. ૫ ; ૮). પ્રીતિને ધોરણે ચાલીને દેવને અનુસરનારા થઇએ છીએ (એફે. ૫ ; ૧, ૨) માટે સર્વ સુલક્ષણો ધારણ કરીને તે ઉપર પ્રીતિ પહેરવાની આજ્ઞા ન ભૂલવી.

**વળી ખ્રીસ્તની શાંતિ કે જે [પામવા] સારૂ તમે એક શરીરમાં તેડાયલા પણ હતા તે તમારાં હૃદયોમાં પ્રમુખપણું કરે.** પ્રીતિ સાથે શાંતિનો ગાઢ સંબંધ હોય છે (જુઓ એફે. ૪ ; ૩ નો ખુલાસો).

પદ ૧૫.

ખ્રીસ્તના જેવી પ્રીતિ ધારણ કરવી એટલુંજ નહિ પણ ખ્રીસ્તે આપેલી શાંતિ (યોહા. ૧૪ ; ૨૭) પોતાના અંતઃકરણમાં પ્રમુખસ્થાને બિરાજમાન કરવી. ખ્રીસ્તની સંગત કરીને તેના રાજ્યમાં દાખલ થયા એટલે તે રાજ્યમાં પ્રસરેલી શાંતિ આપણને મળશેજ. ખ્રીસ્ત શાંતિનો સરદાર છે, એટલુંજ નહિ પણ પોતે આપણી શાંતિ છે (એફે. ૨ ; ૧૪). તેના પરાક્રમી કૃત્યથી ઈશ્વર સાથે તેમ એકબીજાની સાથે શાંતિ થઇ ચુકી છે, ને તે ઉપરાંત આપણાં મનની અંદર જે તોફાની સમુદ્રનાં ઉછળતાં મોજાં જેવો ગભરાટ તે પણ શાંત થાય છે. આવી ઇશ્વરી શાંતિને સત્યશાસ્ત્રમાં ઘણી ઉપમાઓ આપેલી જણાય છે. તે ન્યાયીપણાનો મિત્ર છે (ગીત. ૮૫ ; ૧૦) તેમજ તેનું કામ પણ છે (યશા. ૩૨ ; ૧૭). તે માર્ગરૂપ (દ્દષ્ટાંત ૩ ; ૧૭. યશા. ૫૯ ; ૮. લુક ૧ ; ૭૯), નદીના પ્રવાહરૂપ (યશા. ૪૮ ; ૧૮ : ૬૬ ; ૧૨) તથા આત્માના શુભ ફળરૂપ છે (ગલા. ૫ ; ૨૨). પરંતુ અહિં આવેલી ઉપમા અપૂર્વ છે. અખાડામાં યશ શોધનારા પહેલવાનોમાંથી કોને ઇનામ આપવું, તે ઠરાવનાર પ્રમુખના ચુકાદો કરવાના કામ ઉપરથી આ વાક્યમાંનું ક્રિયાપદ રચાયું જણાય છે (જુઓ ૨ ; ૧૮ નો ખુલાસો). તે શબ્દનો અર્થ કાળક્રમે “ત્રાહિત માણસ તરીકે ચુકાદો કરવો” એવો થયો, એમ જણાયછે. કોઇ સભામાં વિવેચન થાય છે ત્યારે કામની ગોઠવણ વિષે કે ભાષણ કરવાના નિયમ વિષે તકરાર થાય તો તેનો નિર્ણય કરવાનો પ્રમુખને અધિકાર છે, એ સુવિદિત છે. હવે તેવા પ્રમુખની ઉપમા ઉપરથી આપણે સમજવું કે શું કામ કરવું ને શું ન કરવું, શું બોલવું ને શું ન બોલવું, કેવા વિચાર અંગીકારવા ને કેવા નકારવા, એવી વાતનો નિર્ણય આણવા સારૂ આપણા હૃદયમાં પ્રમુખ જોઇએ છે, ને પ્રમુખસ્થાને બિરાજવા સારૂ કેવળ ખ્રીસ્તની શાંતિ લાયક છે. તે દૃષ્ટાંતનું સિદ્ધાંત કરવા જઇએ તો માલમ પડે છે કે ખ્રીસ્તની શાંતિ

પોતાનાં મનમાં તેમ આખી મંડળીમાં રહે એવાં આપણે કામ કરવાં, ને જે કામથી તે શાંતિમાં ભંગ પડે તે તજી દેવાં. ખ્રીસ્તની શાંતિની કસોટીએ બધી વાતની પારખ કરીએ તો આપણે ઇશ્વરના નિયમાનુસાર ચાલીને તેના પવિત્ર તથા પ્રિય પસંદ કરેલાઓ ઠરીશું.

તે શાંતિનો મધુર અનુભવ કરવા સારૂ ખ્રીસ્તીઓ તેડાયલા છે (સરખાવો ૧ કરીં. ૭; ૧૫), વળી એક શરીરમાં રહીને એક આશાની પ્રાપ્તિને સારૂ તેઓ તેડાયલા છે (એફ. ૪; ૪). ખ્રીસ્ત જે આપણી શાંતિ છે તે સર્વને શાંતિ આપવાનું કરે છે (એફ. ૨; ૧૭), ને તે શાંતિનો જેઓ અંગીકાર કરે છે તેઓ ખ્રીસ્તના શરીરના ઐક્યમાં રહે છે. માટે તે શાંતિને કોઇ પ્રકારનો ધક્કો પહોંચે અથવા તો મંડળીના એકતામાં કંઇ પણ ખામી દેખાય એવું કામ કદી ન કરવું. જો ખ્રીસ્તની શાંતિ હૃદયમાં જીવનવૃત્તિની બધી વાતનો ચુકાદો કરવા સારૂ પ્રમુખ-સ્થાને બિરાજે તો તે શાંતિનો પુરો અનુભવ કરીને આત્મિક ઐક્યને સાચવી રાખીશું.

**ને ઉપકારસ્તુતિ કરનારા થાઓ.** પાઉલ પોતે ઉપકારસ્તુતિ કરનારો થયો હતો (જુઓ ૧; ૪, ૧૨) તેવા આ કલોસ્સીઓ પણ ઉપકાર માનનારા થાય, એવી તેની ઇચ્છા હતી (જુઓ ૨; ૭નો ખુલાસો). ખ્રીસ્તની શાંતિ નથી હોતી ત્યાં ઉપકારસ્તુતિ શી રીતે થાય? તે શાંતિનો અંગીકાર કરનારાઓ તેને લીધે તેમ તેની સાથે આપેલાં પ્રભુનાં સઘળાં કૃપાદાનોને લીધે નિરંતર ઉપકાર-સ્તુતિ કરશેજ. પ્રાપ્ત થયલી શાંતિના પ્રમાણમાં ખ્રીસ્તી લોકોમાં કૃતજ્ઞતા જણાય છે, એમ કહીએ તો ચાલે. તે શાંતિ પામ્યાને લીધે પાઉલ કેદમાં છતાં પણ ઉપકારસ્તુતિ કર્યા કરે છે,

**ખ્રીસ્તની વાત સર્વ [પ્રકારની] સુબુદ્ધિએ તમારામાં પુષ્કળતાથી રહે.** ખ્રીસ્તની શાંતિ વિષેના બોધ પછી ખ્રીસ્તની વાત વિષેનો બોધ આવે છે. કલોસ્સે શહેરમાં જુદા પ્રકારની વાત પ્રસરતી હતી પરંતુ ખ્રીસ્તની જે નિર્મળ સુવાર્તા ત્યાંની મંડળીના લોકોને પ્રથમ જણાવવામાં આવી હતી તેજ વાત તેઓએ પકડી રાખવી,—હા, મંડળીના સભાસદોનાં હૃદયમાં તે વાતનું કાયમ રહેઠાણ થાય, એમ કરવું. ખ્રીસ્તની સુવાર્તાની થોડી વાત યાદ રાખવી એમ નહિ, પણ તે અખુટ ખજાના રૂપ છે (૧; ૨૭) એમ સમજીને તેનો મોટો સંગ્રહ અંતઃકરણમાં તેમ મંડળીમાં કરવો, એવી રીતે કે અસત્ય બોધને સારૂ કંઇ પણ અવકાશ ન રહે. તે વાતનું નિત્ય મનન કરવું તથા તે વિષે નિત્ય વિવેચન કરવું, એ માટે કે ભુલાવનારી વાત પર ધ્યાન આપવાની નિવૃત્તિ નજ મળે. આ સુવાર્તારૂપી વાત સર્વ પ્રકારની સુબુદ્ધિએ ખ્રીસ્તીઓમાં તથા મંડળીમાં રહે છે (સરખાવો ૧; ૯. એફ. ૧; ૮). તેથી બુદ્ધિ એવી તીવ્ર થાય છે કે દેવના મર્મનું ઉંડું જ્ઞાન પ્રાપ્ત થાય છે.

પદ ૧૬.

જે માણસના મનમાં તથા જે મંડળીઓમાં પ્રભુની વાત પર ભાવ જણાય છે તેઓની ધન્યતા પ્રત્યક્ષ રીતે માલમ પડે છે.

**ગીતો, ભજનો તથા આત્મિક ગાયનોએ કરીને એક બીજાને શિખવો તથા ચેતવો.** (સરખાવો એફ. ૫ ; ૧૯). મનમાં રહેતી પ્રભુની વાત વડે બીજાઓને લાભ થાય એવી રીતે તે જાહેર કરવી જોઇએ. મનમાં સંઘરેલા ખજાનામાંથી બીજાઓની મદદાર્થે આત્મિક દ્રવ્ય કાઢવું. ખ્રીસ્તે આપણને જે આત્મિક અન્ન આપ્યું છે તે પોતાની તૃપ્તિનેજ સારૂ રાખી મૂકવું નહિ, પણ પોતે ખાતાં બીજાઓને પિરસવું. અહિં પિરસવાની જે રીત ફરમાવવામાં આવે છે તે ઘણીજ ખુશકારક તથા રસિક લાગે છે. હાલ ગુજરાતમાં થાય છે તેમ પુરાતન મંડળીમાં બોધદાયક ગીતો રચવામાં તથા ગાવામાં આવતાં (૧ કરીં. ૧૪ ; ૨૬ ), ને પાઉલ આ રિવાજને ઉત્તેજન આપીને લખે છે કે મળેલી સભાઓમાં આવાં ગીત ગાતાં ગાતાં એક બીજાને શિક્ષણરૂપી તથા ચેતવણીરૂપી બોધ કરવો. વાજીંત્ર સાથે ગવાતાં સ્તોત્રને "**ગીત**" નામ આપવામાં આવતું. ગીતશાસ્ત્રમાંનાં સ્તોત્રોને સારૂ આ નામ સાધારણે વપરાતું, તથાપિ તેના જેવાં સ્તોત્રો પણ "ગીત" કહેવાતાં. "**ભજન**" એટલે ખાસ દેવની પ્રશંસામાં રચેલું ગીત. મૂર્તિપૂજકોની રીત મુજબ ખ્રીસ્તીઓ ખરા ઈશ્વરના માનમાં એવાં ગીતો રચતા હતા. "**ગાયન**" એટલે ગવાય એવી કોઈ પણ કવિતા. પાઉલ આત્મિક ગાયનોની વાત કરે છે એટલે આત્મિક વાતના સંબંધમાં રચેલી કવિતાઓ સમજવી. આવાં સ્તોત્રો બે કામ સારતાં—તેથી પદ ૧૫, ૧૭ માંની આજ્ઞા મુજબ પ્રભુની ઉપકારસ્તુતિ કરાતી ; વળી ખ્રીસ્તીઓને ખ્રીસ્તની વાતને લગતો બોધ કરવામાં આવતો. તે બોધ બે પ્રકારનો જણાય છે (સરખાવો ૧ ; ૨૮)—જ્ઞાન તથા વિશ્વાસ વધે એવું શિક્ષણ આપનારો બોધ, ને વળી થતાં પરીક્ષણો વિષે સાવચેતી રખાય એવો ચેતવણીરૂપી બોધ આ સ્તોત્રો વડે આપવામાં આવતો.*

**અને કૃપા સહિત તમારાં હૃદયોમાં દેવ પ્રત્યે ગાઓ.** સ્તોત્ર ગાવાની ખરી રીત વિષે અહિં ત્રણ અગત્યની વાત માલમ પડે છે.

(૧) કૃપાસહિત ગાવું. કૃપા એટલે ઈશ્વરકૃપા (સરખાવો ૨ કરીં. ૧ ; ૧૨). ગમે તે નિપુણ ગવૈયો હોય તો પણ તેના હોઠપર કૃપા રેડવામાં આવી ન હોય તો તે યોગ્યતાથી સ્તુતિ કરી શકતો નથી. "કૃપા" અર્થના શબ્દના વિવિધ તરજુમા કરવામાં આવે છે, જેમકે "ઉપકારસ્તુતિ," "કૃતજ્ઞતા," "મનોરંજન," ઇત્યાદિ.

---

* કેટલાએક ટીકાકારો "સર્વ પ્રકારની સુબુદ્ધિએ" શબ્દોનો આ શિખવવાની આજ્ઞા સાથે સંબંધ થયલો માને છે. વળી "કૃપાસહિત" શબ્દો બોધ આપવાની આજ્ઞા સાથે જોડવા, એવો ડૉ. લાઇટફુટનો અભિપ્રાય હતો. પરંતુ ઘણા ખરા ટીકાકારો અહિં આપેલો સંબંધ અધિક સકારણ સમજે છે,

આ શબ્દના આવા અર્થ પ્રસંગોપાત થઇ શકે એ નિઃસંદેહ છે, પરંતુ અહિં આવેલા વિષયના સંબંધમાં ઉપર આપેલો અર્થ યુક્તજ જણાય છે. કેવળ ઈશ્વરકૃપાની મદદથી ઈશ્વરસ્તોત્ર યોગ્ય આત્મિક ભાવથી થાય.

(૨) હૃદયમાં ગાવું. સ્તુતિ હોઠનું ફળ કહેવાય છે (હેબ્રી. ૧૩ ; ૧૫), પરંતુ તે કેવળ હોઠપરની હોય તો ખરી સ્તુતિ નથી. ઝાડનાં ફળ ડાળીપરનાં કહેવાય તથાપિ ઝાડનાં ઉંડાં મૂળથી આવેલા રસને લીધે એ ફળ ડાળીએ નીપજે છે, એ સુવિદિત છે. તેમ હોઠપર જે સ્તુતિરૂપી ફળ આવે છે તે હૃદયનાં આત્મિક ભાવથી ઉપજે ત્યારેજ કામમાં આવે. આંતરભાવ વગરની સ્તુતિ પ્રભુને કદી માન્ય ન થાય, માટે ગાતી વેળાએ કેવળ કંઠ વડે નહિ પણ હૃદયથી ગાવું.

(૩) દેવ પ્રત્યે ગાવું. ગાયન કરતાં ભાઈઓને વિશ્વાસમાં દૃઢ કરવાના પ્રયત્નો તો કરવા, પરંતુ ગાયન કેવળ ભાઇ પ્રત્યે હોય તો તે સ્તોત્ર કહેવાવા યોગ્ય નથી. પ્રભુનાં માહાત્મ્ય, પવિત્રતા, કૃપા, દીર્ઘધૈર્યાદિ સદ્ગુણો તથા તેનાં પ્રીતિમય કૃત્યો સંભારતાં તેનો આભાર માનવા તથા તેને માન તથા મહિમા આપવા સારૂ આપણે તેની હજુરમાં હોઇએ એવા આદરભાવથી તેની પ્રશંસા કરવી. ગુજરાતની સઘળી ગાયનસભાઓમાં આ ત્રણ નિયમ નિત્ય યાદ રહે તો મંડળીનો કેટલો બધો લાભ થાય!

પદ ૧૭. **વળી વાતમાં કે કામમાં તમે જે કંઇ કરો તે સર્વ પ્રભુ ઇસુને નામે [કરો].** (સરખાવો એફે. ૫; ૨૦). દરેક ખ્રીસ્તી માણસને સારૂ આ તો જીવનવૃત્તિનો આવશ્યક નિયમ કહેવાય. ખ્રીસ્તની શાંતિ તથા ખ્રીસ્તની વાત મનમાં રહે એમ કરવું, એટલુંજ નહિ પણ ખ્રીસ્તને નામે બધું કરવું. પ્રભુ ઇસુના દાસ છીએ, માટે તેને તાબે રહીને તેના હુકમ મુજબ સઘળી વાતે વર્તવું. હા, તેના એલચી છીએ માટે તેની ઇચ્છાનુસાર ને તેના મહાન અધિકાર પર આધાર રાખીને બધું તેના ગૌરવને અર્થે કરવું. કંઇ પણ વાત અથવા તો કંઈ પણ કૃત્ય કરીએ તો ખ્રીસ્તને નામે બધું કરવું. દરેક વાત તથા કામ વિષે પ્રભુની શી ઇચ્છા છે તે જોઇને કરીએ; વળી તેમાં પોતાના બળ કે અધિકાર પર નહિ પણ પ્રભુના સર્વોત્તમ અધિકાર તથા પરાક્રમ પર આધાર રાખીને કરીએ; વળી પોતાનો લાભ કે સ્વાર્થ સાધવાના હેતુથી નહિ પણ પ્રભુનો મહિમા વધારવાને અર્થે કરીએ તોજ પ્રભુને નામે બધું કર્યું કહેવાય. ગમે તે વાત કે ગમે તે કામ હોય તો પણ એજ રીતે તે કરવાની આપણી ફરજ છે.

**ને [એમ] તેને આસરે દેવ બાપની ઉપકારસ્તુતિ કરો.** દરેક વાત ખ્રીસ્તને નામે બોલીએ ને દરેક કામ તેને નામે કરીએ તો ખ્રીસ્તને આસરે ઈશ્વરપિતાની સ્તુતિ કરીએ છીએ, એવો આ અંત્યશબ્દોનો અર્થ જણાય છે.

ખ્રીસ્તને નામે બધું કરવાનો હુકમ આપ્યા પછી આ એક નવો હુકમ આપવામાં આવે છે એમ નથી, પણ ઉપકાર માનવાની ઉત્તમ રીત પ્રભુને નામે બધું કરવું, તે છે, એવી અહિં સૂચના રહેલી છે. હોઠોથી ઈશ્વરસેવા કરીએ પણ તેની આપેલી આજ્ઞાઓ ન પાળીએ તો આપણી સેવા વ્યર્થ ગણાશે (યશા. ૨૯; ૧૩). પરંતુ પ્રભુને નામે બધું કરીએ તો પ્રભુનો ઉપકાર ખરા મનથી માનીએ છીએ, એમ જણાશે.

દેવ તથા માનવ વચ્ચે એકજ મધ્યસ્થ છે, તે કોઇ દૂત કે સંત તો નથી, પણ પ્રભુ ઇસુ ખ્રીસ્ત છે (૧ તીમ. ૨; ૫). માટે જેમ તેને દ્વારે પ્રભુનાં કૃપાદાન આપણને મળે છે તેમ તેને વડે ઈશ્વર આગળ આપણાં સ્તુત્યર્પણો પહોંચાડીએ છીએ. તેને લીધે ઈશ્વર આપણું સાંભળે છે ને આપણા હોઠનું અર્પિત થયલું ફળ માન્ય કરે છે (યોહા. ૧૬; ૨૩, ૨૪). આપણો એવો ઈશ્વરપ્રિય મધ્યસ્થ છે માટે કંઇ પણ સંદેહ રાખ્યા વગર તેને આસરે ઈશ્વર પાસે આવીને આપણાં અર્પણો ચઢાવીએ.

(આ) કૌટુંબિક વ્યવહાર સૂચક બોધ. પદ ૧૮—૪; ૧.

આમાં ત્રણ પ્રકારના સંબંધમાં રહેનાર માણસની ફરજ વિષે બોધ સમાયલો છે, માટે નીચે મુજબ ત્રણ પેટા ભાગ કરાય, એમ છે:—

(ક) પતિપત્નીની અન્યોન્ય ફરજ વિષે. પદ ૧૮, ૧૯.

(ખ) માબાપ તથા છોકરાંની અન્યોન્ય ફરજ વિષે. પદ ૨૦, ૨૧.

(ગ) ધણી તથા દાસની અન્યોન્ય ફરજ વિષે. પદ ૨૨—૪; ૧.

[૧૮] બાયડીઓ, તમારા ધણીઓને આધીન થાઓ, કેમકે એ પ્રભુમાં ઘટિત છે. [૧૯] ધણીઓ, તમે તમારી ધણીઆણીઓ પર પ્રીતિ રાખો, ને તેઓ પ્રત્યે કડવા ન થાઓ. [૨૦] છોકરાં, સર્વ વાતે તમારાં માબાપનું આજ્ઞાપાલન કરો, કેમકે એ પ્રભુમાં પસંદ પડતું છે. [૨૧] બાપો, તમે તમારાં છોકરાંને ન ખીજવો, રખેને તેઓ ખિન્ન થાય. [૨૨] દાસો, સર્વ વાતે દેહ પ્રમાણે તમારા ધણીઓનું આજ્ઞાપાલન કરો,—માણસોને પ્રસન્ન કરનારાઓ તરીકે દેખરેખ હોય ત્યારે સેવા કરતાં, એમ નહિ, પણ અંતઃકરણપૂર્વક એકનિષ્ટાથી, પ્રભુની બીક રાખીને [આજ્ઞાપાલન કરો]. [૨૩] જાણે માણસોની નહિ બણ પ્રભુની ચાકરી કરતા હો, એવી રીતે જે કંઇ કરો તે કામ જીવ લગાડીને કરો. [૨૪] કેમકે તમે જાણો છો કે પ્રભુ પાસેથી તમને વારસાનો બદલો મળશે; તમે તો પ્રભુ ખ્રીસ્તની સેવા કરો છો. [૨૫] કેમકે અન્યાય

કરનારને કરેલા અન્યાય [પ્રમાણે] મળશે; ને પક્ષપાત છેજ નહિ.
[1] ધણીઓ, જે ન્યાયી તથા બરાબર હોય તે તમારા દાસોને આપો, [કેમકે] તમે જાણો છો કે તમારો પણ આકાશમાં ધણી છે.

આ વાક્યો સાથે એફ઼. ૫; ૨૨–૬; ૯. ૧ પીત. ૨; ૧૮-૩; ૭ સરખાવો. અહિં આવેલો બોધ સંક્ષિપ્ત છે પરંતુ એફેસીઓને આપેલા બોધને મળતોજ છે. કુટુંબની અંદર રહેનારાઓની અન્યોન્ય ફરજોનો ખુલાસો કરતાં પ્રેરિત બતાવે છે કે પ્રભુમાં રહેનારાઓએ એક બીજા સાથે ઘટતી રીતે વર્તવું. કુટુંબીઓની આવી ફરજો જ્યારે અદા કરવામાં આવે છે ત્યારે પ્રભુ પ્રસન્ન થાય છે. તે સઘળા માણસનાં કામ નિષ્પક્ષપાતથી તપાસનાર તથા દરેકનાં કૃત્ય પ્રમાણે બદલો આપનાર છે.

પદ ૧૮.

**બાયડીઓ, તમારા ધણીઓને આધીન થાઓ, કેમકે એ પ્રભુમાં ઘટિત છે.** પહેલવહેલાં પતિપત્નીની અન્યોન્ય ફરજો વિષે બોધ કરાય છે એ યુક્ત છે, કેમકે તમામ કુટુંબનો તેમના ઉપર આધાર રહે છે. એફેસીઓને લખેલા પત્રમાં શિર શરીરના દાખલા ઉપરથી આવો બોધ અપાય છે, એવું અહિં ઉપમારૂપી કારણ રજુ કરવામાં આવતું નથી. પતિપત્ની વિષે દેવનો જે ઠરાવ પહેલાંથી થયો હતો (ઉત્પ. ૩; ૧૬) તે મુજબ પ્રેરિત આ આજ્ઞા કરે છે. સુવ્યવસ્થાને અર્થે દરેક કુટુંબમાં મુખ્ય અધિકારયુક્ત માણસની અગત્ય સ્પષ્ટ છે, ને ઈશ્વરની એવી ઇચ્છા છે કે તે મુખ્ય માણસ ઘરધણી હોય. માટે પ્રભુમાં રહેનારી સ્ત્રીએ ઈશ્વરાજ્ઞા માથે ચઢાવીને પોતાના ધણી પ્રત્યે આધીનતા દર્શાવવી. પ્રભુને આધીન રહેવાના કારણથી ધણીને આધીન થવાની ફરજ થાય છે, તેથી પ્રભુની આજ્ઞાની વિરૂદ્ધ પતિ પત્ની પાસે કંઇ કરાવવા ચાહે તો એવી તેની ઇચ્છાને આધીન થવાની ફરજ નથી, એ સૂચના આપવાની પ્રેરિતને જરૂર ન લાગી હશે. પ્રભુમાં રહીને પ્રભુની આજ્ઞાનુસાર વર્તવાની દરેકની ફરજ છે, તે ફરજ અદા કરતાં પત્ની પતિને આધીન રહે, એ ઘટિત છે, એવો આ વાક્યનો બોધ સમજવો.

પદ ૧૯.

**ધણીઓ, તમે તમારી ધણીઆણીઓ પર પ્રીતિ રાખો, ને તેઓ પ્રત્યે કડવા ન થાઓ.** પત્નીની પતિ પ્રત્યે આધીનતાની ફરજ છે, તેમ પતિની પત્ની પર પ્રીતિ રાખવાની ફરજ છે, એ ઘણા ધણીઓ ભૂલી જાય છે. મંડળી પર રાખેલી ખ્રીસ્તની નિઃસ્વાર્થ, હિતકારક પ્રીતિ દરેક પતિને સારૂ નમુનારૂપ છે, તે એફેસીઓના પત્રમાં સ્પષ્ટતાથી દેખાડવામાં આવે છે. આપણા અનેક દોષ છતાં પ્રભુ ઇસુની પ્રીતિ આપણા પર અખંડ રહે છે, માટે આકરો સ્વભાવ બતાવીને દરેક ઝીણી બાબતમાં સ્ત્રીનો દોષ કાઢવો, તેના પર કડવી નજર કરવી કે કઠોર બોલની વૃષ્ટિ

વરસાવવી, એ પ્રભુની આજ્ઞા તોડનારી રીત છે, એમ જાણવું. જે ખરી પ્રીતિ સહનશીલ તથા પરોપકારી છે તેજ પ્રીતિ દરેક પતિમાં દેખાય તો સ્વચ્છંદી પત્નીઓ વિષે ઓછી ફરિયાદો સંભળાય.

**છોકરાં, સર્વ વાતે તમારાં માબાપનું આજ્ઞાપાલન કરો, કેમકે એ પ્રભુમાં પસંદ પડતું છે.** ખ્રીસ્તી માબાપ પોતાનાં છોકરાંને પ્રભુની કોઇ પણ આજ્ઞા તોડવાનો હુકમ ન કરે, એવો સંભવ હોવાથી પ્રેરિત છોકરાંને સર્વે વાતે માબાપનું આજ્ઞાપાલન કરવાનો આદેશ આપે છે. વિદેશીઓમાં માબાપની વાત તુચ્છકારવાનો રિવાજ હતો, એ રૂમી. ૧ ; ૩૦ થી જણાય છે. આવું અણકહ્યાગરાપણું નીતિના સંબંધમાં હાનિકારક સડો સૂચવે છે ( ૨ તીમો. ૩ ; ૨ ), માટે માબાપે ઉછરતાં છોકરાંને પહેલાંથીજ આજ્ઞાપાલનની રીત શિખવવા પર ખાસ ધ્યાન આપવું. વળી ખ્રીસ્તી છોકરાંએ સમજવું જોઇએ કે પ્રભુના લોકોમાં આવું આજ્ઞાપાલન પસંદ પડતું છે. છોકરાંમાં આ સદગુણ જોઇને દરેક ખ્રીસ્તી માણસ પ્રસન્ન થાય, કેવળ એમ નહિ પણ એવી પ્રભુની આજ્ઞાનુસાર વર્તણુકથી પ્રભુ પોતે પણ રાજી થાય. ઇસુ ખ્રીસ્ત દરેક ખ્રીસ્તી છોકરાનો નમુનો છે, ને તેના વિષે એવું લખ્યું છે કે તે “દેવની તથા માણસની પ્રસન્નતામાં વધતો ગયો” (લુક ૨ ; ૫૨ ). તેની પેઠે માબાપની આજ્ઞા ઉઠાવીને સઘળાં ખ્રીસ્તી છોકરાં વધતાં જાય, તો ભવિષ્યની મંડળી વિષે કેવી મોટી આશા રખાય !

પદ ૨૦.

**બાપો, તમે તમારાં છોકરાંને ન ખીજવો, રખેને તેઓ ખિન્ન થાય.** બાપ ઘરપતિ છે માટે બાપોને આ બોધ આપવામાં આવે છે, પરંતુ માઓએ પણ આ ચેતવણી નિત્ય મનમાં રાખવી. છોકરાં માબાપના હુકમ માને માટે માબાપે છોકરાં પ્રત્યે લાયક રીતે વર્તવું. ઘડીમાં હદ ઉપરાંત લાડ લડાવે, વળી ઘડીમાં નિષ્કારણ કઠોરતા બતાવી ઠપકો દે કે ધમકાવે, એવાં માબાપ છોકરાંને એટલે સુધી ખીજવે છે કે તેઓ મનમાં બળીને ઉદાસ તથા નાઉમેદ થાય છે. મારાં માબાપને પ્રસન્ન કરવાં અશક્ય છે, એવી નિરાશા કોઇ પણ છોકરાના મનમાં ઉપજે તો તે હઠ પકડીને અનાજ્ઞાંકિત થવાની અણીપર છે, એમ સમજવું. “ખીજવવું” અર્થનું ક્રિયાપદ ઉત્તેજિત કરવાની ક્રિયા સૂચવે છે માટે તે કોઇ વખતે શુભાર્થમાં વપરાય છે (જુઓ ૨ કરીં. ૯ ; ૨ ). છોકરાંને હઠીલાં થવાનું ઉત્તેજન ન આપતાં માબાપે તેમને સારાં કામને અર્થે ઉત્તેજિત કરવાની મહેનત કરવી. માબાપ જો કુટુંબની અંદર ન્યાયવૃત્તિ તથા પ્રેમવૃત્તિ હમેશ બતાવે તો તેમનાં છોકરાં ખીજવાય નહિ, પણ માબાપનું સન્માન રાખી તેઓ પ્રત્યે પ્રીતિયુક્ત આધીનતા દર્શાવે ; માટે માબાપે છોકરાં પ્રત્યે પોતાની વર્તણુક વિષે વિશેષ કાળજી રાખવી. લીલી ડાળીને જેમ વાળીએ

પદ ૨૧.

તેમ વર્ત્તે, એ ઉક્તિ મુજબ પહેલાથીજ છોકરાંનાં મન પ્રભુ ઇસુના આપેલા નમુના પ્રમાણે વાળવાની કોશિશ કરવી.

પછી દાસ તથા ધણીઓને બોધ કરવામાં આવે છે. પતિપત્નીને તથા માબાપ છોકરાંને આપેલા બોધના પ્રમાણમાં દાસને સવિસ્તર બોધ કરવામાં આવે છે એનું કારણ આ હશે કે કલોસ્સેના એક નાસી ગયલા દાસને, એટલે ઓનેસીમસને, આ પત્ર લઇ જનાર સાથે પોતાના ધણી ફીલેમોનને ત્યાં પાછો મોકલવામાં આવે છે.

**દાસો, સર્વ વાતે દેહ પ્રમાણે તમારા ધણીઓનું આજ્ઞાપાલન કરો.** દાસો એટલે ગુલામો. રૂમી રાજ્યની અંદર ગુલામ રાખવાનો રિવાજ બહુજ વધી ગયો હતો, એવું ઇતિહાસકર્તાઓનાં લખાણ ઉપરથી માલમ પડે છે. ગુલામગીરીમાં રહેનાર દાસ ખ્રીસ્તી થાય તો વખતે તેના મનમાં એવો વિચાર આવે કે સુવાર્તાની વાત પ્રમાણે હું તથા મારો ધણી પ્રભુની આગળ સરખાજ છીએ, માટે હું શા માટે તેનું વૈતરૂં કરૂં (જુઓ ૧ તીમ. ૬; ૨). એવો વિચાર ન કરે તો પણ કદાપિ ગુલામની સાધારણ રીત મુજબ ધણીની દૃષ્ટિ ન હોય ત્યારે બેકાળજીથી કે અપ્રામાણિકપણાથી ચાકરી કરે, વળી કોઇ વખતે રીસાઇને કે કાયર થઇને ધણીનો અધિકાર તુચ્છકારીને નાસી જાય, માટે પાઉલ ખ્રીસ્તી થયલા દાસોને શોભતી વર્તણુક ફરમાવે છે. જે વિશેષ વાત દાસોએ તેમ ધણીઓએ (૪; ૧) મનમાં રાખવી તે આ કે બન્નેનો ખરો ધણી આકાશમાં છે. (આ પેટાભાગમાં "પ્રભુ" તથા "ધણી" ને માટે ગ્રીકમાં એકજ શબ્દ છે). ઘરધણી કેવળ દેહ પ્રમાણે (કે દૈહિક) ધણી છે. દેહ ઉપર તેનો અધિકાર છે, માટે દાસ પાસે દેહની મહેનત કરાવવાનો તેનો હક છે. વળી તેને બદલે તે દાસના દેહને જોઇતાં વાનાં પુરાં કરી આપનાર છે. પરંતુ આકાશમાંના ધણીની ઇચ્છા છે કે દાસો પોતાના દૈહિક ધણીઓની આજ્ઞાધીન રહે, તે ઇચ્છા પુરી કરતાં દાસોએ પ્રભુની આજ્ઞાનુસાર સર્વ કામમાં પોતાના ધણીના હુકમ ઉઠાવવા.

પદ ૨૨.

**માણસોને પ્રસન્ન કરનારાઓ તરીકે દેખરેખ હોય ત્યારે સેવા કરતાં, એમ નહિ.** સાધારણ રીત છે કે ધણીને સારૂં લગાડીને તેની પ્રસન્નતા મેળવવા માટે દાસ તેની દૃષ્ટિ આગળ પોતાને મહેનતુ તથા પ્રામાણિક દેખાડે, પણ ધણીની ગેરહાજરીમાં મંદભાવથી કામ કરે, નહિ તો બેસીજ રહે. પરંતુ ખ્રીસ્તીઓએ કેવળ માણસને નહિ પણ પ્રભુને પ્રસન્ન કરવાની કોશિશ કરવી જોઇએ. પાઉલ "નેત્રસેવા" જેવો ખાસ શબ્દ બનાવીને (સરખાવો એફે. ૬; ૬) શિખવે છે કે ધણીની દૃષ્ટિ હોય ત્યારેજ કામ બરાબર કરવું, એમ નહિ, પણ પ્રભુ નિત્ય જુએ છે એવું જાણીને ધણી હાજર ન હોય તો પણ મહેનત કરવી.

**પણ અંતઃકરણપૂર્વક એકનિષ્ટાથી, પ્રભુની બીક રાખીને [આજ્ઞાપાલન કરો].** "નેત્રસેવામાં નહિ પણ અંતઃકરણની એકનિષ્ટામાં," "માણસોને પ્રસન્ન કરનારા તરીકે નહિ પણ પ્રભુની બીક રાખીને," એમ પાઉલ ધણીની સેવા કરવાની અયોગ્ય તથા યોગ્ય રીતનો મુકાબલો કરે છે. અંતઃકરણપૂર્વક એકનિષ્ટાથી કામ કરનારો પોતાને સોંપેલું કામ બરાબર કરશે, પછી ધણી હાજર હોય કે ગેરહાજર. તેનું ધ્યાન પોતાના કર્તવ્ય ઉપર હોય છે, કેવળ ધણી ઉપર નથી, માટે ઢોંગથી નહિ પણ ખરાપણાથી પોતાનું કામ હરવખતે કરશે. આકાશી ધણીની બીક જે રાખે છે તે કેવળ દૈહિક ધણીનું મન મનાવવા મથશે નહિ, પણ વિશેષે કરીને પ્રભુની ઇચ્છા પુરી કરવા સારૂ મહેનત કરશે; પછી એવા ભાવથી કરેલા કામને લીધે દૈહિક ધણી રાજી થશે એવી તે આશા રાખશે. પ્રભુ અંતઃકરણને પારખતાં પ્રામાણિકપણું જોઇને સંતુષ્ટ થાય છે (૧ કાળ. ૨૯; ૧૭), એ જાણીને હરકોઇ ખરા ખ્રીસ્તીએ પ્રભુની સુબીક રાખીને, તથા સર્વ ઢોંગ તજીને પોતાને સોંપેલું કામ અંતઃકરણપૂર્વક એકનિષ્ટાથી કર્યા કરવું, એ અગત્યનો બોધ મનમાં રાખ્યા વગર રહેવું નહિ.

**જાણે માણસોની નહિ પણ પ્રભુની ચાકરી કરતા હો, એવી રીતે જે કંઇ કરો તે કામ જીવ લગાડીને કરો.** દૈહિક ધણી જે કંઇ કામ બતાવે તે કેવળ તેને માટે નહિ પણ પ્રભુને માટે પણ થાય છે (એફે. ૬; ૭), એમ સમજીને દાસે મહેનત કરવી.

પદ ૨૩.

ધણીની બીકથી લાચાર થઇને, કે કામથી કંટાળતાં મનમાં બળીને, કરવું એમ નહિ, પણ ખુશીથી, કામમાં આનંદ માણતાં, ઉલ્લાસથી કરવું, એવો પ્રેરિત અહિં બોધ કરે છે.

**[કેમકે] તમે જાણો છો કે પ્રભુ પાસેથી તમને વારસાનો બદલો મળશે.** "એકનિષ્ટાથી, જીવ લગાડીને કામ કરૂં તો પણ મને કંઇ વિશેષ લાભ થવાનો નથી; મને મળશે તેવો બદલો આળસુ તથા અપ્રામાણિકને પણ મળવાનો, માટે અધિક મહેનત

પદ ૨૪.

કરવાથી શો ફાયદો?" એવો શંકાયુક્ત વિચાર દાસે ન કરવો. પ્રભુની સેવા કરતો હોય તેવી રીતે જો દૈહિક ધણીની ચાકરી કરે તો તે ધણીએ આપેલા બદલા કરતાં ઘણોજ વિશેષ બદલો આકાશી ધણીની પાસેથી મળશે. એ બદલો વારસાનો બદલો, એટલે વારસારૂપી બદલો, કહેવાય છે (જુઓ ૧; ૧૨). દાસોને તો નહિ પણ દીકરાઓને વારસો મળે છે (ગલા. ૪; ૧), પરંતુ જે કોઇ દાસ પ્રભુની સેવા કરે છે તેને દીકરાનો પુરો હક પ્રાપ્ત થાય છે (૧ કરીં. ૭; ૨૨. ગલા. ૪; ૭. સરખાવો રૂમી. ૮; ૧૫-૧૭). આકાશી વારસો હરકોઇ વિશ્વાસ કરનારને માટે હોય છે, પછી તે દાસ હોય કે સ્વતંત્ર. છેવટે પ્રભુ પોતે તે વારસો, પુરેપુરા બદલા તરીકે, પોતાના દરેક વિશ્વાસુ સેવકને આપશેજ આપશે.

**તમે તો પ્રભુ ખ્રીસ્તની સેવા કરો છો.** જે ધિક્કારાયલા તથા ઘણી વાર અસહ્ય જુલમથી પીડાયલા દાસો તેઓએ જાણવું કે અમે કેવળ ફલાણા દૈહિક ધણીની ચાકરી કરનાર નથી,—અમારો ખરો ધણી તો ખ્રીસ્ત પોતે છે. માણુસ અમને ધિક્કારે પણ ખ્રીસ્ત અમને માન આપશે, માણુસ અમારા ઉપર જુલમ કરે પણ પ્રભુ અમારા પર અતિ ઘણી કૃપા કરનાર છે, એવો તેઓએ દિલાસો પામવો. ખ્રીસ્ત દાસને બદલો આપે છે કેમકે તેની સેવા દાસથી કરાય છે, એવો આ વાક્યના બે ભાગ વચ્ચે સંબંધ જણાય છે. પરંતુ કેટલાક વિદ્વાન ટીકાકારો અહિં આવેલું ક્રિયાપદ આજ્ઞાર્થી ગણીને "તમે પ્રભું ખ્રીસ્તની સેવા કરો" એવો તરજુમો કરે છે (સરખાવો રૂમી. ૧૨; ૧૧). એ અર્થ મુજબ એવો બોધ અપાય છે કે "તમે ગમે તે દૈહિક ધણીની ચાકરી કરતા હશો તો પણ તે ચાકરી કરતાં કરતાં બદલાની આશા રાખીને પ્રભુ ખ્રીસ્તની સેવા કરતા રહેજો." પાછલી વાત સાથેનો સંબંધ ધ્યાનમાં લઇને ઉપર આપેલો તરજુમો અધિક સકારણ જણાય છે, પરંતુ કબૂલ કરવું પડે છે કે પદ ૨૫ સાથેનો સંબંધ આજ્ઞાર્થી ક્રિયાપદ સાથે વધતો સ્પષ્ટ જણાય.

**કેમકે અન્યાય કરનારને કરેલા અન્યાય [પ્રમાણે] મળશે; ને પક્ષપાત છેજ નહિ.** (સરખાવો એફે. ૬; ૮, ૯). પ્રભુ પાસેથી

પદ ૨૫.

ખરી સેવા કરનારને વારસારૂપી બદલો મળશે, પરંતુ જે કોઇ દાસ ઢોંગ ભરેલી સેવા કરીને પોતાના ધણીનો અન્યાય કરે છે તેને જુદાજ પ્રકારનો બદલો મળશે. પોતાના કરેલા અન્યાય મુજબ તેને આપવામાં અવશે,—તેનો કરેલો અન્યાય તેને પાછો મળશે—એવો અર્થ જણાય છે (સરખાવો મા. ૭; ૨. પ્રક. ૧૮; ૬). ઉપર આવેલી વાત વડે દાસને ઉત્તેજન આપવામાં આવ્યું; અહિં ચેતવણી આપવામાં આવે છે. ધણીનું ઓછું કામ કરવું, અથવા તો અનાજ્ઞાંકિત કે અપ્રામાણિક હોવું, એ અન્યાય કહેવાય (ફિલે. ૧૮). એવા અન્યાયને લીધે ન્યાયકરણને દિવસે જવાબ આપવો પડશે, ને તેને યોગ્ય સજા વેઠવી પડશે, કેમકે પ્રભુ પાસે પક્ષપાત નથી. તે ગરીબ દાસનો કરેલો અન્યાય દરગુજર કરશે ને ધનવાન ધણીના કરેલા અન્યાયને સજાપાત્ર ઠરાવશે, એમ નથી (જુઓ લેવી. ૧૯; ૧૫); તે અદલ ઇન્સાફ કરીને જુદા જુદા માણુસોને પોતપોતાનાં કામ પ્રમાણે બદલો આપશે (રૂમી. ૨; ૬).

દાસોને આપેલા બોધની અંદર આ વાક્ય સમાયલું છે, માટે આ ચેતવણી દાસોને આપવામાં આવે છે એ નિઃસંદેહ છે. પરંતુ તેની સાથે ધણીઓએ પણ ચેતી રહેવું, એ ૪; ૧ માંની વાતથી સૂચવાય છે. પ્રભુ ગરીબનો પક્ષ ન તાણે તેમ ધનવાનનો પણ પક્ષપાત ન રાખે (એફે. ૬; ૯), માટે ધણીઓએ પ્રભુની બીક રાખીને પોતાના દાસ સાથે ન્યાયી રીતે વર્તવું.

---

## અધ્યાય ૪ થો.

**ધણીઓ, જે ન્યાયી તથા બરાબર હોય તે તમારા દાસોને આપો, [કેમકે] તમે જાણો છો કે તમારો પણ આકાશમાં ધણી છે.**

પદ ૧. એક પાસે દાસોને ચેતવણી આપવી પડે છે ત્યારે બીજી પાસે ધણીઓને પણ શિખામણ આપવાની જરૂર જણાય છે. પાઉલના વખતમાં ઘણા ધણીઓ પોતાના બિચારા ગુલામોને દુઃખ દેતા હશે ને અન્યાયી તથા ગેરવાજબી રીતે તેઓ સાથે વર્તતા હશે. એ વિષે કંઇ કાયદેસર ઇલાજ નહોતો, કેમકે ગુલામ પર ધણીનો પૂર્ણ અધિકાર હતો. પરંતુ ખ્રીસ્તી ધણીની ફરજ છે કે જાણે ગુલામને પણ કાયદા મુજબ સર્વ હક હોય તેવી રીતે ન્યાયની રાહે તેની સાથે વર્તવું, એટલુંજ નહિ પણ ગુલામ મારા જેવો માણસ છે માટે જે વાજબી હોય તેવો મારે તેને મહેનતનો બદલો કરી આપવો,—તેની કરેલી સેવા તથા તેને મળેલા બદલાની તુલના થાય ત્યારે તેઓ સમતોલ જણાય એવો પુરતો બદલો આપવો; વળી બદલામાં કેવળ ખાવાનું, પહેરવાનું, રહેવાનું ઇત્યાદિ દાન સમાયલાં છે, એમ નથી, પરંતુ તે ઉપરાંત દાસની સાથે ઇન્સાફથી વર્તી તેના પર માયા રાખી, મારે તેને પ્રીતિરૂપી બદલો પણ આપવો, એમ ધણીએ વિચાર કરવો. એ પ્રમાણે કરવાની જરૂર છે, કેમકે દાસનો તથા ધણીનો એકજ ધણી તે પ્રભુ છે,—તે આકાશમાં રહીને બન્નેનાં સઘળાં કૃત્યો જુએ છે ને છેવટે બન્નેને યોગ્ય બદલો આપશે. માટે ધણીએ પણ તે પ્રભુની સેવા કરતાં દાસ પર માયા રાખીને તેની સાથે ન્યાયી તથા વાજબી રીતે વર્તવું, એવો ધણીને બોધ કરવામાં આવે છે.

પતિ તથા પત્ની, માબાપ તથા છોકરાં, શેઠ તથા ચાકર, એવાં કુટુંબની અંદર સમાયલાં સઘળાં ખ્રીસ્તી માણસોએ આ બોધ નિરંતર મનમાં રાખવો. આકાશમાં આપણો ધણી છે માટે તેનામાં રહીને એક બીજાની સાથે વર્તતાં તેની બીક રાખીએ, તેની ઇચ્છાનુસાર સઘળું કરીએ, તેના બદલાની આશાને વળગી રહીએ.

(૬). પ્રાર્થના, સુબુદ્ધિમય ચાલ તથા કૃપાયુક્ત વાત કરવા વિષે ઉત્તેજનદાયક બોધ. ૪; ૨–૬.

[૨] પ્રાર્થનામાં લાગુ રહો, ને તેમાં ઉપકારસ્તુતિ કરતાં જાગતા રહો; [૩] તે સાથે અમારા હકમાં પણ પ્રાર્થના કરો કે ખ્રીસ્તના જે મર્મને લીધે હું બંધનમાં છું તે કહી સંભળાવવાને માટે દેવ અમારે

વાસ્તે [સુવાર્તાની] વાતને સારૂ બારણું ઉઘાડે, [4] કે જેમ મને કહી સંભળાવવાની ફરજ છે તેમ હું તે પ્રગટ કરૂં. [5] બહારના [લોકો] સંબંધી સુબુદ્ધિએ ચાલો; સમય ખંડી લો. [6] તમારી વાત હમેશાં કૃપા સહિત, મીઠાથી સલુણી કરેલી થાય કે પ્રત્યેકને કેવી રીતે ઉત્તર આપવો એ તમને સૂઝે.

પત્રના આ ભાગમાં સદા ઉપકારસ્તુતિ સહિત પ્રાર્થનામાં જાગતા રહેવું, એ સામાન્ય બોધ આપીને પાઉલ ખાસ પોતાને તથા પોતાના સાથીઓને માટે એવી પ્રાર્થના કરવાનું ફરમાવે છે કે સુવાર્તા પ્રસારક કામને પ્રતિબંધ કરનારી હરકતો દૂર કરવામાં આવે ને એમ પ્રભુનો સંદેશો જોઇતી રીતિએ પ્રગટ થાય (સરખાવો એફે. ૬; ૧૮-૨૦). પછી અવિશ્વાસી લોક પ્રત્યે ડાહપણ ભરેલી વર્તણુક ચલાવવાનો તથા તેઓમાં પ્રભુનું કામ કરવાની દરેક તકનો લાભ લેવાનો બોધ આપે છે (સરખાવો એફે. ૫; ૧૫, ૧૬). વળી જેથી દરેક અવિશ્વાસીને પ્રસંગોપાત જવાબ આપવો તેમને સૂઝે, એવી કૃપાયુક્ત સલુણી વાત સદા બોલવી, એવો આદેશ કરીને પ્રેરિત આ પત્રનો વિશેષ બોધ સમાપ્ત કરે છે.

**પ્રાર્થનામાં લાગુ રહો.** "લાગુ રહેવું" અર્થનો શબ્દ જોરથી વળગી રહેવાની ક્રિયા સૂચવે છે. એજ શબ્દ વાપરીને પાઉલ રૂમી. ૧૨; ૧૨ માં પણ પ્રાર્થનામાં લાગુ રહેવાનો હુકમ આપે છે. એ ને એજ શબ્દ પ્રે. કૃ. ૧; ૧૪: ૨; ૪૨: ૬; ૪ માં મળે છે કે જેથી અહિં

પદ ૨.

આપેલી આજ્ઞા ખ્રીસ્તી મંડળીની અસલ રીતને અનુસરતી જણાય છે. પ્રભુ ઇસુએ સર્વદા પ્રાર્થના કરવાનો હુકમ કર્યો છે (લુક ૧૮; ૧) ને પ્રેરિત થેસ્સાલોનીકીઓને જાથુ પ્રાર્થના કરવાનું ફરમાવે છે (૧ થેસ્સા. ૫; ૧૭), તે ઉપરથી પ્રાર્થના કરવાની રીતને વળગી રહેવાની ખાસ અગત્ય સિદ્ધ થાય છે. ફુરસદ મળે તો પ્રાર્થના કરાય પણ અગત્યનું કામ હોય તો પ્રાર્થના શી રીતે થાય? એમ ધારવું નહિ. પ્રાર્થના કરવા સંબંધી તારનાર પોતે સઘળા વિશ્વાસીઓને સારૂ આદર્શરૂપ છે. તેના નમુનાને અનુસરીને તેના સઘળા પ્રખ્યાત ભક્તો પ્રાર્થનામાં લાગુ રહેનારા હતા, માટે એ પ્રભુને અનુસરનારાને અનુસરીને આપણુ સઘળાએ ઈશ્વરની વિનંતી કરવાની રીતને દૃઢતાથી પકડી રાખવી.

**ને તેમાં ઉપકારસ્તુતિ કરતાં જાગતા રહો.** "તેમાં ઉપકારસ્તુતિએ જાગતા રહેતાં," એમ કૃદંત વડે પાઉલ પ્રાર્થના કરવાની રીત સૂચવે છે. ઉપકારસ્તુતિ પ્રાર્થનાના આભૂષણ તુલ્ય છે, તે વગર કરેલી વિનંતીઓ શોભિતી દેખાય નહિ. દેવે આપણા પર દયા કરી કૃપાદાનો બક્ષ્યાં એ જાણીને પ્રાર્થના કરવાને ઉત્તેજિત થઇએ છીએ ત્યારે પામેલાં કૃપાદાનને લીધે ઉપકારસ્તુતિ કર્યા વગર કેમ રહેવાય? સંકટને સમયે પણ ઉપકારસ્તુતિ કરવી તે ન ભૂલવું. આ પત્ર લખતી

વેળાએ પાઉલ કેદી હતો તોપણ તેમાં તે વારંવાર ઉપકારસ્તુતિની વાત કરે છે (જુઓ ૨; ૭). અહિં તે ફરીથી કલોસ્સીઓને યાદ દેવડાવે છે કે પ્રાર્થના ઉપકારસ્તુતિ સહિત થાય એ આવશ્યક છે. ઉપકારસ્તુતિ સાથે જાગૃતિ જોડાયલી છે તે યુક્તજ છે. જેઓ પ્રભુની કૃપાની કદર બુજીને તેને માટે આભારી છે તેઓ જાગતા રહીને તે કૃપાને વળગી રહેશે, એટલે કોઇ આત્મિક શત્રુ તે છીનવી ન લઇ જાય તે માટે નિશ્ચિતતારૂપી ઉંઘમાં પડશે નહિ. મા. ૨૬; ૪૧ માં આવેલી પ્રભુની આજ્ઞા તો શારીરિક ઉંઘને લગતી જણાય છે, પરંતુ આ વાક્યની વાત બેકાળજીરૂપી નિદ્રા નિષેધક છે એમ સમજવું. પ્રાર્થના કરતાં પણ વારંવાર ઉંઘીએ છીએ, એટલે વગર વિચારે કે અભાવે વિનંતી જપીએ છીએ અથવા તો સંસારી કે તરંગી વિચારો મનમાં ભમ્યાં કરવા દઇએ છીએ એવી રીતે કે પ્રભુ ઉપર કે કરેલી વિનંતી ઉપર આપણું ચિત્ત રહેતું નથી, તે પ્રાર્થનામાં ઉંઘવું કહેવાય. પ્રભુની પવિત્ર હજુરમાં પ્રાર્થના કરવા પ્રવેશ કરીએ છીએ ત્યારે જેમ પહેરેગીર ચાલાકીથી જાગૃતિસહિત ચોકી કરે છે (એફ. ૬; ૧૮) તેમજ સાવધાન રહીને (૧ કરીં. ૧૬; ૧૩. ૧ થેસ્સા. ૫; ૬) પ્રાર્થનાના કામમાં સઘળી મનોવૃત્તિઓ રોકાય એવો તેનો ઉપયોગ કરવો જોઇએ. પ્રભુ ચોરની પેઠે અણધારેલી વેળાએ આવશે (મા. ૨૪; ૪૨, ૪૩. પ્રક. ૩; ૨, ૩ : ૧૬; ૧૫), એમ જાણીને તેના આવવાની રાહ જોતાં જોતાં (માર્ક ૧૩; ૩૫-૩૭. લુક ૧૨; ૩૭) પ્રાર્થનામાં જાગતા રહેવું. બધાંનો અંત પાસે આવ્યો છે, માટે પ્રાર્થનામાં સાવચેત રહેવું (૧ પીત. ૪; ૭). વળી આત્મિક શત્રુ નાશ કરવા તાકી રહે છે (૧ પીત. ૫; ૮) એમ સમજીને પ્રાર્થનામાં જાગતા રહેવું—એવી જે નવા કરારમાં આગ્રહી ચેતવણીઓ સમાયલી છે તે અવશ્ય ધ્યાનમાં લેવી. વિશેષે કરીને પાળકોએ પોતાના તેમ પોતાના ટોળાના રક્ષણાર્થે જાગૃતિ રાખવી (જુઓ પ્રે. કૃ. ૨૦; ૩૧).

**તે સાથે અમારા હકમાં પણ પ્રાર્થના કરો.** કલોસ્સીઓના હકમાં પાઉલ નિરંતર પ્રાર્થના કરતો તે આપણે જોયું છે (૧; ૯-૧૨). હવે તે તેમને પ્રાર્થના કરવાનો બોધ આપતાં સામાન્ય પ્રાર્થના સાથે ખાસ તેને પોતાને માટે (સરખાવો એફ. ૬; ૧૯) ને વળી તીમોથી તથા એપાફ્રાસ જેવા તેના સાથીઓ માટે ખાસ પ્રાર્થના કરવાનું ફરમાવે છે (સરખાવો રૂમી. ૧૫; ૩૦. ૧ થેસ્સા. ૫; ૨૫. ૨ થેસ્સા. ૩; ૧).

પદ ૩.

ઉપદેશકોએ તો તેમને સોંપેલાં ટોળાંના હકમાં નિત્ય વિનંતી કરવી, તેમજ ખ્રીસ્તી મંડળીના સભાસદોએ પોતાના પાળકો તથા પ્રભુના સઘળા કામદારો ઉપર ઈશ્વરનો આશીર્વાદ આવે, એવી હમેશાં યાચના કરવી.

**કે ખ્રીસ્તના જે મર્મને લીધે હું બંધનમાં છું તે કહી સંભળાવવાને માટે દેવ અમારે વાસ્તે [સુવાર્તાની!] વાતને સારૂ બારણું ઉઘાડે.** પાઉલ સ્વાર્થી ભાવનાથી કલોસ્સીઓ પાસે કંઇ પણ દૈહિક લાભને લગતી તો નહિ,

પણ પ્રભુના કામને લગતી પ્રાર્થના કરાવવા માગે છે. સુવાર્તાનું કામ કોઇ પણ કારણથી રોકાય છે ત્યારે પ્રભુની વાતનો પ્રસાર લોકોમાં થઇ ન શકવાથી તેની સામે બારણું બંધ કરેલું કહેવાય. હાલ હું બંદીવાન છું માટે મારી પાસે જેટલા આવે છે તેટલાનેજ હું પ્રભુની વાત સંભળાવી શકું છું; બીજાઓ આગળ મારાથી ઉપદેશ ન થવાથી સુવાર્તાને પ્રતિબંધ થાય છે, એવો આ સમયે પ્રેરિતનો વિચાર હશે, માટે સુવાર્તા પ્રસાર તેનાથી તથા તેના સાથીઓથી સર્વત્ર નિર્વિઘ્ને થઇ શકે, એવી તે વિનંતી કરાવવા માગતો હશે. જ્યાં પ્રભુનું કામ કરવાને અર્થે પાઉલને અનુકૂળતા જણાતી ત્યાં તે બારણું ઉઘાડું થયલું માનતો (૧ કરીં. ૧૬; ૯. ૨ કરીં. ૨; ૧૨); વળી જે લોકોને સુવાર્તાનો અંગીકાર કરવાની અનુકૂળતા થતી તે લોકોને વાસ્તે વિશ્વાસનું બારણું ઉઘાડાયલું જાણતો (પ્રે. કૃ. ૧૪; ૨૭). માટે જે જે કારણોને લીધે રૂમમાંના ઉપદેશકોને સુવાર્તાનો સંદેશો સંભળાવવામાં પ્રતિકૂળતા થતી તે હરકત કરનારાં કારણો દૂર કરવામાં આવે, એવી તે અહિં પ્રાર્થના કરવાનું ફરમાવે છે, એ સ્પષ્ટ છે.

' પાઉલ જે સુવાર્તાની વાત બધે પ્રગટ કરવા માગે છે તેને તે "ખ્રીસ્તનો મર્મ" કહે છે (સરખાવો એફ. ૩; ૪). દેવની વાત યુગોથી ગુપ્ત રખાયલા મર્મ સમાન છે; તે મર્મ ખ્રીસ્ત છે. વળી તે મર્મના મહિમાની સંપત્તિ "તમ વિદેશીઓમાં ખ્રીસ્ત છે," એ પ્રમાણે પ્રેરિતે લખ્યું હતું (જુઓ ૧; ૨૬, ૨૭ : ૨; ૨). આ મર્મ એટલે દેવની શુભેચ્છા મુજબ ખ્રીસ્તે કરેલો સાર્વજનિક તારણોપાય, એમ સમજવું. માટે આ મર્મ ખ્રીસ્ત વિષે છે, કેવળ એમ નહિ પણ તેનું ખરૂં તત્વ પણ ખ્રીસ્ત છે, તેથી તે ખ્રીસ્તનો મર્મ કહેવાય છે. સુવાર્તાની વાતમાં તે મર્મનું પ્રકટીકરણ થાય છે, ને સુવાર્તા વડે આ મર્મ પ્રગટ કર્યાને લીધે પાઉલ બંદીવાન થયો હતો (જુઓ ૧; ૨૪. એફ. ૩; ૧. સરખાવો ૨ તીમો. ૨; ૯), તોપણ સુવાર્તાનો અધિક પ્રસાર થાય એવી તેની અભિલાષા છે, ને પ્રભુની કૃપાયુક્ત વાત કહી સંભળાવવાના અધિક અનુકૂળ પ્રસંગો પોતાને મળે, એવી તે પ્રાર્થના કરાવે છે.

**કે જેમ મને કહી સંભળાવવાની ફરજ છે તેમ હું તે પ્રગટ કરૂં.** પાઉલ સુવાર્તા પ્રગટ કરવાનું કામ પોતાનું નિત્યનું કર્તવ્ય સમજતો જણાય છે. તે કર્તવ્ય પૂર્ણ કરવા માટે તે પોતાનો જીવ આપવા પણ તૈયાર

પદ ૪.

રહેતો (પ્રે. કૃ. ૨૦; ૨૪). સર્વ પ્રકારના મનુષ્યોને સુવાર્તા કહી સંભળાવું નહિ ત્યાં સુધી તેમનો હું ઋણી છું (રૂમી. ૧; ૧૪), ને તે વાત જણાવ્યા વગર રહું તો મને અફસોસ છે (૧ કરીં. ૯; ૧૬), એવું તે સમજતો. આ સમયે કાચી કેદમાં હોવાને લીધે જોઇતી છુટથી સુવાર્તા પ્રગટ કરવી એ અસાધ્ય હતું, પરંતુ એવી છુટ ફરીથી મળે, ને મળે ત્યારે જોઇતી રીતિએ (પ્રભુના આપેલા પરાક્રમ સહિત) તે બોલી શકે, એવી પ્રેરિત પ્રાર્થના કરાવે છે.

પરંતુ પાઉલનું ધ્યાન કેવળ પોતાનીજ સ્થિતિ કે પોતાનાજ કામપર ઠરી રહેતું નથી. તે બીજાઓની વાત પણ ધ્યાનમાં લે છે. પોતે દેવની કૃપારૂપી સુવાર્તા પ્રગટ કરવા માગે છે, એટલુંજ નહિ પણ સઘળા ખ્રીસ્તીઓ વડે પ્રભુનાં રાજ્યની વૃદ્ધિ કરાવવા ચાહે છે, માટે અવિશ્વાસીઓ પ્રત્યે શી રીતે વર્તવું તેના સંબંધમાં કલોસ્સીઓને હવે છેલ્લી શિખામણ આપે છે.

**બહારના [લોકો] સંબંધી સુબુદ્ધિએ ચાલો.** (સરખાવો એફે. ૫; ૧૫). પ્રભુ ઇસુએ પોતાના શિષ્યોને કામ કરવાને મોકલતાં તેમને કોમળતાં સહિત હુશિયારી રાખવાની અગત્ય જણાવી હતી (માત્થી ૧૦; ૧૬) તેમજ પાઉલ અવિશ્વાસીઓ મધ્યે વસનારા ખ્રીસ્તીઓને સુબુદ્ધિથી વર્તવાની સલાહ આપે છે. મંડળીની અંદર નહિ આવેલા અવિશ્વાસીઓ "બહારના" કહેવાય છે તે યહુદીઓએ બેસુનત વિદેશીઓને આપેલા નામ ઉપરથી છે. તે નામ ૧ કરીં. ૫; ૧૨, ૧૩. ૧ થેસ્સા. ૪; ૧૨ માં પણ આવે છે. જેઓ પ્રભુના ઘરની અંદર આવ્યા છે તેઓએ બારણા બહાર રહેનારાઓ પ્રત્યે સુજ્ઞાનથી વર્તવાની કાળજી રાખવી. ઉપરથી જે જ્ઞાનપ્રકાશ આવે છે, જેથી માણસની સ્વાભાવિક બુદ્ધિ એવી તીવ્ર થાય છે કે તે ઈશ્વર પ્રત્યે તેમ માણસ પ્રત્યે યુક્ત આચરણ કરી જાણે છે (જુઓ ૧; ૯. એફે. ૧; ૮), તે સુબુદ્ધિરૂપી પ્રકાશ પામીને દરેક અવિશ્વાસી સાથેના સઘળા વહેવારમાં એવી શુદ્ધ રીતે ચાલવું કે તે સુવાર્તાના બારણામાં થઇને ખ્રીસ્તની મંડળીમાં આવવાને આકર્ષાય. ઘણી વાર ગામોમાં પ્રભુની વાત પ્રગટ થાય છે ત્યારે સાંભળનારાઓ વાંધો કાઢતાં પાસે રહેનાર ખ્રીસ્તી લોકની અયોગ્ય વર્તણુકના દાખલા આપીને કરેલો ઉપદેશ નિરર્થક કરી નાખે છે, ત્યારે બારણું બંધ થયલું લાગે છે (પદ ૩). પાઉલની આ આજ્ઞા મનમાં રાખીને દરેક ખ્રીસ્તી માણસ ઈશ્વર પાસે સુબુદ્ધિ માગીને સત્ય-પ્રકાશમાં શુદ્ધ ચાલ ચાલે તો તે જોઇને જગતના લોક સુવાર્તાના સાફલ્ય વિષે ખાતરી કરે, એ નિઃસંદેહ છે.

પદ ૫.

**સમય ખરીદી લો.** (સરખાવો એફે. ૫; ૧૬). પ્રભુનું કામ કરવાની—બહારના લોક પર સારી અસર કરવાની દરેક તકનો સદુપયોગ કરવો. વેપારી લોકો અમુક ચીજની થતી અછત જાણીને નફાની આશાએ તે સામટી રીતે બજારમાંથી ખરીદી લેવાની તૈયારી કરે છે, તેમ આ જમાનામાં પ્રભુના કામને સારૂ અનુકૂળ પ્રસંગો ઓછા છે એમ સમજીને સારો પ્રસંગ દેખાય ત્યારે જરૂર તેનો લાભ લેવો, એવો (એફેસીઓને આપેલા બોધ ઉપરથી) આ આજ્ઞાનો અર્થ જણાય છે. આપણે સામાન્ય રીતે અવિશ્વાસીઓ પ્રત્યે સુબુદ્ધિએ ચાલવું, કેવળ એમ નહિ પણ ખાસ કોઇ ઉપર સારી અસર કરવાની તક આવે ત્યારે તે ચુકવી નહિ.

**તમારી વાત હમેશાં કૃપા સહિત, મીઠાથી સલુણી કરેલી થાય.**

રહેણી સાથે કહેણીનો સંબંધ નિકટ છે. કુચાલના માણસની વાત મેલી હોયજ, તેમ સુચાલવાળો અશુદ્ધ વચનો ઉચ્ચારે નહિ. હૃદયરૂપી ઝરામાંથી હોઠપરની વાત રેલાના પ્રવાહની પેઠે નીકળી આવે છે, માટે પ્રભુના ખરા ભક્તોના મુખમાંથી અશુદ્ધ વાત કદી ન નીકળે એજ ઘટિત છે (યાકુ. ૩ ; ૮–૧૨). પરંતુ અશુદ્ધ વાત ન બોલવી એ બસ નથી,— આપણી દરેક વાત કૃપા સહિત થવી જોઇએ. બોલવા વિષે પણ પોતા પર આધાર ન રાખતાં ઇશ્વરકૃપા આપણા હોઠ પર રેડાય (સરખાવો ૩ ; ૧૬. ગીત. ૪૫ ; ૨), એવું માગીને વાત કરવી. કેટલાક ટીકાકારો એમ ધારે છે કે "કૃપા સહિત" (અસલ "કૃપામાં"), એનો અર્થ "મનોહર" કરવો જોઇએ (સરખાવો લુક ૪ ; ૨૨). જેથી બીજા લોકો આકર્ષાઇને તમારા પર કૃપા રાખે એવી હમેશ મનગમતી વાત કરવાનો બોધ આ અર્થ મુજબ અહિં આવેલો સમજવો. પરંતુ પાઉલ "કૃપા" શબ્દ એવા અર્થમાં કદી વાપરતો નથી પણ હમેશ "ઈશ્વરકૃપા" અર્થમાં વાપરે છે, એવો બીજા ટીકાકારોનો મત છે. ઈશ્વરકૃપા વગર પવિત્રતા ભણી ખેંચનારી વાત બોલી ન શકાય, એ સ્પષ્ટ છે ; તેમ આત્મિક દાન પમાડવાનેજ અર્થે લોકોને પ્રસન્ન કરવા, એ પાઉલની રીત હતી, માટે અહિં ઈશ્વરકૃપા સૂચવેલી સમજવું યુક્ત લાગે છે.

પદ ૬.

વળી ખ્રીસ્તી લોકની વાત મીઠાથી સલુણી કરેલી હોવી જોઇએ. ખરા ખ્રીસ્તીઓ જગતના મીઠારૂપ છે (માત્થી ૫ ; ૧૩), માટે પોતામાં મીઠું રાખવાની જરૂર જાણવી (માર્ક ૯ ; ૫૦). મીઠું બે પ્રકારનાં કામ સારે છે. (૧) તે સડો અટકાવનારૂં છે માટે તેથી ખોરાક પથ્ય થાય છે. ગ્રીક લોકો હાસ્યયુક્ત રમુજી વાતને "મીઠું" કહેતા, પરંતુ તેમનો ગોષ્ટીવિનોદ અશુદ્ધ મશ્કરીરૂપ બની જતો (જુઓ એફે. ૫ ; ૪), માટે પાઉલ પ્રેરિતના સમયના એક પ્રખ્યાત વિદ્વાને સદરહુ અશુદ્ધ મીઠાને ઝેર ભરેલું કહ્યું હતું. તથાપિ જ્યાં પવિત્રતારૂપી ખરૂં મીઠું વપરાતું હોય ત્યાં એવો બિગાડ નજ થાય, પણ દરેક વાત સંસ્થાપક તથા કૃપાદાન પમાડનારી નીવડે (એફે. ૪ ; ૨૯), એમ સમજીને પોતે મીઠારૂપ થઇને નિત્ય એવી સલુણી વાત બોલવી કે જેથી આત્મિક આરોગ્ય તથા બળરૂપી પરિણામ નીપજે. (૨) વળી મીઠું અન્નને સ્વાદિષ્ટ કરનારૂં છે ; તે વગર ખોરાક ફીકો જણાય (અયૂ. ૬ ; ૬). એકજ પ્રકારના અન્નના, મીઠા સહિત ને મીઠા રહિતના, સ્વાદમાં બહુજ ફેર પડે છે, માટે અશુદ્ધતારૂપી બિગાડ અટકે એવી વાત કરવી, કેવળ એમ નહિ પણ સદરહુ સુધારનારી વાત શ્રોતાજનને રસિક લાગે, એવી રીતે બોલવું. હુંશિયાર રાંધનારની પેઠે ખાનારને શું માફક આવે, એ વિચારીને એવી પ્રસંગોપાત વાત કરવી કે તે મનમાં ઠસી જઇને અસરકારક થાય. બોધકોનેજ માટે આ આજ્ઞા છે એમ ન સમજવું ; તે દરેક ખ્રીસ્તી માણસના કામમાં આવે,

એવી શિખામણ છે. રોજના વહેવારમાં લોક સાથે સાધારણ વાતચિત કરવામાં પણ વાત સલુણી રાખવા પર ખાસ ધ્યાન આપવું આવશ્યક છે.

કે પ્રત્યેકને કેવી રીતે ઉત્તર આપવો એ તમને સૂઝે. વિવિધ પ્રસંગે વિવિધ પ્રકારની વાત કરવી પડે છે, એટલુંજ નહિ પણ જુદા પ્રકારના માણુસ આગળ બોલવાની રીત જુદી રાખવાની જરૂર હોય છે. ૧ કરીં. ૯; ૨૦-૨૨ માં પાઉલ પોતાની ખાસ રીતનું વર્ણન કરે છે, તે ઉપરથી જણાય છે કે દરેક માણુસની સ્થિતિ ધ્યાનમાં લઇને તે તેને લાગુ પડે એવી વાત કરતો. પ્રેરિતોનાં કૃત્યમાં સમાયલાં તેનાં ભાષણો વાંચવાથી એ તેની રીત પ્રત્યક્ષ દેખાય છે. આથેન્સ શહેરના જિજ્ઞાસુ મૂર્તિપૂજકો આગળ કરેલું વિવેચન પીસીદી અંત્યોખના યહુદીઓને આપેલા બોધથી છેક જુદા પ્રકારનું હતું; તેમજ ફેલીક્સ જેવા રૂમના હાકેમ આગળ આપેલો પ્રત્યુત્તર નિયમશાસ્ત્રના રીતરિવાજ સમજનાર આગ્રીપા આગળ કરેલા ભાષણથી કેટલીક બાબતોમાં જુદોજ લાગે છે (જુઓ પ્રે. કૃ. ૧૩; ૧૬-૪૧: ૧૭; ૨૨-૩૧: ૨૪; ૧૦-૨૧: ૨૬; ૨-૨૩). એમજ ખ્રીસ્તી લોકોએ દરેક માણુસને તારણની આશા વિષેનો ખુલાસો આપવા તૈયાર રહેવું (૧ પીત ૩; ૧૫), એટલુંજ નહિ પણ પ્રત્યેક ખુલાસો માગનાર કે વાંધો લેનાર સમજે ને માને એવી રીતે જવાબ આપવાને કોશિશ કરવી. હમેશ ઈશ્વરકૃપાની પ્રેરણાથી સલુણી વાત કરનારનેજ એવી યોગ્ય રીતે જવાબ આપવો સૂઝે એમ છે.

## ૪; ૭—૧૮. ઉપસંહાર.

આ ઉપસંહારના ત્રણ પેટા ભાગ કરાય એમ છે. પહેલા ભાગમાં તુખીકસ તથા ઓનેસીમસ વિષે ભલામણ કરવામાં આવે છે (પદ ૭-૯). બીજા ભાગમાં પાઉલના સાથીઓના મોકલેલા ક્ષેમકુશળની વાત સમાયલી છે (પદ ૧૦-૧૪). ત્રીજા ભાગમાં પાઉલે મોકલેલા ક્ષેમકુશળ તથા સંદેશાની વાત સાથે પત્રને સમાપ્ત કરનારૂં આશીર્વચન આવે છે (પદ ૧૫-૧૮).

### પદ ૭-૯. તુખીકસ તથા ઓનેસીમસ વિષે ભલામણ.

[૭] પ્રિય ભાઇ તથા પ્રભુમાં વિશ્વાસુ સેવક તથા સાથીદાસ તુખીકસ મારા વિષેની સઘળી હકીકત તમને જણાવશે. [૮] તેને મેં તમારી પાસે એજ માટે મોકલ્યો છે કે તમે મારી ખબર જાણો ને તે તમારાં હૃદયોને દિલાસો દે. [૯] તેની સાથે વિશ્વાસુ તથા પ્રિય ભાઇ ઓનેસીમસ જે તમારામાંનો છે [તેને મોકલ્યો છે]. તેઓ અહિંની સઘળી બિનાઓ તમને જણાવશે.

ઓનેસીમસની હકીકત બાદ કરીએ તો આ વાક્યોમાં સમાયલી વાતો (જુજ ફેરફાર સહિત) એફે. ૬ ; ૨૧, ૨૨ માં મળે છે. આ પત્ર ખાસ કલોસ્સે શહેરના ખ્રીસ્તીઓ ઉપર લખેલો હોવાથી ત્યાંથી નાસી ગયલા દાસનું નામ પત્ર પહોંચાડનારના નામ સાથે અહિં જોડાય, એ સ્વાભાવિક કહેવાય. તુખીકસ સાથે ફિલેમોન પર લખેલો પત્ર પણ આ વખતે મોકલવામાં આવ્યો, એટલુંજ નહિ પણ આશીઆ પ્રાંતની મંડળીઓ પર એક સામાન્ય પત્ર પણ મોકલાયો, એમ માનવાનાં કારણો એફેસીઓને લખેલા પત્રનો ખુલાસો (પૃષ્ઠ ૧૬-૧૯) જોવાથી માલમ પડશે.

**પ્રિય ભાઈ તથા પ્રભુમાં વિશ્વાસુ સેવક તથા સાથીદાસ તુખીકસ મારા વિષેની સઘળી હકીકત તમને જણાવશે.** તુખીકસ આશીઆ પ્રાંતનો હતો, ને પાઉલની ત્રીજી સુવાર્તાપ્રસારક મુસાફરીમાં પ્રેરિતના સાથીઓમાંનો એક હતો, એ પ્રે. કૃ. ૨૦ ; ૪થી જણાય છે. પાઉલ બીજીવાર રૂમમાં તોહોમતદાર થયો ત્યારે પણ તુખીકસ તેનો મદદ કરનાર હતો ( ૨ તીમો. ૪ ; ૧૨. તીત. ૩ ; ૧૨ ). તે એક વહાલો ખ્રીસ્તી ભાઇ લેખાતો, કેવળ એમ નહિ પણ પ્રભુમાં રહેતાં તે પાઉલની સંગાથે ઇસુના દાસ તરીકે સુવાર્તાની સેવા વિશ્વાસુપણાથી કરતો,* માટે પ્રેરિતને તે અતિઘણો પ્રિય લાગતો હશે. "સાથીદાસ" અર્થનો શબ્દ આ પત્રમાં એપાફ્રાસ વિષે પણ વપરાયલો છે ( ૧ ; ૭ ), પરંતુ પાઉલનાં અન્ય લખાણમાં તે મળતો નથી. "સેવક" શબ્દ પછીથી મંડળીમાં ઠરાવેલા સહાયકારીઓને અર્થે ખાસ વપરાતો ( ૧ તીમો. ૩ ; ૮, ૧૨ ) તથાપિ તુખીકસને મંડળીમાં સહાયકારીની પદવી મળી હતી, એ અસંભવિત છે ( સરખાવો રૂમી. ૧૬ ; ૧ ). તુખીકસ પાઉલ પ્રત્યે આધીનતા દર્શાવી તે જ્યાં મોકલતો ત્યાં જતો પરંતુ પાઉલ તેને પ્રભુમાં વિશ્વાસુ સાથીદાસ કહે છે એ ઉપરથી પ્રેરિતનો નમ્રતાયુક્ત પ્રેમભાવ સ્પષ્ટ જણાય છે. કેદમાં રહીને પાઉલ કેવી મુસીબતો વેઠે છે, વળી તેનાથી કેવું કામ થઇ શકે છે, તેની અપીલ ક્યારે સંભળાશે ને તેનો કેવો નિર્ણય થવાનો સંભવ છે,—એ બધી ખબર આપવાનું કામ પાઉલ તુખીકસને સોંપે છે, માટે આ પત્રમાં પોતા વિષેની વિશેષ હકીકત લખવાની જરૂર રહી નથી.

પદ ૭.

**તેને મેં તમારી પાસે એજ માટે મોકલ્યો છે કે તમે મારી ખબર જાણો ને તે તમારાં હૃદયોને દિલાસો દે.** કલોસ્સીઓને મારી બધી ખબર આપીને તુખીકસ તેમની મારા વિષેની ચિંતાઓ દૂર કરશે એટલુંજ નહિ પણ પ્રભુમાં તેમનાં હૃદય સુદૃઢ તથા સબળ કરશે, એવી પાઉલની અપેક્ષા જણાય છે ( જુઓ ૨ ; ૨ નો ખુલાસો ).

પદ ૮.

* કેટલાક ધારે છે કે તુખીકસ પાઉલની સેવા વિશ્વાસુપણાથી કરતો, એની અહિં સૂચના રહેલી છે.

"દિલાસો દેવો" દુઃખથી થયલો ગભરાટ શાંત કરવાના અર્થમાં વપરાય છે પરંતુ અહિં તે ઉપરાંત સ્થિર કરવાનો અર્થ પણ સમજવો. તુખીકસ જેવા વિશ્વાસુ સેવક તથા પ્રેરિતને પ્રિય સાથીદાસની મુલાકાતથી કલોસ્સીઓનાં ઢચુપચુ થયલાં મન પ્રભુની વાત વિષે ઉત્તેજિત તથા સ્થાપિત કરાય એવો અહિં પાઉલનો હાર્દ સંભવે છે.

**તેની સાથે વિશ્વાસુ તથા પ્રિય ભાઈ ઓનેસીમસ જે તમારામાંનો છે [તેને મોકલ્યો છે].** કલોસ્સી ખ્રીસ્તીઓ ઓનેસીમસ વિષે કંઇ જાણતા હોય તો તેઓએ તેના વિષે સારો અભિપ્રાય નહિ બાંધ્યો હશે. એ નામનો એક અવિશ્વાસુ તથા અનાજ્ઞાંકિત ગુલામ ફિલેમોનને ત્યાંથી નાસી ગયલો છે, એટલુંજ તેઓના સાંભળવામાં આવ્યું હશે. પરંતુ તેની અગાઉની ચાલ ગમે તેવી હોય તો પણ હાલ પ્રભુની વાત માનીને તે વહાલો ખ્રીસ્તી ભાઇ થયો છે (જુઓ ફિલે. ૧૧, ૧૬) માટે તે કલોસ્સી ખ્રીસ્તીઓમાંનો એક ગણાય છે, એવી પ્રેરિત સૂચના કરે છે. આવા પસ્તાનારનો પ્રભુના નામમાં અંગીકાર કરવો જોઇએ. જુના માણસપણાની સ્થિતિમાં તે અવિશ્વાસુ ઠર્યો હશે પણ હવે નવું માણસપણું પહેરીને તે વિશ્વાસુ થયો છે, માટે પ્રભુએ તેને માફી આપી તેમ મંડળીના લોકોએ પણ તેના કરેલા અપરાધ દરગુજર કરવા.

પદ ૯.

**તેઓ અહિંની સઘળી બિનાઓ તમને જણાવશે.** તુખીકસના જેવો ઓનેસીમસ પણ પાઉલનો મોકલેલો સંદેશિયો હોય એવી રીતે પ્રેરિત અહિં લખે છે, તેમાં તેની શિષ્ટ તથા મનોહર લેખનકળા સ્પષ્ટ દેખાય છે. ઓનેસીમસના દોષ વિષે કંઇ ન લખતાં તે તેને વખાણી સન્માન આપે છે એ માટે કે કલોસ્સી ભાઇઓ ખુશીથી તેનો આવકાર કરવાની પોતાની ફરજ સમજે.

આ બે ભાઇઓ રૂમમાં બનેલી સઘળી બિનાઓ કહી સંભળાવશે. પાઉલની ખાસ ખબર તુખીકસ આપશે એટલુંજ નહિ પણ બન્ને ભાઇઓ મંડળીની, રાજદરબારની, શહેરની તેમજ રાજ્યની ખબર આપતાં સઘળી જાણવા જેવી વાત જણાવશે. વળી ઓનેસીમસ ખાસ પોતાનો ઇતિહાસ જણાવીને રૂમમાં શી રીતે પાઉલની મુલાકાત કરી, તેનાથી કેવો પસ્તાવો ઉપજાવનારો બોધ સાંભળીને ખ્રીસ્ત પર વિશ્વાસ કર્યો, પછી પાઉલની શિખામણ માનીને વિશ્વાસુ ભાઇ તરીકે ફિલેમોનને ત્યાં પાછો આવવાનો ઠરાવ કર્યો, તે બધું સંભળાવશે, એમાં શક નથી.

**પદ ૧૦-૧૪. પાઉલના સાથીઓના ક્ષેમકુશળની વાત.**

[10] મારો સાથી બંદીવાન આરીસ્તાર્ખસ તથા બાર્નાબાસનો પિતરાઇ ભાઇ માર્ક (જેના વિષે તમને આજ્ઞાઓ મળી છે,—તે જો તમારી પાસે આવે તો તેનો અંગીકાર કરજો), [11] તથા ઇસુ જે યુસ્તસ

કહેવાય છે, કે જેઓ [સર્વ] સુનતીઓમાંના છે, તેઓ તમને સલામ કહે છે. માત્ર તેઓજ દેવના રાજ્યને અર્થે [મારી] સાથે કામ કરનારા છે; તેઓ તો મને આશ્વાસનરૂપ થઇ પડ્યાં છે. [12] ખ્રીસ્ત ઇસુનો દાસ એપાફ્રાસ જે તમારામાંનો છે તે તમને સલામ કહે છે; તે તો પોતાની પ્રાર્થનાઓમાં નિરંતર તમારે સારૂ કષ્ટ કરે છે કે દેવની સઘળી ઇચ્છા [ના સંબંધ]માં તમે સંપૂર્ણ તથા સુનિશ્ચિત [થઇને] ટકી રહો. [13] કેમકે તેના વિષે હું સાક્ષી પુરૂં છું કે તમારે સારૂ તથા જેઓ લાઓદીકીઆમાં તથા હીઅરાપોલીસમાં છે તેઓને સારૂ તે ઘણોજ શ્રમ ઉઠાવે છે. [14] વહાલો વૈદ લુક તથા દેમાસ તમને સલામ કહે છે.

આ વેળાએ પાઉલની સાથે કોણુ કોણુ રહેતા તે આ વાક્યોથી જણાય છે. ખ્રીસ્તી થયલા યહુદીઓમાંથી આરીસ્તાર્ખસ, માર્ક તથા યુસ્તસ ને વિશ્વાસી વિદેશીઓમાંથી કલોસ્સેનો પાળક એપાફ્રાસ તથા લુક વૈદ તથા દેમાસ, એ છ ભાઇના નામમાં સલામ મોકલવામાં આવે છે. બીજા ઘણા ખ્રીસ્તીઓ મુલાકાત કરવા આવી જતા હશે પણ આ સમયે જાણે પાઉલની તહેનાતમાં રહેનાર આટલા ભાઇઓ હશે, એવું અનુમાન કરવું સકારણ છે.

**મારો સાથી બંદીવાન આરીસ્તાર્ખસ.** આરીસ્તાર્ખસ થેસ્સાલોનીકા શહેરનો એક ભાઇ હતો. પાઉલની ત્રીજી મુસાફરીમાં તે પ્રેરિત સાથે એફેસસમાં રહેલો (પ્રે. કૃ. ૧૯; ૨૯) ને તેની સાથે યરૂશાલેમ ભણી પણ ગયલો જણાય છે (પ્રે. કૃ. ૨૦; ૪). વળી પાઉલ કેદી થઇને રૂમ જતો હતો ત્યારે આ ભાઇ તેની સાથે વહાણમાં બેઠો હતો (પ્રે. કૃ. ૨૭; ૨). અહિં પાઉલ તેને સાથી બંદીવાન કહે છે (સરખાવો રૂમી. ૧૬; ૭). ફિલેમોન પર લખેલા પત્રમાં એપાફ્રાસને આ નામ આપેલું છે (ફિલે. ૨૩), એથી કેટલાએક ધારે છે કે પાઉલના કેટલાક સાથીઓ વારાફરતી તેની સારવાર કરવા કાજે તેની પાસે કાચી કેદમાં રહેતા. સાથે મોકલેલા આ બે પત્રોમાં એને એજ ભાઇ "મારો સાથી બંદીવાન" કહેવાતો નથી, એથી આ પત્રની સત્યતાનો પુરાવો મળી આવે છે. આ પત્ર બનાવટનો હોત તો અહિં પણ એપાફ્રાસ સાથી બંદીવાન કહેવાત, એવું ખાતરીથી કહી શકાય.

પદ ૧૦.

**તથા બાર્નાબાસનો પિતરાઇ ભાઇ માર્ક.** યોહાન માર્કની મા મરિયમનું ઘરં યરૂશાલેમમાં હતું (પ્રે. કૃ. ૧૨; ૧૨). તેના કુટુંબ સાથે પીતર પ્રેરિતનો કોઇ પ્રકારનો સંબંધ જણાય છે, કેમકે કેદથી ચમત્કારિક રીતે છુટીને પીતર મરિયમને ઘેર ગયો, ને તે વખતે ત્યાં ઘણાં ભાઇ બેનો એકઠાં થઇને પ્રાર્થના

કરતાં હતાં. પીતરની સાથે માર્ક "બાબેલોન" માં (મુખ્યત્વે રૂમમાં) હતો ત્યારે પીતર પ્રેમભાવથી તેને "મારો દીકરો" કહે છે (૧ પીત. ૫; ૧૩). 'તે બાર્નાબાસનો સગો હતો* તેથી તેને પ્રત્યે બાર્નાબાસની વર્તણુક અધિક સ્પષ્ટતાંથી સમજાય છે. પાઉલ બાર્નાબાસ સહિત પહેલી સુવાર્તા પ્રસારક મુસાફરી કરવા નીકળ્યો ત્યારે માર્ક પણ સેવક તરીકે સાથે ગયો (પ્રે. કૃ. ૧૩; ૫), પરંતુ બે પ્રેરિતોને પામ્ફુલ્યામાં મૂકીને તે ઘેર જતો રહ્યો. બીજી મુસાફરીમાં તેને સાથે લઇ જવાની પાઉલે સાફ ના પાડી ત્યારે બાર્નાબાસે તેને લઇ જવાને આગ્રહ કર્યો તેથી એ બે પ્રેરિતો વચ્ચે અણબનાવ થયો. પરિણામે બાર્નાબાસ પાઉલથી જુદો પડીને માર્ક સહિત કુપરસમાં ગયો, ને સાથી તરીકે સીલાસને પસંદ કરીને પાઉલ આશીઆમૈનર જવા ચાલી નીકળ્યો (પ્રે. કૃ. ૧૫; ૩૭-૪૦). તે વખતે પાઉલ થયલા અનુભવને આધારે વર્ત્યો હતો, પરંતુ બાર્નાબાસ પ્રીતિથી વર્ત્યો, ને અહિં આવેલી વાત લખીને માર્ક વિષે બાર્નાબાસના મનમાં જે પ્રીતિ જન્ય આશા ઉપજી હતી તે સફળ થઇ, એવું પાઉલ પોતે કબૂલ કરે છે. આ વેળાએ માર્ક પાઉલ સાથે રહીને તેની મદદ કરે છે, તેમ પ્રેરિત બીજી વાર રૂમમાં હતો ત્યારે તીમોથીને ફરમાવે છે કે "માર્કને તારી સાથે લઇ આવજે, કેમકે સેવાને સારૂ તે મને ઉપયોગી છે" (૨ તીમો. ૪; ૧૧).

**(જેના વિષે તમને આજ્ઞાઓ મળી છે,—તે જો તમારી પાસે આવે તો તેનો અંગીકાર કરજો).** માર્ક વિષે પાઉલે કલોસ્સીઓ પર ભલામણ મોકલી હતી એવું અહિં માલમ પડે છે. આશીઆમાં માર્કને મોકલવાનો વિચાર હશે, પરંતુ તે ત્યાં આવશે કે નહિ તે હજુ નક્કી નથી, એવું દીસે છે. વખતે તે ત્યાં આવે તો ત્યાંના ભાઇઓએ તેનો અંગીકાર કરવો, એવો પ્રેરિતનો આદેશ છે. માર્ક વિષે પાઉલનો અગાઉનો અભિપ્રાય મંડળીમાં જણાતો હશે, માટે પાઉલની ખાસ ભલામણ રહિત તે ત્યાં જાય તો મંડળીના લોકના મનમાં તેના વિષે સ્વાભાવિક શંકા રહેજ. માટે હાલ માર્ક વિષે મારો અભિપ્રાય જુદોજ થયો છે એમ જણાવવાનો પ્રેરિતનો હેતુ હશે.

**તથા ઇસુ જે યુસ્તસ કહેવાય છે, કે જેઓ [સર્વ] સુનતીઓમાંના છે, તેઓ તમને સલામ કહે છે.** "ઇસુ" તે "યહોવાહનું તારણ" અર્થના હેબ્રી નામ યહોશુઆનું હેલેની રૂપ છે. તે નામ એકલા આપણા તારનારનું નામ ન હતું પણ યહુદીઓમાં વપરાતું નામ હતું (લુક ૩; ૨૯. પ્રે. કૃ. ૭; ૪૫), તેથી માનવી નામના સંબંધમાં પણ ખ્રીસ્ત પોતાના ભાઇઓ જેવો થયો, એવું માલમ પડે છે. આ ભાઇની અટક "યુસ્તસ" નિયમશાસ્ત્રને આધીનતા સૂચક છે. તે પણ યહુદીઓમાં

પદ ૧૧.

---

*સગપણ દર્શક ગ્રીક શબ્દનો તરજુમો "પિતરાઇ ભાઇ" કર્યો છે, તથાપિ તેનો અર્થ ફોઇયાઇ કે મોસાઇ ભાઇ પણ થઇ શકે.

સાધારણે વપરાતી અટક જણાય છે (જુઓ પ્રે. કૃ. ૧ ; ૨૩ : ૧૮ ; ૭). તેના અર્થનો ગ્રીક શબ્દ પ્રભુના ભાઇ યાકુબના નામને અટક તરીકે લગાડવામાં આવતો તેથી તે "યાકુબ ન્યાયી" નામે ઓળખાતો આવ્યો છે. યુસ્તસનું નામ ફિલેમોનને લખેલા પત્રમાં આવતું નથી, તેથી પણ આ પત્રની સત્યતાનો પુરાવો મળે છે.

ઉપર કહેલા ત્રણે ભાઇઓ ખ્રીસ્તી થયલા યહુદીઓ જણાય છે, પણ તેઓ સર્વે કલોસ્સેની વિદેશી મંડળીના ભાઇઓને સલામ કહેવડાવીને વિદેશી વિશ્વાસીઓ પ્રત્યે પોતાની દિલસોજી ભરેલી પ્રીતિ સૂચવે છે.

**માત્ર તેઓજ દેવના રાજ્યને અર્થે [મારી] સાથે કામ કરનારા છે.** રૂમમાં બીજા વિશ્વાસી યહુદીઓ હતા (જુઓ રૂમીઓને પત્રનો ખુલાસો પૃષ્ઠ ૫, ૬), પરંતુ આવા સંકટને સમયે પાઉલને વળગી રહીને તેની સાથે ખરાપણાથી કામ કરનારા કેવળ આ ત્રણ ભાઇઓ જણાય છે (સરખાવો ફિલિ. ૧ ; ૧૫-૧૭ : ૨ ; ૧૯-૨૪). યહુદી કોમ દેવના રાજ્ય સંબંધે ઘણીજ આસ્થાવાન લેખાતી હતી તથાપિ ખ્રીસ્તના કામને લીધે તે મહિમાવાન રાજ્યમાં હરકોઇ પ્રવેશ કરી શકે છે, એ સુવાર્તાની વાત નિર્ભયતાથી સંભળાવનારા રૂમના યહુદી ખ્રીસ્તીઓમાંથી આટલાજ મળે છે!

**તેઓ તો મને આશ્વાસનરૂપ થઇ પડયા છે.** પાઉલ કેદી જોખમભરેલી મુસાફરી પુરી કરી રૂમ શહેર પહોંચ્યો ત્યારે કેટલાક ખ્રીસ્તી ભાઇઓની મુલાકાતથી તેને હિમ્મત આવી હતી (પ્રે. કૃ. ૨૮ ; ૧૫), તેમ રૂમમાં ઘણાની વિરૂદ્ધતા તથા નિશ્ચિતતા છતાં આ ત્રણ ભાઇઓના વિશ્વાસુપણાથી તેનું ક્ષોભિત થયલું મન શાંત કરવામાં આવ્યું હતું. જે શબ્દનો તરજુમો "આશ્વાસન" કર્યો છે તે આખા નવા કરારમાં અહિંજ મળે છે. તે શબ્દનો વિશેષ ઉપયોગ વૈદક શાસ્ત્રમાં થાય છે (આજ સુધી ખાંસીનું જોર નરમ પાડી શાંતિ આપનારી દવાને આ ગ્રીક શબ્દને મળતું નામ આપવામાં આવે છે). જાણે આ ભાઇઓની હિમ્મત ભરેલો વિશ્વાસ પાઉલને સારૂ શાંતિકારક ઓસડ જેવો નીવડયો હોયની!

**ખ્રીસ્ત ઇસુનો દાસ એપાફ્રાસ જે તમારામાંનો છે તે તમને સલામ કહે છે.** (જુઓ ૧ ; ૭ નો ખુલાસો). કલોસ્સેનો પાળક પોતાની મંડળીને ભૂલી જતો નથી. તેનું હિત તાકીને તે પાઉલની પાસે આવ્યો હતો ને તેણે આપેલી ખબરને લીધે આ પત્ર લખવામાં આવ્યો હતો. પાઉલ એપાફ્રાસને ખ્રીસ્ત ઇસુનો દાસ કહે છે એ અસાધારણ કહેવાય. પ્રેરિત પોતાને માટે આ નામ વાપરે છે તેમ એક ઠેકાણે પોતાની સાથે તીમોથીને આ નામ આપે છે (ફિલિ. ૧ ; ૧), બાકી કોઇ એકાદ ઉપદેશકને આ નામ આપવાનો પાઉલનાં લખાણમાં અહિંનોજ દાખલો મળે છે. તે ઉપરથી પાઉલ જાણે કલોસ્સેની મંડળી મધ્યે એપાફ્રાસને ખાસ અસાધારણ માન આપવા ચાહે છે, એવું દીસે છે.

પદ ૧૨.

**તે તો પોતાની પ્રાર્થનાઓમાં નિરંતર તમારે સારૂ કષ્ટ કરે છે.** કલોસ્સીઓ એપાફ્રાસના રૂમ જવા વિષે નારાજી હશે અથવા તો તે વિષે મનમાં શંકા રાખતા હશે. અમારી વાત પાઉલને જણાવવાને ત્યાં જવાની શી જરૂર? શું, અમારી ચાડી કરીને ઠપકો અપાવવાનો તેનો હેતુ નહિ હોય? આવા વહેમ ભરેલા વિચાર તેઓ કરતા હશે, પરંતુ એપાફ્રાસ પોતાના હાથ નીચેની મંડળી ઉપર કેવી શુદ્ધ પ્રીતિ રાખે છે, એ અહિં સૂચવાય છે. તે કલોસ્સૈમાંના ભાઇઓના હકમાં પ્રાર્થના કરે છે, કેવળ એમ નહિ પરંતુ પાઉલ પોતે મંડળીઓના હિતાર્થે કષ્ટ કરતો (જુઓ ૧; ૨૯: ૨; ૧) તેમ એપાફ્રાસ ખાસ કલોસ્સીઓનું આત્મિક કલ્યાણ તાકીને પોતાની પ્રાર્થનાઓમાં અહોનિશ કષ્ટરૂપી આગ્રહ કરતો જણાય છે (જુઓ લુક ૨૨; ૪૪. રૂમી. ૧૫; ૩૦). પ્રભુ આગળ પહેલવાન થઇને તે યાકુબની પેઠે પોતાના હિતાર્થે નહિ પણ તેના ટોળાના પરમ હિતાર્થે કુસ્તી કર્યા કરતો. આ આદર્શરૂપી પાળક પોતાની મંડળીના હકમાં કેવાં દાન આગ્રહથી માગતો તે હવે લખવામાં આવે છે.

**કે દેવની સઘળી ઇચ્છા [ના સંબંધ]માં તમે સંપૂર્ણ તથા સુનિશ્ચિત [થઇને] ટકી રહો.** (સરખાવો એફે. ૬; ૧૧, ૧૩). કલોસ્સીઓ પાખંડી બોધની પ્રસરતી અસરથી અસ્થિર થઇને સન્માર્ગ છોડી દેશે એવી એપાફ્રાસના મનમાં બીક છે, માટે આગ્રહથી તે જે વિશેષ વિનંતી કરે છે તે આ કે પ્રભુ તેમને ટકાવી રાખે. વળી તેઓ ઇસુ ખ્રીસ્તના સદ્બોધમાં ટકી શકે માટે તે માગે છે કે તેઓ સંપૂર્ણ તથા નિશ્ચયતા પામેલા થાય. "સંપૂર્ણ" વિષે જુઓ ૧; ૨૮. તેઓ અસત્ય મતરૂપી પવનથી ડોલાં ખાતી હોડી જેવા કે સહેજ ફરી જનારા બાળક જેવા ન થાય, પણ પ્રૌઢ થયલા ઠરેલ માણસની પેઠે સત્યને આધારે ખ્રીસ્તની સંગતમાં સ્થિર રહે (સરખાવો એફે. ૪; ૧૪-૧૬), એવી એપાફ્રાસની વિનંતી છે. "સુનિશ્ચિત થવું" અર્થવાળા ક્રિયાપદને મળતું નામ ૨; ૨ માં આવ્યું હતું ત્યાં "પૂર્ણ નિશ્ચયતા" તરજુમો કર્યો છે. આ ક્રિયાપદ નવા કરારનાં બીજાં પાંચ વાક્યોમાં મળે છે (જુઓ લુક ૧; ૨. રૂમી. ૪; ૨૧: ૧૪; ૫. ૨ તીમો. ૪; ૫, ૧૭) તે વાક્યો જોયાથી માલમ પડશે કે "પુરૂં કરવું" કે "ભરપુર કરવું" એ તેનો સાધારણ અર્થ છે. પરંતુ રૂમી. ૧૪; ૫ માં અહિંના જેવો અર્થ માલમ પડે છે. આ લોકો વિશ્વાસમાં પ્રૌઢ થઇને ઈશ્વરની સત્ય વાત વિષે પૂર્ણ ખાતરી પામે, એ વરદાન તેમનો પ્રેમી પાળક તેમના હકમાં યાચે છે. વળી આ પ્રૌઢતા તથા પૂર્ણ ખાતરી હરવખતે દેખાય, એવું તે ચાહે છે. ઈશ્વરેચ્છા મુજબ ગમે તેમ થાય, ગમે તે દૈહિક દુઃખ આવે, ગમે તે માઠી સ્થિતિ થાય, ગમે તે પાખંડી મત તેઓ મધ્યે દેખાવ દે, ગમે તે "જ્ઞાની" બોધક તેમને અભણ ઠરાવીને તુચ્છકારે તથા નિંદે, તોપણ આ બધું સર્વજ્ઞ ઈશ્વરની ઇચ્છા પ્રમાણે થાય છે—ખ્રીસ્તને થયું તેમજ અમ ખ્રીસ્તીઓને

થાયજ—એમ સમજીને તેઓ હમેશાં સંપૂર્ણ તથા સુનિશ્ચિત થઇને ટકી રહે, એજ એપાફ્રાસની આગ્રહી પ્રાર્થનાનું તાત્પર્ય જણાય છે.

**કેમકે તેના વિષે હું સાક્ષી પુરૂ છું કે તમારે સારૂ તથા જેઓ લાઓદીકીઆમાં તથા હીઅરાપોલીસમાં છે તેઓને સારૂ તે ઘણોજ શ્રમ ઉઠાવે છે.** પાઉલ ખાસ સાક્ષી પુરીને ઉપર જણાવેલા એપાફ્રાસના પ્રાર્થનારૂપી કષ્ટની કલોસ્સીઓને ખાતરી કરાવે છે. "શ્રમ" અર્થનો શબ્દ દુઃખકર સખત મહેનત સૂચવે છે, તે અર્થ ઉપરથી પ્રકટીકરણના પુસ્તકમાં તેનો અર્થ "પીડા" જણાય છે (જુઓ પ્રક. ૧૬; ૧૦, ૧૧: ૨૧; ૪. આ છેલ્લા વાક્યમાં ગુજરાતી તરજુમો "કષ્ટ" છે). નવા કરારના બીજા કોઇ પુસ્તકમાં આ શબ્દ મળતો નથી. મંડળી વિષેની ચિંતા પાઉલને બોજરૂપ લાગતી (૨ કરીં. ૧૧; ૨૮), માટે પોતાની મંડળીની સ્થિતિ વિષે થયલા ઉદ્વેગથી તેમ તે સ્થિતિના સુધારાને અર્થે કરેલી પ્રાર્થનાની કષ્ટરૂપી મહેનતથી એપાફ્રાસ ઘણોજ શ્રમિત થાય, એમાં કંઇ નવાંઇ નથી.

પદ ૧૩.

પરંતુ એપાફ્રાસ પ્રભુની વાડીના પોતાનાજ ક્યારડા પર ધ્યાન આપે છે, એમ નથી. કલોસ્સેની પશ્ચિમ દિશામાં દશેક મૈલને છેટે લુકસ નદીને દક્ષિણ તીરે આવેલું લાઓદીકીઆ શહેર હતું ને ત્યાંથી ૭ મૈલ દૂર, નદીને ઉત્તરે, હીઆરાપોલીસ હતું, તે બંને શહેરમાં કલોસ્સે સાથે સંબંધ રાખનારી ખ્રીસ્તી મંડળીઓ હતી. તે મંડળીઓના સભાસદોની આત્મિક સ્થિતિ વિષે પણ એપાફ્રાસ ચિંતાતુર થઇને આગ્રહયુક્ત પ્રાર્થના કરે છે, એવી પાઉલ સાક્ષી પુરે છે.

**વહાલો વૈદ લુક તથા દેમાસ તમને સલામ કહે છે.** એપાફ્રાસ ઉપરાંત આ બીજા બે વિદેશી વિશ્વાસીઓ સલામ લખાવે છે. પાઉલ બીજી મુસાફરી વેળાએ ત્રોઆસમાં હતો ત્યારે લુક તેનો સાથી થયો, એ પ્રે. કૃ. ૧૬; ૧૦ માં લખનારની હાજરીસૂચક "અમે" શબ્દના પ્રથમ દાખલાથી જણાય છે. ત્રીજી મુસાફરી પુરી થયે લુક પાઉલ સાથે યરૂશાલેમ ગયો હતો (પ્રે. કૃ. ૨૧; ૧ ઇત્યા.) તેમ પાઉલે અપીલ કરી ત્યારે તેની સાથે રૂમ આવ્યો હતો (પ્રે. કૃ. ૨૭; ૨ ઇત્યા.). પાઉલ બીજી વાર રૂમમાં ગયો ત્યારે પણ લુક તેની સાથે હતો (૨ તીમો. ૪; ૧૧). પાઉલને જે મંદવાડ થતો (ગલા. ૪; ૧૩, ૧૪) તેમાં લુક તેની માવજત કરતો એવું અનુમાન કરવું સકારણ છે. લુકની પ્રીતિમય સેવાને લીધે તે પાઉલને પ્રિય થઇ પડયો હશે એવું ધારવું સ્વાભાવિક છે.

પદ ૧૪.

દેમાસનું નામ કોઇ પણ વિશેષણ રહિત એકલું આવેલું છે. પાઉલ પછીથી રૂમમાં આવીને સંકટમાં પડયો ત્યારે "હાલના જગતપર પ્રેમ કરીને" દેમાસ તેને

મૂકીને થેસ્સાલોનીકામાં ગયો (૨ તીમો. ૪; ૧૦); તેથી અત્યારે પણ પાઉલનાં મનમાં તેના વિષે શંકા ઉપજી હતી, એવો કેટલાકનો મત જણાય છે. પરંતુ ફિલે. ૨૪ માં તે પાઉલના સાથી કામદારોમાંનો એક ગણાય છે. દેમાસનો દાખલો દરેક ખ્રીસ્તીને સારૂ ચેતવણીરૂપ છે. પ્રભુ કરે ને હું કદી જગતની લાલચથી સુવાર્તાના કામ સંબંધી અવિશ્વાસુ ન થાઉં, એવું પ્રભુના દરેક સેવકે નિત્ય માગવું જોઇએ.

આ વેળાએ માર્ક તથા લુક એ બે સુવાર્તા લખનારા પાઉલની સાથે રહેતાં. માર્કે રૂમમાં પીતરની વાતને આધારે સુવાર્તા લખી, એવું સાધારણે મનાય છે. લુકે બધે પુછપરછ કરીને પોતાની સુવાર્તા તૈયાર કરી, એ તે પોતે જણાવે છે (લુક ૧; ૩). સુવાર્તા લખ્યા પછી લુકે પ્રેરિતોનાં કૃત્યોનું પુસ્તક લખ્યું, એ પ્રે. કૃ. ૧; ૨ થી સિદ્ધ થાય છે.

પાઉલના સાથીઓના ક્ષેમકુશળયુક્ત સંદેશાઓ અહિં પુરા થાય છે. પદ ૧૫ થી માંડીને પાઉલ પોતાને નામે સલામ કહેવડાવે છે, પછી કલોસ્સીઓને પોતાને હાથે સલામ લખીને તે સંક્ષિપ્ત આશીર્વચન સહિત પત્રને સમાપ્ત કરે છે.

**પદ ૧૫–૧૮. પાઉલના ક્ષેમકુશળ તથા સંદેશાની વાત. સમાપ્ત કરનારૂં આશીર્વચન.**

[૧૫] લાઓદીકીઆમાંના ભાઇઓને તથા નુમફાસને તથા તેઓના ઘરમાંની મંડળીને સલામ કહેજો. [૧૬] વળી આ પત્ર તમારે ત્યાં વંચાયા પછી લાઓદીકીઆની મંડળીમાં પણ તે વંચાય એવું કરજો, ને [જુઓ] કે લાઓદીકીઆથી જે [પત્ર મળશે] તે તમે પણ વાંચો. [૧૭] વળી આર્ખિપ્પસને કહેજો કે પ્રભુમાં જે સેવા તને મળી છે તે પૂર્ણ કરવાને સાવધાન રહે.

[૧૮] મારે પોતાને હાથે [લખેલી], પાઉલની સલામ [વાંચજો]. મારાં બંધનો યાદ રાખજો. કૃપા તમારી સાથે થાઓ.

**લાઓદીકીઆમાંના ભાઇઓને તથા નુમફાસને તથા તેઓના ઘરમાંની મંડળીને સલામ કહેજો.** પોતાને હાથે લખેલી પાઉલની સલામ

પદ ૧૫.

પદ ૧૮માં આવે છે. અહિં તે કલોસ્સે પાસેના લાઓદીકીઆની મંડળીને સલામ લખાવે છે. કેટલાકનું એવું ધારવું છે કે પદ ૧૬ માં જે લાઓદીકીઆથી આવનાર પત્રની વાત કરેલી છે તે પત્ર ખાસ લાઓદીકીઆની મંડળી પર લખેલો હોવો જોઇએ. પરંતુ અહિં આવેલી વાત એ મતનું ખંડન કરે છે. આ વખતે પાઉલ તે મંડળી પર ખાસ પત્ર લખતો હોત તો આ પત્રમાં આવી સલામ લખાવવાની જરૂર ન રહેત.

નુમફાસ (જે નુમફાદોરસનું ટુંકું રૂપ) તે લાઓદીકીઆમાંના પ્રખ્યાત ભાઇનું નામ હશે, કે જેના ઘરની અંદર કેટલાક ખ્રીસ્તીઓ (પ્રથમ મંડળીની રીત મુજબ) ઈશ્વરસેવાને અર્થે ભેગા થતા હતા (સરખાવો રૂમી. ૧૬; ૫. ૧ કરીં. ૧૬; ૧૯. ફિલે. ૧). જેનું ઘર મોટું તથા સગવડવાળું હોય તેને ત્યાં ભાઇબેનો ભેગાં થાયજ. ખાસ ઈશ્વરસેવાને અર્થે વપરાતાં દેવળો ત્રીજા સૈકા પહેલાં બાંધેલાં જણાતાં નથી. "તેઓનું ઘર" એટલે નુમફાસ તથા તેના કુટુંબીઓનું ઘર, એવો ઘણુંખરા ટીકાકારો ખુલાસો કરે છે, પરંતુ "તેનું ઘર" કેટલાક હસ્તલેખોમાં આવે છે ને વળી "તે" કોઇ હસ્તલેખમાં નરજાતિ ને બીજા કોઇમાં નારીજાતિ છે. તે વાતનો એક ખુલાસો એવો થાય છે કે "તેઓ"નો અર્થ સ્પષ્ટ ન હોવાથી કોઇ લહિયાએ "તેનું" (નરજાતિ) લખ્યું હશે. વળી બીજા કોઇ લહિયાને નુમફાસનું નામ સ્ત્રીના નામ સરખું લાગ્યું હશે માટે "તેણીનું" અર્થનો શબ્દ લખાયો. બીજે પક્ષે કેટલાકનો એવો અભિપ્રાય જણાય છે કે કોઇ હસ્તલેખમાં "તેનું" ને બીજા કોઇમાં "તેણીનું" જોઇને કોઇ લહિયાએ "તેઓનું" લખ્યું તેથી અહિં આપેલું રૂપ દાખલ થયું! પરંતુ આ છેલ્લો ખુલાસો છેક અસંભવિત છે, માટે સર્વનામના બહુવચની રૂપથી નુમફાસ તથા તેના કુટુંબીઓનું ઘર સૂચવાય છે એમ ધારવું યુક્ત જણાય છે.

**વળી આ પત્ર તમારે ત્યાં વંચાયા પછી લાઓદીકીઆની મંડળીમાં પણ તે વંચાય એવું કરજો.** અમુક મંડળી પર લખેલો પત્ર કોઇ

પદ ૧૬. વખતે આજુબાજુની મંડળીઓમાં પણ વંચાતો હતો એવું અનુમાન ૨ કરીં. ૧; ૧ ઉપરથી કરવામાં આવ્યું છે. એ ગમે તેમ હોય પણ આ પત્રની વાત લાઓદીકીઆની મંડળીને પણ ઉપયોગી થશે, એવો પાઉલનો અભિપ્રાય જણાય છે. કલોસ્સેમાં પ્રસરતો પાખંડી મત પાસેના શહેરમાં પણ પ્રગટ કરવામાં આવશે, એવો સંભવ હોવાથી પાઉલે આ આજ્ઞા આપી હશે. ૧ થેસ્સા. ૫; ૨૭માં પાઉલ બધા ભાઇઓને પત્ર વંચાવવાને પ્રભુના સમ ઘાલે છે તેથી કેટલાએક એવું ધારે છે કે પ્રેરિતના પત્રનો ચેતવણીરૂપી બોધ સાંભળવાનું બધા ભાઇઓનું મન નહિ હોય. પરંતુ અહિં આવેલી પાઉલની માગણી એટલી જણાય છે કે "તમારી મંડળીમાં આ પત્રની વાત વાંચી સંભળાવવામાં આવે ત્યાર પછી તે તમારી પાસેની મંડળીમાં વંચાય, એવી ગોઠવણ કરવી."

**ને [જુઓ] કે લાઓદીકીઆથી જે [પત્ર મળશે] તે તમે પણ વાંચો.** લાઓદીકીઆથી પત્ર આવવાનો હતો તે પણ પાઉલનો લખેલો હોવો જોઇએ, નહિ તો તે વિષે આજ્ઞા કરવી તેને શી રીતે સૂઝે? આ પત્ર કયો હશે તે વિષે ત્રણ મુખ્ય મત થયલા જણાય છે તે નીચે મુજબઃ—

(૧) "લાઓદીકીઆને લખેલો પાઉલનો પત્ર," એવો નવા કરારના નિયમગણમાં ન સમાયલો એક ટુંકો પત્ર લાટિન ભાષામાં છે તેની અહિં સૂચના

હશે. પરંતુ તે પત્ર માત્ર પાઉલના પત્રોમાંથી ભેગાં કરેલાં અસંબદ્ધ તથા અપ્રાસંગિક વાક્યોનો સંગ્રહ છે, માટે તેને પાઉલનો ખરો પત્ર માનવાનું એકે વજનદાર કારણ નથી.

(૨) લાઓદીકીઆ પર ખાસ લખેલો એવો પાઉલનો એક પત્ર ખોવાઇ ગયો હશે તે અહિં સૂચવાય છે. પરંતુ એવો પત્ર લખવામાં આવ્યો ને પછીથી તેની સઘળી નકલો ગુમ થઇ ગઈ, એવું ધારવાનું પ્રયોજન દીસતું નથી. જુઓ પદ ૧૫.

(૩) "એફેસીઓને લખેલો પત્ર" નામે જે સામાન્ય પત્ર આશીઆ પ્રાંતની મંડળીઓ ઉપર લખેલો હતો, ને જેને માર્શીઓન લાઓદીકીઆની મંડળી પર લખેલો માનતો, તેની અહિં વાત આવે છે. સદરહુ પત્ર તુખીકસ સાથે મોકલેલો હતો ( એફે. ૬ ; ૨૧, ૨૨ ), માટે લાઓદીકીઆ થઇને તે કલોસ્સે આવતાં આ પત્ર સાથે સદરહુ પત્ર પણ લાવવાનો હતો, એ સિદ્ધ છે. આ મત ખરો માનવાનાં કારણ એફેસીઓને પત્રના ખુલાસામાં આપ્યાં છે ( જુઓ પૃષ્ઠ ૧૪-૧૬ ).

પદ ૧૭.

**વળી આર્ખિપ્પસને કહેજો કે પ્રભુમાં જે સેવા તને મળી છે તે પૂર્ણ કરવાને સાવધાન રહે.** આર્ખિપ્પસનું નામ ફિલેમોન તથા તેની સ્ત્રીના નામ સાથે ફિલે. ૧ માં આવે છે, તેથી તે ફિલેમોનનો દીકરો હશે, એ સંભવિત દીસે છે. તેને ધર્મસેવાના કામ વિષે ચેતવણી આપવાનું કલોસ્સેની મંડળીને ફરમાવવામાં આવે છે તેથી તેને કલોસ્સેની મંડળીમાં સેવાકાર્યનું કામ કરવાનું સોંપાયું હશે, એવું અનુમાન કરાય છે. પરંતુ તેની કરેલી સેવામાં કંઇ ખામી માલમ પડતી અહિં સૂચવાય છે, એમ માનવું સકારણ લાગતું નથી. તે અનુભવ વગરનો જુવાન હશે, તેથી કદાપિ ઠરેલ પાળક એપાફ્રાસની ગેરહાજરીમાં પ્રભુના કામમાં તેનો ભાવ મંદ થાય કે પ્રસરતા પાખંડી બોધની અસરથી પ્રભુની વાતની સત્યતા તેનાથી યોગ્ય રીતે ન જળવાય, એવી ભીતિ પ્રેરિતના મનમાં હોવાથી તે આવી ગંભીરતાયુક્ત ચેતવણી લખાવતો હશે, એમાં કંઇ અસંભવ નથી. પરંતુ કેટલાકનો એવો મત છે કે આ ચેતવણી લાઓદીકીઆની મંડળીની વાત સાથે જોડાયલી છે માટે આર્ખિપ્પસ લાઓદીકી-આમાં સેવાકાર્ય કરતો હોવો જોઇએ, તે માનવાનું કંઇ સબળ કારણ જણાતું નથી. પાછળ લાઓદીકીઆની વાત આવી છે ખરી, પરંતુ પદ ૧૬ ની છેલ્લી વાત કલોસ્સેની મંડળીના સંબંધમાં છે. વળી બીજી મંડળીમાં કામ કરનારને આવી ચેતવણી આપવાનું કામ કલોસ્સીઓને સોંપવું પાઉલની સભ્યતા ભરેલી રીતાનુસાર કહેવાય નહિ. જે મંડળીમાં આ ભાઇ કામ કરતો તેજ મંડળીના સભાસદોને તેને ઉત્તેજિત કરવાની આજ્ઞા અપાય, એ કેવળ યુક્ત લાગે છે.

પ્રભુના દરેક કામદારને સારૂ આ વાતમાં ઉત્તમ શિખામણ સમાયલી છે.

(૧) આપણી સેવા "પ્રભુમાં" છે. પ્રભુમાં રહીએ તોજ આ સેવા લાયક રીતે થાય, માટે તારનારની માર્મિક સંગત રાખીને હમેશ કામ કરવું.

(૨) પ્રભુની સેવાનું કામ આપણને "મળ્યું છે," એટલે પ્રભુએ તે આપણને સોંપાવ્યું છે. સોંપેલા કામનો તે હિસાબ લેશે એવું કદી ભૂલવું નહિ. માટે ઉદ્યોગી તથા વિશ્વાસુ રહેવું કે અંતે આપણને શાબાશી મળે (જુઓ માત્થી ૨૫; ૨૧, ૨૩).

(૩) સોંપેલી સેવા "પૂર્ણ" કરવાની અગત્ય છે. પ્રભુ સેવાની પરિપૂર્ણતા માગે છે, તે અપૂર્ણ રહેલા કામથી રાજી ન થાય, માટે હરકોઇ માણસ પ્રત્યે તથા હરેક રીતે તન, મન ને ધનથી સોંપેલી સેવા સંપૂર્ણ કરવી (૨ તીમો. ૪; ૫).

(૪) પ્રભુએ સોંપેલી સેવામાં "સાવધાની" ની વિશેષ જરૂર છે. નિરાશા ન ઉપજે, અનાસ્થિત કે નિશ્ચિંત ન થવાય, માટે સાવધાન રહેવું. ભરવાડ પોતાના ટોળાના દરેક ઘેટાની નિરીક્ષા કરે છે તેવી રીતે પાળકોએ હિસાબ આપનારાની પેઠે પોતાના હાથમાં સોંપેલા દરેક ખ્રીસ્તીના પ્રાણને સારૂ ચોકી કરવી (હેબ્રી. ૧૩; ૧૭). "સાવધાન રહે" એટલે "જોજે." હમેશ પોતા ભણી, ટોળા ભણી, તથા પ્રભુ ભણી જોયાં કરવું. પોતા ભણી જોઇને દરેક ઉપજતી ખામી અટકાવવી; ટોળા ભણી જોઇને દરેક ભૂલ સુધારવાની તૈયારીમાં રહેવું; પ્રભુ ભણી જોઇને જોઇતી સુબુદ્ધિ તથા શક્તિની અપેક્ષા રાખવી.

**મારે પોતાને હાથે [લખેલી] પાઉલની સલામ [વાંચજો].**

પદ ૧૮.

પાઉલ કોઇ સાથીની પાસે પોતાના રચેલા પત્રો લખાવતો (જુઓ રૂમી. ૧૬; ૨૨), પરંતુ છેવટે પોતાને હાથે કંઇક લખવાનો રિવાજ હતો (૧ કરીં. ૧૬; ૨૧), તે પત્રની અસલપણાની નિશાણી તરીકે ગણાતું (૨ થેસ્સા. ૩; ૧૭). તેના અક્ષર મોટા પડતા (ગલા. ૬; ૧૧) તેનું કારણ આંખનું દરદ હશે, એમ ધારવામાં આવ્યું છે (જુઓ ગલા. ૪; ૧૫). અહિં પત્રને અંતે તેને હાથે પાડેલા મોટા અક્ષરનો સંદેશો વાંચીને કલોસ્સીઓ સમજે કે આ પત્રની વાત અમારા હિતાર્થે ખરેખર પાઉલ પ્રેરિતની પાસેથી આવી છે.

**મારાં બંધનો યાદ રાખજો.** પાઉલ સલામ લખવાને અર્થે હાથમાં કલમ લે કે તરત થયલા ખણખણાટથી સાંકળ યાદ આવેજ. માટે પોતાનાં બંધનની યાદ દેવડાવીને આ કલોસ્સીઓને તેની વાત પર પુરતું ધ્યાન આપવાની સૂચના કરે છે. પ્રભુ ઇસુની વાતને લીધે પાઉલ કેદી થયો હતો માટે "મારા બંધન જાણે ખ્રીસ્ત ઇસુના ચિહ્નરૂપ છે (ગલા. ૬; ૧૭), એમ સમજીને તમારે મારી વાત વજનદાર ગણવી," એવો તે કેદમાં લખેલા પત્રોમાં વારંવાર દાવો કરતો હોય એમ લાગે છે (જુઓ એફે. ૩; ૧ : ૪; ૧ : ૬; ૧૯. ફિલે. ૯, ૧૩).

કૃપા તમારી સાથે થાઓ. આવું સંક્ષિપ્ત સમાપ્ત કરનારૂં આશીર્વચન પાઉલનાં છેલ્લાં વરસોમાં લખેલા પત્રોને અંતે મળે છે (સરખાવો ૧ તીમો. ૬; ૨૧. ૨ તીમો. ૪; ૨૨. તીત. ૩; ૧૫). "પ્રભુ ઇસુ ખ્રીસ્તની કૃપા" એવા શબ્દો રૂમી. ૧૬; ૨૦. ૧ કરીં. ૧૬; ૨૩. ૨ કરીં. ૧૩; ૧૪. ગલા. ૬; ૧૮. ફિલિ. ૪; ૨૩ માં આવે છે, તેથી સમાપ્ત કરનારા વચન બાબત આ પત્રનો સંબંધ પ્રેરિતના છેલ્લા પત્રો સાથે લાગે છે. આની સાથે લખેલા એફેસીઓને પત્રમાં "કૃપા થાઓ" આવે છે (એફે. ૬; ૨૪), પરંતુ ફિલેમોન ૨૫ માં "આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તની કૃપા તમારા આત્માની સાથે થાઓ" લખેલું છે, માટે આશીર્વચનના ટુંકા રૂપ ઉપરથી પત્ર લખવાની સાલ વિષે ખાતરીપૂર્વક અનુમાન થાય, એમ લાગતું નથી.

ખ્રીસ્તમાં પ્રગટ થયલી ઈશ્વરકૃપા નિત્ય આ પરીક્ષણ પામેલા ભાઇઓ સાથે રહીને તેમને અપરાધની માફી પમાડે, પ્રભુએ નાખેલા પાયા પર સ્થાપે, સન્માર્ગમાં દોરી લઇ જાય, ને અંતે મહિમાવાન વારસાના ભાગીદાર કરે, એવી પ્રેરિતની આશિષ છે, તે આશિષ ગુજરાતની સઘળી મંડળીઓનાં ભાઇબેનોને પ્રાપ્ત થાઓ. તથાસ્તુ.



# પ્રસ્તાવના.

પાઉલ પ્રેરિતનાં લખાણમાં આ ટુંકો પત્ર અપૂર્વ છે, ને આખા નવા કરારમાં કેવળ યોહાનનો ૩ જો પત્ર તેને કેટલેક દરજ્જે મળતો આવે છે, એમ કહીએ તો ચાલે. તે ખાનગી કાગળ સમાન છે કે જેમાં ધર્મસિદ્ધાંત તો નહિ પણ એક ભાઇની ગૃહવ્યવસ્થાની વાત સમાયલી છે. તથાપિ નવા કરારના ખજાનામાં તે એક નાના પણ અતિશય મૂલ્યવાન તથા ચળકાટ મારતા રત્નરૂપે હોવાને લીધે વિશેષ ચિત્તાકર્ષક દીસે છે. ખ્રીસ્તની સુવાર્તાનું પરાક્રમ કેટલું બધું છે, વળી તે સુવાર્તા પ્રસારક પાઉલ પોતાના કરેલા બોધ પ્રમાણે શી રીતે ખ્રીસ્તના જેવું મન રાખતો (ફિલિ. ૨ ; ૫. સરખાવો ૧ કરીં. ૨ ; ૧૬), એ વાતોનું પ્રત્યક્ષ પ્રમાણ આ પત્રમાં મળી આવે છે.

એક નકામો ગુલામ પોતાના ધણીનો મોટો અપરાધ કરીને નાસી ગયો હતો તે રૂમમાં પાઉલની મુલાકાત કરીને નવો જન્મ પામ્યો હતો, ને તેને પાછો મોકલતાં પ્રેરિત તેની સાથે આ ભલામણપત્ર રવાના કરે છે. તેમાં ગુન્હેગાર દાસના મોટા દોષની ક્ષમા કરાવવાને અર્થે પાઉલ નિખાલસ ભાવથી જે પ્રીતિમય મધ્યસ્થી કરે છે તે વાંચતાં ખ્રીસ્ત પોતે પાપીઓને સારૂ કેવી પ્રેમયુક્ત વકાલત કરનાર છે એની અનેક સૂચનાઓ તરતી આવે છે. એજ કારણથી આ પત્ર યુરોપ ખંડના પ્રખ્યાત ધર્મસુધારકોને પ્રિય થઇ પડયો જણાય છે. લુથરે લખ્યું કે "આ પત્રમાં ખ્રીસ્તમાંની પ્રીતિનો ખરો, ઉમદા તથા સુંદર નમુનો રજુ કરવામાં આવે છે. પાઉલ પ્રેરિત જાણે પોતે ઓનેસીમસ હોય, ને તેણે પાતે ફિલેમોનનો અન્યાય કર્યો હોય, એવી રીતે લખે છે. ઈશ્વરપિતા આગળ ખ્રીસ્તે આપણે સારૂ કર્યું તેવુંજ પાઉલ ફિલેમોન આગળ ઓનેસીમસના લાભમાં કરે છે.... મારા ધાર્યા પ્રમાણે આપણે સર્વ ખ્રીસ્ત પ્રત્યે ઓનેસીમસ જેવા છીએ." વળી કાલ્વિન લખે છે કે, "પ્રેરિત અધમ માણસના હકમાં આવી વિનયપૂર્વક વિનંતી સહિત પોતાને એવો નમ્ર કરે છે કે તેના મનની કોમળતા આવી આબેહુબ રીતે કોઇ બીજે ઠેકાણે જવલ્લેજ ચિતરવામાં આવતી હશે." સદ્ભક્તોની સદરહુ સાક્ષી બતાવે છે કે આ ટુંકા લખાણ પર પવિત્ર આત્માની એવી મુદ્રા મારવામાં આવી છે કે તે પ્રભુના સેવકોને આત્મિક લાભ પમાડવામાં સાધનરૂપ થઇ પડયું છે. આ પત્રના ગુજરાતી તરજુમાના અભ્યાસીઓ તેમાં પ્રકાશ મારતા પ્રેમયુક્ત આભૂષણથી અલંકૃત થાય, એવી ઉમેદ રાખવામાં આવે છે.

### કર્તા વિષે.

આ પત્ર પાઉલકૃત છે એમ માનવાનું પુરતું કારણ જણાય છે. પુરાતન ધર્મપિતૃઓનાં લખાણમાં તે વિષે ઓછી સૂચનાઓ તો મળે છે, પરંતુ બીજા

સૈકામાં તે **માર્શીઓન** કૃત નિયમગણમાં સમાયલો છે, એની સાબિતી તર્તુલીઅન આપે છે. તે કહે છે કે આ પત્રની લઘુતાથી આટલો તો લાભ થયો છે કે તે માર્શીઓનના અસત્યકારક સ્પર્શથી બચી ગયો છે;—અર્થાત્ આ પત્ર ઘણોજ ટુંકો છે માટે તેમાં ફેરફાર કરવાને માર્શીઓન લલચાયો નથી. વળી **મુરાટોરીના અપૂર્ણ લેખમાં** પાળકધર્મના પત્રોનાં નામ સાથે આ પત્રનું નામ પણ આવેલું છે. **ઓરીગેન**ના અભિપ્રાય પ્રમાણે આ પાઉલકૃત પત્રોમાંનો એક છે, ને **યુસીબીઅસ** તેને નવા કરારનાં પુસ્તકોમાં ગણતો. પરંતુ મંડળીમાં વિશ્વાસનામા વિષે અધિક વિવેચન થવા લાગ્યાં ત્યારે આ પત્રમાં ઈશ્વરવિદ્યા વિષે કંઇ વિશેષ ખુલાસો ન હોવાથી તેની વાત પર ઓછું ધ્યાન આપવામાં આવ્યું જણાય છે. ચોથા સૈકાના કેટલાક ગ્રંથકારોનો એવો અભિપ્રાય થયો હતો કે આ પત્રની વાત માત્ર સંસારી વ્યવહારસૂચક હોવાથી તેમાંથી કંઇ ઉપયોગી બોધ મળી આવતો નથી, તે કારણથી તે પાઉલકૃત મનાય નહિ. તેનો જવાબ આપતાં **જેરોમે** લખ્યું કે પાઉલના સર્વ પત્રોમાં સાંસારિક વ્યવહાર વિષેની સૂચનાઓ સમાયલી છે; વળી આ પત્ર જો ખરેખર પાઉલકૃત ન હોત તો તે કદી મંડળીમાં માન્ય ન થાત. બીજા કેટલાએકે એવો પણ વાંધો કાઢયો હતો કે આના જેવી નિર્માલ્ય બાબત વિષે લખવું પાઉલ સરખા પ્રેરિતને અઘટિત કહેવાય! આ વાંધાનો જવાબ આપતાં **ખ્રીસોસ્તોમે** પત્રની સત્યતાની સાબિતી આપી હતી.

વપરાયલા શબ્દ તથા લખવાની શૈલી ધ્યાનમાં લીધાથી ઉપર કહેલા બાહ્ય પુરાવાને ટેકો મળે છે. પાઉલના બીજા પત્રોમાં વારંવાર આવેલા કેટલાક શબ્દો આ ટુંકા પત્રમાં પણ જણાય છે,—જેમકે "સુજ્ઞાન," "હિમ્મત," "દિલાસો," ઇત્યાદિ. વળી આની ભાષાની ઢબ પ્રેરિતની લખવાની રૂઢીને મળતી આવે છે, એનું સહુથી સ્પષ્ટ પ્રમાણ આ છે કે આ સમાનતા કબૂલ કરીને એક વાંધો લેનાર એવું અનુમાન કરે છે કે પાઉલના ખરા પત્રોની શૈલીની નકલ કરીનેજ બીજા કોઇથી આ પત્ર લખેલો હોવો જોઇએ! આવા ન્યાય મુજબ લેખક જો કોઇ અમુક પત્ર લખતાં પોતાની ઢબ તદન બદલી નાખે તોજ તે પત્ર તેનો લખેલો ઠરે!

લખવાની ઢબ પાઉલ પ્રેરિતની છે, છતાં વિષય અપૂર્વ છે. પત્રની વાત ધૂર્તની બનાવટી વાત તો નહિ પણ હૃદયના પ્રેમના ઉભરા કાઢનારી વાત જણાય છે. એફેસી તથા કલોસ્સીના પત્રો સાથે આનો ગાઢ સંબંધ છે પરંતુ એવો સ્વાભાવિક જુજ ફેર જણાય છે કે જેથી ખાતરી થાય છે કે એ ને એજ લખનારે એ ને એજ વખતે ત્રણે પત્રો લખ્યા (જુઓ પૃષ્ટ ૧૬, ૧૭). અર્વાચીન વાંધો લેનારાઓ એટલાજ કારણથી આ પત્ર વિષે શંકા બતાવે છે કે આ પત્રની સત્યતાને કબૂલ કરવાથી એફેસી તથા કલોસ્સીની સત્યતા પણ કબૂલ કરવી પડે છે.

**ફિલેમોનના કુટુંબ વિષે.**

**ફિલેમોન** કલોસ્સે શહેરનો ગૃહસ્થ હતો એવું પદ ૧૦, ૧૧ સાથે કલો. ૪; ૯ સરખાવવાથી ખાતરીપૂર્વક અનુમાન થાય છે. વળી તે પાઉલનો બોધ સાંભળી ખ્રીસ્તી થયો હતો, એવી પદ ૧૯ માં સૂચના રહેલી છે. તેણે પ્રેરિતની મુલાકાત એફેસસમાં કરી હતી, એ સંભવિત છે ( જુઓ પૃષ્ઠ ૩ ). કલોસ્સેમાં પાછો આવીને ફિલેમોન ત્યાંની મંડળીમાં કામ કરનારો થયો હતો, વળી વિશ્વાસીઓની સભાઓ માટે પોતાના ઘરનો એક ઓરડો આપતો હતો ( પદ ૧ ). ખ્રીસ્તીઓ પર માયા રાખી તે તેમને સહાયરૂપ થતો તેમજ તેમની આગતા સ્વાગતા કરતો, એવું પદ ૪-૭ થી જણાય છે. પાઉલ પ્રેરિતનો તે મિત્ર હતો એની અનેક સૂચનાઓ આ પત્રમાં સમાયલી છે. તથાપિ પાઉલના બીજા પત્રોમાં તેનું નામ મળી આવતું નથી. કલોસ્સીઓના પત્રમાં આવંત, પરંતુ તે સાથે આ ખાસ તેના પર લખેલો પત્ર મોકલવામાં આવ્યો માટે ત્યાંના ક્ષેમકુશળ પ્રકરણમાં તેનું નામ જણાતું નથી. પાઉલની સાથે તે ફરતો ન હતો માટે બીજી મંડળીઓ પર લખેલા પત્રોમાં તેનું નામ આવે, એવો પ્રસંગ આવ્યો ન હશે. "ફિલેમોન" નામનો અર્થ "પ્રેમી" થાય છે.

**આપ્ફીઆ** ફિલેમોનની ધણીઆણી જણાય છે. આ નામ ફ્રુગીઆ પ્રાંતમાં વપરાતું હતું, તેનો અર્થ "વહાલી" થાય છે. તે બાઇ વિશ્વાસેણ થઇ હતી, એવું પદ ૧ ઉપરથી અનુમાન કરવું.

**આર્ખિપ્પસ** ફિલેમોન તથા આપ્ફીઆનો દીકરો હશે, એ સંભવિત છે, પરંતુ ખાત્રીપૂર્વક નથી. મંડળીમાં તે જુવાન પણ જવાબદાર હોદ્દેદાર થયો હતો, એવું કલો. ૪; ૧૭ થી જણાય છે. આ પત્રમાં પાઉલ તેને "સહયોદ્ધા" કહે છે.

**ઓનેસીમસ** ફિલેમોનનો ગુલામ હતો. તેના નામનો અર્થ "લાભકારી" જણાય છે, પરંતુ નામ જુદું ને કામ જુદું એવો એના સંબંધમાં ફિલેમોનને અનુભવ થયલો જણાય છે (પદ ૧૧). "ગાંડી ગુજરાત, પહેલી લાત ને પછી વાત," એ આપણા પ્રાંતની કહેવત મુજબ ફ્રુગીઆના દાસો વિષે ઉક્તિ હતી કે "ફ્રુગીઆનો ગુલામ માર ખાધાથીજ સુધરે." ઓનેસીમસને એ કહેવત બંધબેસ્તી આવે છે, એવું ફિલેમોનની ખાત્રી થઇ હશે, કેમકે ધણીનું કંઇ નુકસાન કરીને ( પદ ૧૮ ) તે નાસી ગયો હતો. રૂમ શહેરની ગીચ વસ્તી મધ્યે, પોતાના સરખા અપરાધીઓ સાથે, તે સંતાઇ ગયો, પરંતુ ઈશ્વરે કોઇ રીતે તેની પાઉલ સાથે મુલાકાત કરાવી હતી ને બંધનમાં રહેનાર પ્રેરિતનો બોધ ઈશ્વરકૃપાથી તેના મનમાં એવો અસરકારક નીવડયો હતો કે તે નવો જન્મ પામીને પ્રભુના રાજ્યમાં દાખલ થયો ( પદ ૧૦ ). ત્યારથી તે પાઉલની માવજત કરતો રહ્યો ( પદ ૧૧, ૧૩ ), ને પોતાના ધર્મગુરૂ પ્રત્યે એવો ભાવિક જણાયો કે પ્રેરિતને તે દીકરા સમાન પ્રાણ-

પ્રિય થઇ પડયો (પદ ૧૦, ૧૨, ૧૬, ૧૭. સરખાવો કલો. ૪ ; ૯). તેને પાઉલ પોતાની પાસે ઘણી ખુશીથી રાખત, પરંતુ તેની ચાકરી પર ફિલેમોનનો વિશેષ હક છે, વળી પોતાના ધણી પાસે પાછો જઇને તેણે પોતાના અપરાધ કબૂલ કરીને માફી માગવી, તેમજ વિશ્વાસુપણાથી તેની નોકરી કરીને પોતાના પસ્તાવાની તથા નવીનકરણની સાબિતી આપવી, એ પ્રેરિતને યોગ્ય લાગ્યું, માટે આ પત્ર સાથે ફિલેમોનની પાસે તેને મોકલવાનો ઠરાવ થયો (પદ ૧૨–૧૪).

## પત્રની વિનંતી.

ઓનેસીમસના હકમાં વિનંતી કરતાં (પોતાનો અધિકાર આગળ ન ધરતાં) પાઉલ ક્ષમા કરવાનાં જે કારણ ફિલેમોન આગળ રજુ કરે છે તે નીચે મુજબ :—

(૧) " વિનંતી કરનાર તે હું પાઉલ, કે જે ખ્રીસ્તની સેવામાં ઘરડો થયલો, ને હવે તે સેવાના કારણથી બંધનમાં આવેલો છું (પદ ૯).

(૨) વિનંતીનો આધાર પ્રીતિ—એટલે ખ્રીસ્તના નમુના મુજબ હરકોઇ ખ્રીસ્તી માણસમાં હોવો જોઇએ એવો પ્રીતિગુણ—છે (પદ ૯).

(૩) જેના હકમાં વિનંતી કરાય છે, તેની (એટલે ઓનેસીમસની) હકીકત પાઉલ નીચે મુજબ આપે છે.

(અ) પ્રથમ તે નિરૂપયોગી ખરો, પરંતુ હાલ તે સદુપયોગી નીવડયો છે (પદ ૧૧, ૧૩).

(આ) તેમજ કેદીના કામના શુભ ફળરૂપ હોવાથી મારા દીકરા સમાન થયો છે (પદ ૧૦).

(ઇ) તે મને પ્રાણપ્રિય થયો છે (૧૨), તેમજ તને પણ સદાને માટે મેળવેલો વહાલો ભાઇ જણાશે (પદ ૧૫, ૧૬).

(ઉ) તેનો અંગીકાર કરવો તે જાણે મારો અંગીકાર કરવા જેવું છે (પદ ૧૭), કે જેથી મને અતિશય આનંદ થશે (પદ ૨૦).

(એ) તેના અપ્રામાણિકપણાથી તારૂં જે નુકસાન થયું હશે તે વિષે હું પોતે જવાબદાર થાઉં છું, માટે યોગ્ય લાગે તો તે મારા ખાતામાં લખવું (૧૮, ૧૯).

(૪) જેની વિનંતી કરાય છે તેની (એટલે ફિલેમોનની) પ્રભુમાં સંગત (પદ ૧૭), તથા તેનું આજ્ઞાંકિતપણું તેમજ માગ્યા ઉપરાંત પણ કરવાનો તેનો સદ્ભાવ (પદ ૨૧), એ સર્વને લીધે વિનંતી વિશેષ ભરોસાસહિત કરવામાં આવે છે.

સદરહુ વિનંતી સફળ થઇ કે નહિ તે વિષે કંઇ શાસ્ત્રપ્રમાણ નથી, પરંતુ ફિલેમોને આ વિનંતીપત્ર ફાડી નાખ્યો નહિ, એ જાણીએ છીએ. વિનંતીપત્ર

તેણે સંઘરી રાખ્યો હતો તે ઉપરથી ખાતરીપૂર્વક અનુમાન કરાય કે તેણે વિનંતી ધ્યાનમાં લઇને ઓનેસીમસનો અંગીકાર કર્યો, કે જેથી તેનો અવિશ્વાસુ દાસ વિશ્વાસુ તથા ખરેખર લાભકારી ભાઇ તરીકે તેના ઘરમાં રહ્યો. પ્રભુએ ઓનેસીમસનો કાન પોતાની પ્રીતિરૂપી આરથી વિંધ્યો હતો, ને તે આરની નિશાણી સદા બતાવતાં ઓનેસીમસ જીંદગી પર્યંત ફિલેમોનના ઘરમાં રહ્યો હશે, એમ ધારવું અકારણ ન કહેવાય.

## ગુલામગીરી વિષે.

આ પત્ર વાંચતાંજ ગુલામગીરીના દુઃખદ રિવાજ વિષે તેમજ તે જુલમી રિવાજ કાઢી નાખનારા સુવાર્તારૂપી ઉપાય વિષે વિચાર થયા વગર રહેશે નહિ. મુસાના નિયમશાસ્ત્રથી જણાય છે કે હેબ્રી લોકમાં ગુલામ રાખવાની રીત ચાલતી હતી. પરંતુ એ ગુલામગીરી સખત ન હતી. હેબ્રીઓ પોતે મિસરના અસહ્ય દાસત્વના અનુભવી હતા માટે તેમના નિયમો દાસોનું રક્ષણ કરનારા જણાય છે. સાતમું વર્ષ બેસતાં ગુલામોને છુટા કરવાની ફરજ હતી,—પછી દાસની ઇચ્છા હોય તો તે ધણી પાસે હમેશને માટે રહી શકે ખરો (જુઓ નિર્ગ. ૨૧; ૧-૬. પુન. ૧૫; ૧૨-૧૮). ગુલામને છુટો કરતી વખતે તેને કંઇ આપવું, ખાલી હાથે જવા દેવો નહિ, એવો પણ નિયમ હતો (પુન. ૧૫; ૧૩). દાસી હોય તો તે વેચાય નહિ, ને તેને પ્રત્યે નિમાએલી ફરજો અદા કરવામાં ન આવે તો તેને છુટી કરવાનો હુકમ હતો (નિર્ગ. ૨૧; ૭-૧૧). ગુલામને શિક્ષા કરતાં જો મારના કારણથી તેનું મોત નીપજે તો ધણીને સજા કરવાનો નિયમ હતો (નિર્ગ. ૨૧; ૨૦), ને મારથી ગુલામ અપંગ થાય તો તેને છોડી દેવાની ફરજ પડતી (નિર્ગ. ૨૧; ૨૬, ૨૭). કેવળ પરદેશીઓને ગુલામ કરી રાખવા, એવું લેવી. ૨૫; ૪૪, ૪૫ માં ફરમાવેલું છે, પરંતુ જુબીલીના વખત સુધી હેબ્રીઓને નોકર તરીકે ઘરમાં રાખવાની છુટ હતી (લેવી. ૨૫; ૩૯-૪૩). આ નિયમ તોડવામાં આવ્યો હતો, તેથી સિદકીયાહ રાજાએ યહુદી ગુલામોને રાખવાની મના કરી હતી, પરંતુ યિર્મેયાહને સમયે એ મનાઇ હુકમ તોડાતો માટે ભવિષ્યવાદીની મારફતે યહોવાહનું વચન જાહેર કરવામાં આવ્યું હતું (યિર્મે. ૩૪; ૮-૨૨). આવાં શાસ્ત્રવચન ઉપરથી જણાય છે કે યહુદી લોકોમાં કંઇ વિશેષ દુઃખદાયક ગુલામગીરીનો રિવાજ ન હતો.

પરંતુ રૂમી રાજ્યનો વહેવાર લક્ષમાં લેતાં માલમ પડે છે કે પાઉલને સમયે એ રાજ્યમાં ગુલામ રાખવાનો રિવાજ અતિશય વધી ગયો હતો, ને વળી તે સમયની ગુલામગીરી ખરેખર ત્રાસદાયક હતી. રૂમી લશ્કરો જ્યાં લડાઇ કરતાં ત્યાંથી પકડેલા શત્રુઓને દાસત્વમાં લઇ જવામાં આવતા. ગુલામોની સંખ્યાની એટલી વૃદ્ધિ થઇ હતી કે કોઇ મોટા જાગીરદારને ત્યાં કામ કરનારા ગુલામો દશ

વીસ હજાર સુધી પણ હોય, ને સાધારણ ગૃહસ્થને ત્યાં દશ પંદર તો હોયજ. આ ગુલામોને રાજ્યના કાયદા પ્રમાણે કોઇ પ્રકારના હક ન હતા. ધણી તેમને પ્રત્યે પોતાની ઇચ્છા મુજબ વર્તે તો પણ તેઓને માટે કાયદેસર કંઇ ઇલાજ ન હતો. નિર્દોષ ગુલામને ધણી મારે અથવા તો મારી નાખે એમાં તેનો ગુન્હો ગણાતો નહિ, કેમકે પોતાના ગુલામ પર તેનો પુરો અધિકાર હતો. તે તેની આંખ ફોડે, ક્રૂર શ્વાપદને હવાલે કરે કે તેને વધસ્તંભે જડે તો પણ ધણીની ઇચ્છા! આ નિર્દય રિવાજનો ડા. લાઇટફુટે એક પ્રખ્યાત દાખલો આપ્યો છે, તે આ કે, પાઉલ રૂમમાં કેદી હતો તે અરસામાં (ઇ. સ. ૬૧ માં) એક ગુલામે પોતાના ધણીને મારી નાખ્યો, તે ગુન્હાની શિક્ષા તરીકે ઠરાવ થયો કે મરનારના કુટુંબના ૪૦૦ ગુલામોને દેહાંતદંડની સજા કરવી. એ ઠરાવના કારણથી લોકોમાં હંગામો થયો, પરંતુ ધારાસભાએ લશ્કરી સિપાઇઓને મોકલીને ઠરાવેલી સજા કરાવી. રૂમના લશ્કરી બળ આગળ લોકો લાચાર હતા, માટે એક માણસના અપરાધને લીધે ૪૦૦ દાસના પ્રાણ લેવામાં આવ્યા.

આવી ગુલામગીરીની માઠી અસરથી રૂમી પ્રજામાં નાશકારક સડો પેઠો, એ અજાયબ જેવું ન હતું. ગુલામો હોશિયાર, ભણેલા, વૈદ, ચિતારાં, કવિ, પંડિત, ઇત્યાદિ હોય તો પણ રાજ્યમાં તેઓનો કોઇ પ્રકારનો હક નહિ, તેથી તેઓ નિરાશ, દુરાચારી, અવિશ્વાસુ, પ્રપંચી તથા દ્રેષી થયા. "ગુલામ તેટલા શત્રુ," એ કહેવત તે સમયની સ્થિતિ દર્શાવે છે. વળી ધણીઓ, પોતાને તાબે પુષ્કળ દાસ દાસીઓ હોવાને લીધે. આળસુ તથા વિષયી થયા, એટલુંજ નહિ પણ તેમના નિરંકુશ અધિકારને લીધે તેઓ નિર્દય તથા ક્રૂર નીવડ્યા. કેટલાક ગુલામોમાં સદ્દગુણો તો જણાતા તેમ કેટલાક ધણીઓમાં માયાળુ ભાવ પ્રગટતો, પરંતુ સાધારણે ગુલામો જુઠા તથા કપટી તેમજ ધણીઓ વજ્ર હૃદયના બની ગયા.

આવા હેરાન થયલા ગુલામોને સારૂ ખ્રીસ્તની સુવાર્તામાં કેવો ખુશકારક સંદેશો સમાયલો હતો એનો ખ્યાલ કરવો. સઘળા મનુષ્યો ઈશ્વર આગળ સરખાજ છે, પછી તેઓ ધણી હોય કે દાસ, દરેકને માટે એકજ તારણોપાય છે, દરેકનું પાપ ખ્રીસ્તના લોહી વડે ધોવાય, તારનારની સંગત કરવાથી દરેક નવું જીવન પામી શકે ને ઈશ્વરનો દીકરો થઇને મહિમાવાન વારસાનો ભાગીદાર થઇ શકે! ખ્રીસ્તમાં દાસ નથી તેમ સ્વતંત્ર પણ નથી---બધા ઉપર સરખી રીતે કૃપાદૃષ્ટિ થાય છે! પ્રભુથી તેડાયલો જે દાસ તે ખ્રીસ્તમાં મોકળો કરાયલો છે! ગુન્હેગાર ગુલામ પોતાના ધણીનો વહાલો ભાઇ થઇ શકે! આવાં દયા દર્શક વચનો વડે ગુલામ વર્ગના મનમાં કેટલો બધો આનંદ ઉભરાતો હશે! આવા દુઃખિત લોકોમાંના ઘણા આવા દિલાસાદાયક વચનો સાંભળીને મંડળીમાં દાખલ થયા, એ આશ્ચર્યકારક નથી.

તથાપિ ગુલામગીરીનો રિવાજ યોગ્ય છે કે અયોગ્ય એ વિષે પાઉલ પ્રેરિત કંઇ સ્પષ્ટ ખુલાસો કરતો નથી. એ રિવાજ એકાએક કાઢી નાખવાથી જનસમૂહમાં ઘણીજ અવ્યવસ્થા થઇ જાત, એ વિચાર કરવાથી જણાશે. પાઉલને એ ચાલતી રીત પસંદ પડતી તો નજ હોય તો પણ તે ઉલટાવવા માટે તે કંઇ પ્રયત્ન કરતો જણાતો નથી. તે દાસને શિખામણ આપે છે કે જે સ્થિતિમાં તું તેડાયલો છે તેમાં ખુશીથી રહેવું, પરંતુ જો છુટો થવાનો લાગ ફાવે તો તેનો લાભ લેવો (૧ કરીં. ૭; ૨૦, ૨૧). હું પ્રભુમાં મોકળો કરાયો છું તો પણ પ્રભુનો દાસ છું, માટે આકાશી ધણીને આધીન રહીને મારે વિશ્વાસુપણાથી (ખ્રીસ્તની સેવા કરતો હોઉં તેવી રીતે) દૈહિક ધણીની ચાકરી કરવી, એવો ખ્રીસ્તી દાસે વિચાર કરવો (એફે. ૬; ૫–૮. કલો. ૩; ૨૨–૨૫). ધણી ખ્રીસ્તી ભાઇ હોય તોપણ તેની ચાકરી વિશેષ ધ્યાન દઇને કરવી કે ઈશ્વરના નામની તથા સુવાર્તાની નિંદા ન થાય (૧ તીમો. ૬; ૧, ૨). એવો બોધ કરવાથી પ્રેરિત સૂચવે છે કે દૈહિક સ્થિતિ વિષે વિશેષ ચિંતા ન કરતાં આત્મિક આજ્ઞાપાલનની અગત્ય જાણવી. એવું આજ્ઞાપાલન કરનારને દૈહિક દુઃખ હોય તો તેનો મોટો બદલો તેને મળશે.

પરંતુ તે સાથે પ્રેરિત ધણીઓને એવો બોધ કરે છે કે ગુલામોને દુઃખ દેવું નહિ. પ્રભુમાં દાસ નથી ને સ્વતંત્ર પણ નથી (ગલા. ૩; ૨૮. કલો. ૩; ૧૧); બંને એક શરીરના અવયવો તરીકે પ્રભુમાં એકત્ર થયા છે (૧ કરીં. ૧૨; ૧૩). આકાશી ધણી બધાનો પ્રભુ છે એ જાણીને ધણીઓએ દાસ પ્રત્યે ન્યાયભાવ તથા માયાથી વર્તવું (એફે. ૬; ૯. કલો. ૪; ૧). આવા બોધથી ગુલામગીરીનો પાયો ખોદી નાખવામાં આવ્યો, એમ કહીએ તો ચાલે. પ્રભુમાં જે વહાલો ભાઇ તેના પર જુલમ કેમ કરાય? તેને શી રીતે વેચી દેવામાં આવે? તેના સ્વાભાવિક હક કેમ કરીને ખુંચી લેવાય? આવા સવાલો ખ્રીસ્તી ધણીઓ પુછવા લાગ્યા એટલે મંડળીની અંદર દાસત્વની પાયમાલી થવા લાગી.

આદ્ય મંડળીના સુવાર્તિકો "ગુલામોના ભાઇ" એ નામથી ઓળખાતા, તેમના પ્રીતિમય બોધથી ખેંચાઇને ઘણા ગુલામો મંડળીમાં દાખલ થયા, ને એ વિશ્વાસી ગુલામો "ખ્રીસ્તના સ્વતંત્ર" કહેવાતા. આવી આત્મિક સ્વતંત્રતા પામેલાં ઘણાં ભાઇબેનો પ્રભુની સંગતમાં રહીને સુદૃઢ વિશ્વાસના આદર્શરૂપ નીવડયાં, હા, કેટલાંક ખ્રીસ્તને લીધે જીવ આપીને માનવંત સાહેદો થયાં. (ઉદાહરણ, મંડળીના ઇતિહાસમાં પ્રખ્યાતિ પામેલી બ્લાંદીના એક દાસી હતી). પુરાતન મંડળીના ભાઇઓ ગુલામોને છોડાવવાને અર્થે ઉઘરાણાં કરતા, ને આજ સુધી ખ્રીસ્તી ધર્મને માનનારાઓજ ગુલામગીરીના દુઃખદ રિવાજને સમૂળગો કાઢી નાખવા માટે મહેનત કરનારા નીવડયા છે. સઘળા મનુષ્યો એક લોહીના છે, એક ઈશ્વરપિતાના દીકરા છે, તેમનો જે એક પ્રભુ તેનામાં તેઓ ભાઇ બેન છે, સર્વેને માટે એકજ તારણોપાય છે, એકજ મહિમાની આશા છે—એ ખ્રીસ્તી-

ધર્મનાં મૂળતત્ત્વો માનનારા સદરહુ જુલમી રિવાજને શી રીતે ટેકો આપે? આખી દુનિયામાં ગુલામગીરી દૂર કરવાને અર્થે જે સફળ પ્રયત્નો થયા છે તે પાઉલે પ્રગટ કરેલી પ્રભુ ઇસુ ખ્રીસ્તના સુવાર્તાને લીધે છે.

આખી દુનિયામાં ગુલામગીરી વિષે થયું, તેમજ હિંદુસ્તાનમાં જ્ઞાતિબંધન વિષે થશેજ, એવી ખાતરી રાખીને આપણે કોઇ માણુસના સંબંધમાં ભેદ ન રાખતાં સઘળા પ્રભુની દૃષ્ટિએ સરખા છે એ વાત માનવી તથા પ્રગટ કરવી.

**સ્થળ તથા સમય વિષે.**

એફેસીઓને પત્રના ખુલાસાની (પૃષ્ઠ ૧૬ ઇત્યા.) તેમ કલોસ્સીઓના પત્રના ખુલાસાની પ્રસ્તાવનામાં (પૃષ્ઠ ૧૭ ઇત્યા.) કરેલા વિવેચનથી માલમ પડશે કે પાઉલે રૂમની કાચી કેદમાં રહેતાં સદરહુ બે પત્રો લખીને તુખીકસની હસ્તક રવાને કર્યા. તુખીકસ આશીઆમાં જાય છે તે લાગનો લાભ લઇને પાઉલે તેની સાથે ઓનેસીમસને કલોસ્સે મોકલ્યો (કલો. ૪; ૯). ફિલેમોન શુદ્ધ પ્રેમથી ઓનેસીમસનો અંગીકાર કરે એ હેતુથી પ્રેરિતે તે વેળાએ આ પત્ર પણ તેના ઉપર લખ્યો એ નિઃસંદેહ છે. માટે સદરહુ બે પત્રો લખતી વખતે આ પત્ર પણ રૂમ મુકામે લખવામાં આવ્યો હતો એવું માનવું.

---

## પત્રનું પૃથક્કરણ.

### ૧-૭. પ્રસ્તાવના.

(અ) ૧-૩. ક્ષેમકુશળની વાત.

ફિલેમોનને વહાલો સાથી કામદાર કહીને પાઉલ તેના પર તેમ તેની સ્ત્રી આપ્ફીઆ પર તથા આર્ખિપ્પસ પર તથા એ કુટુંબના ઘરમાં જે મંડળી મળતી તેના સભાસદો પર લખે છે (૧). તે ખ્રીસ્ત ઇસુના બંદીવાન તરીકે લખીને પોતાના નામ સાથે ભાઇ તીમોથીનું નામ જોડે છે (૨), ને "ઇશ્વરપિતાથી તથા પ્રભુ ઇસુ ખ્રીસ્તથી કૃપા તથા શાંતિ તમને થાઓ," એવું આશીર્વચન ઉચ્ચારે છે (૩).

(આ) ૪-૭. (કારણ તથા ઉદ્દેશ સહિત) ઉપકારસ્તુતિ તથા પ્રાર્થના.

ફિલેમોન પ્રભુ ઇસુ ભણી તથા સર્વ સંતો પ્રત્યે પ્રેમ તથા વિશ્વાસ બતાવી આપે છે (૪), એવું સાંભળ્યાના કારણથી પ્રેરિત પોતાની પ્રાર્થનાઓમાં તેનું સ્મરણ કરીને દેવની ઉપકારસ્તુતિ કરે છે (૫). તે એવા હેતુથી કે ખ્રીસ્તીઓમાં જે બધાં સદ્દગુણો તથા સુકૃત્યો દેખાવાં જોઇએ તે વિષેના ખરા જ્ઞાનમાં ફિલેમોનના વિશ્વાસથી ઉપજતાં શુભ કામ ખ્રીસ્તના મહિમાને અર્થે સાર્થક નીવડે (૬). એવી સ્તુતિમય વિનંતી કરવાનું ખાસ કારણ એવું છે કે સંતોનાં મન ફિલેમોનથી તાજગી પામ્યા જાણી પ્રેરિતને તેના પ્રેમને લીધે ઘણોજ આનંદદાયક દિલાસો મળ્યો હતો (૭).

### ૮-૨૨. પત્રનો મુદ્દો, એટલે પ્રેરિતની ખાસ વિનંતી.

(અ) અધિકારયુક્ત હુકમ તો નહિ પણ પ્રેમયુક્ત વિનંતી કરાય છે, તે વાતનો ખુલાસો. પદ ૮, ૯.

પ્રેરિત હોવાથી પાઉલ આવા ઘટિત કામ વિષે ફિલેમોનને હુકમ ફરમાવવાને તો પુરો હિમ્મતવાન છે (૮). તો પણ એમ ન કરતાં તે કેવળ પાઉલ જે ઘરડો ને હવે વળી ખ્રીસ્ત ઇસુને લીધે કેદી થયો છે, એવા તરીકે ખ્રીસ્તમાંના પ્રેમની ખાતર વિનંતી કરે છે (૯).

(આ) કરેલી વિનંતીની વિગત. પદ ૧૦-૨૦.

(ક) જેના લાભમાં વિનંતી કરાય છે તેની હકીકત. પદ ૧૦-૧૬.

નાસી ગયલા ગુલામ ઓનેસીમસ વિષે આ વિનંતી છે; તે પાઉલ કેદી પાસે આવીને નવો જન્મ પામ્યો છે, માટે પ્રેરિત તેને પોતાનો ધર્મપુત્ર ગણે છે (૧૦). કબૂલ છે કે એ ગુલામ પહેલાં ફિલેમોનને નિરૂપયોગી હતો, પરંતુ તે હાલ (તેના નામના અર્થ પ્રમાણેજ) પાઉલને સદુપયોગી થયો છે, તેથી ખાતરી થાય છે કે ફિલેમોનને પણ તે ઉપયોગી થશે (૧૧). તેને પ્રેરિતે પાછો મોકલ્યો છે, તથાપિ જાણે પોતાનું હૃદય કાઢીને મોકલ્યું હોય એટલું આ નવા થયલા ભાઇના વિયોગથી પ્રેરિતને દુઃખ લાગે છે (૧૨). પોતાની મનની ઇચ્છાનુસાર પ્રેરિત વર્ત્યો હોત તો ઓનેસીમસ ફિલેમોનની

જગ્યાએ કેદીની ચાકરી કરે એવા હેતુથી તેને પોતાની પાસે રાખત (૧૩). પરંતુ ફિલેમોનની સમ્મતિ વગર એવું ન કરવું, એવો તેણે ઠરાવ કર્યો હતો, રખેને ફિલેમોનનો કરેલો ઉપકાર અગત્યનોજ છે ને રાજીખુશીથી થયલો નહિ, એમ જણાય (૧૪). હવે ફિલેમોને વિચાર કરવો જોઇએ કે ઓનેસીમસ થોડી વાર સુધી મારાથી જુદો રહ્યો એનું એવું પરિણામ નીપજ્યું છે કે તે સર્વકાળ સુધી મારી સંગતમાં રહેવાનો છે (૧૫)—ને તે વળી કેવળ દાસ તરીકે નહિં પણ તેથી શ્રેષ્ઠ સંબંધ રાખનાર તરીકે, એટલે વહાલા ભાઇ તરીકે રહેવાનો છે. ઓનેસીમસ વિશેષ રીતે પાઉલને વહાલો ભાઇ થયો, તો પોતાના ધણી ફિલેમોનને, દૈહિક સંબંધમાં તેમ પ્રભુમાંના આત્મિક સંબંધમાં, એવો જણાશે, એ સુવિશેષ સકારણ છે (૧૬).

(ખ) સકારણ વિનંતી સ્પષ્ટતાથી કરવામાં આવે છે. પદ ૧૭-૨૦.

ફિલેમોન પાઉલને ભાગિયો ગણતો હોય તો જાણે પ્રેરિતનો અંગીકાર કરતો હોય તેવી રીતે ઓનેસીમસનો ક્ષમાયુક્ત સ્વીકાર કરવો (૧૭). ઓનેસીમસે જે કંઇ ફિલેમોનનું નુકસાન કર્યું હોય કે તેની પાસે ફિલેમોનનું જે કંઇ લેણું હોય તે પ્રેરિતને ખાતે લખવું (૧૮). પાઉલ પોતાને હાથે લખીને તે બધું પાછું આપવાને જામીન થાય છે;—તે વિષે જો કંઇ આનાકાની થાય તો વખતે ફિલેમોનને યાદ કરવું પડે કે "તે કરતાં મારૂં તારી પાસે વધતું લેણું છે,—હા, તારા અમર આત્માના તારણના સંબંધમાં તું મારો દેવાદાર છે" (૧૯). છેલ્લે, પાઉલ કરગરીને ફિલેમોનની વિનંતી કરે છે કે (સંતોને તું ઘણો લાભ પમાડે છે ને તેમનાં મનની તાજગી કરે છે તેમજ) પ્રભુમાં તારાથી હું પણ લાભ પામું; આ મારી વિનંતી માન્ય કરી મારા અંતઃકરણને પણ તાજગી પમાડ (૨૦).

(ર) વિનંતી સફળ થશે, એવી ખાતરી દર્શાવીને પાઉલ ફિલેમોનને ત્યાં આવવાને ઉમેદ જણાવે છે. પદ ૨૧, ૨૨.

ઉપર પ્રમાણે લખતાં પાઉલ એની ખાતરી રાખે છે કે ફિલેમોન મારી વાત માનશે, હા, માગ્યા ઉપરાંત પણ અધિક કરશે (૨૧). માટે ઓનેસીમસનો અંગીકાર કરતી વખતે પણ પ્રેરિતને સારૂ ઉતારો તૈયાર કરવો. એમ, મારા વિષે કરેલી પ્રાર્થનાઓ સંભળાશે, એવો દૃઢ ભરોસો રાખીને પાઉલ કલોસ્સે આવવાની આશા સૂચવે છે (૨૨).

## પદ ૨૩-૨૫. ઉપસંહાર. પ્રેરિત પોતાના સંગાથીઓની સલામ લખીને આશીર્વચનથી પત્રની સમાપ્તિ કરે છે.

એપાફ્રાસને સાથી બંદીવાન કહીને પાઉલ તેની, તેમજ માર્ક, આરીસ્તાર્ખસ, દેમાસ તથા લુક, એટલા ભાઇઓની સલામ લખે છે (૨૩, ૨૪). પછી "આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તની કૃપા તમારા આત્માની સાથે થાઓ. આમેન," એ આશીર્વચન ઉચ્ચારે છે (૨૫).

# પત્રનો ખુલાસો.

## ૧—૭. પ્રસ્તાવના.

[૧] અમારો વહાલો તથા સાથી કામદાર ફિલેમોન તથા બેન આપ્ફીઆ તથા અમારો સહયોદ્ધો આર્ખિપ્પસ, તથા તારા ઘરમાંની મંડળી, [૨] તેઓ જોગ લખિતંગ પાઉલ, ખ્રીસ્ત ઇસુનો બંદીવાન, તથા ભાઇ તીમોથી. [૩] દેવ આપણા બાપથી તથા પ્રભુ ઇસુ ખ્રીસ્તથી તમને કૃપા તથા શાંતિ થાઓ.

[૪] તારો જે પ્રેમ તથા જે વિશ્વાસ પ્રભુ ઇસુ ભણી તથા સર્વ પવિત્રો પ્રત્યે તું રાખે છે, [૫] તે વિષે સાંભળ્યાથી મારી પ્રાર્થનાઓમાં તારૂં સ્મરણ કરીને હું હમેશાં મારા દેવનો ઉપકાર માનું છું, [૬] એ સારૂ કે તમારામાં જે સર્વ સારૂં છે તેના જ્ઞાનમાં તારા વિશ્વાસની સંગત ખ્રીસ્તને [ અર્થે ] સાર્થક થાય. [૭] કેમકે તારા પ્રેમને લીધે મને ઘણો આનંદ તથા દિલાસો મળ્યા, કારણ કે, ઓ ભાઇ, તારા વડે પવિત્રોનાં હૃદય વિસામો પામ્યાં છે.

### ( अ ) ૧—૩. ક્ષેમકુશળની વાત.

આ પત્રની પ્રસ્તાવનામાં પાઉલ તો પ્રેરિત તરીકે લખતો નથી. જેમ વહાલા ફિલિપ્પીઓ પર લખતાં તે પ્રેરિતપદનો અધિકાર આગળ ધરતો નથી તેમ આ મિત્ર પર ખાનગી કાગળ મોકલતાં તે મંડળીના હોદ્દેદાર તરીકે હુકમ આપવા ચાહતો નથી, પણ બંધનમાં રહેનાર પાઉલ તરીકે વિનંતી કરવા ઇચ્છે છે ( જુઓ પદ ૮, ૯ ).

**અમારો વહાલો તથા સાથી કામદાર ફિલેમોન.** પહેલવહેલાં જેના પર આ કાગળ લખવામાં આવ્યો તેની વાત આવે છે. ખાસ ફિલેમોન પર લખવાનો હેતુ છે, પરંતુ ફિલેમોનના ઘરનાં માણસોને પણ તે ક્ષેમકુશળ કહે છે. ફિલેમોનનો નાસી ગયલો દાસ કલોસ્સેનો હતો, ને તે શહેરમાં તેને પાછો મોકલવામાં આવે છે ( કલો. ૪; ૯ ), માટે તેનો ધણી ફિલેમોન કલોસ્સે શહેરનો રહીશ જણાય છે. ફિલેમોન પાઉલને મોઢે સુવાર્તા સાંભળીને ખ્રીસ્તી થયો હતો એવું પદ ૧૯ થી માલમ પડે છે. પાઉલ એફેસસમાં રહેતો ત્યારે તેણે ફિલેમોનની ઓળખાણ કરી હતી, એવો સંભવ છે ( જુઓ પૃષ્ઠ ૩ ). પ્રભુના લોક પ્રેરિતને મોહતાજ હતા ( જુઓ રૂમી. ૧૫; ૫, ૮, ૯.

પદ ૧.

૧ કરીં. ૧૦; ૧૪. કલો. ૪; ૧૪), પરંતુ ફિલેમોન પ્રેરિતને ખરેખર પ્રિય લાગતો એની ખાસ સાબિતી આ પત્રની વાતમાં રહેલી છે. પાઉલ ફિલેમોનને સુવાર્તાના કામમાં સાથી જેવો ગણુતો એ ઉપરથી સૂચવાય છે કે કલોસ્સેમાં રહીને ફિલેમોન ખ્રીસ્તીઓની મદદ કરતો, કેવળ એમ નહિ પણ પ્રભુનું રાજ્ય ફેલાવવાને બનતી કોશિશ કરતો. એફેસસમાં ખ્રીસ્તી થયા પછી પ્રેરિતના સાથીઓની ટોળીમાં રહીને ફિલેમોને સુવાર્તાના કામમાં મદદ કરી હશે, એ પણ અસંભવિત નથી. બીજા ભાઇઓને પણ પાઉલે સાથીકામદાર ગણ્યા હતા, તેમનાં નામ પદ ૨૪. રૂમી. ૧૬; ૩, ૯, ૨૧. ફિલિ. ૨; ૨૫: ૪; ૩. કલો. ૪; ૧૧. વાંચ્યાથી જણાશે. પ્રેરિતના સાથીકામદાર હોવામાં માન હતું ખરૂં, પરંતુ દેવ સાથે કામ કરવું એ કેવું માનયુક્ત ગણાય? જે કોઇ પ્રભુ ઇસુની વાત પ્રગટ કરે છે તે આ મોટું માન મેળવે છે (જુઓ ૧ કરીં. ૩; ૯).

**તથા બેન આપ્પીઆ.** આ તો ફિલેમોનની સ્ત્રીનું નામ સંભવે છે. આ ફ્રુગીઆ પ્રાંતમાં વપરાતું નામ હતું, એવું એ પ્રાંતના શિલાલેખો ઉપરથી જણાય છે: ફિલેમોનની પત્ની પણ પ્રભુ ઇસુને માનીને ખ્રીસ્તી થઇ હતી એવું "બેન" સંજ્ઞાથી માલમ પડે છે. ફિલેમોને પોતાના કુટુંબની અંદર પ્રભુનું કામ આરંભ્યું હતું, એમાં તે સર્વ ખ્રીસ્તીઓને માટે નમુનારૂપ છે. તારણ પામવાનું વચન વિશ્વાસ કરનારને અર્થે છે, એટલુંજ નહિ પરંતુ તેમના ઘરનાં માણસોને અર્થે પણ છે (પ્રે. કૃ. ૧૬; ૩૧), એ ભૂલવું ન જોઇએ. વિશેષે કરીને ખ્રીસ્તી દમ્પતીઓ જીવનની કૃપાના સહવારસ થઇને પ્રભુની સેવામાં સાથે જોડાય, એ સુશોભિત છે.

ફિલેમોનના ઘરના નાસી ગયલા ગુલામ વિષે પત્ર લખેલો હોવાથી ઘરધણીની વિશ્વાસેણ પત્નીનું નામ અહિં આવે, એ ઘટિત કહેવાય.

**તથા અમારો સહયોદ્ધો આર્ખિપ્પસ.** ખ્રીસ્તી કામદારો યોદ્ધા જેવા છે એની સૂચના ઠેકાણે ઠેકાણે આપવામાં આવે છે (જુઓ ૨ કરીં. ૧૦; ૩, ૪. ૧ તીમો. ૧; ૧૮. ૨ તીમો. ૨; ૩, ૪). આર્ખિપ્પસ કલોસ્સેની મંડળીમાં કામ કરતો (જુઓ કલો. ૪; ૧૭ નો ખુલાસો) માટે પાઉલની સાથે ખ્રીસ્તનું રાજ્ય ફેલાવવાને અર્થે આત્મિક રણભૂમિમાં લડતો, એમ મનાય (સરખાવો એપાફ્રોદીતનો દાખલો ફિલિ. ૨; ૨૫). કેટલાએક ટીકાકારોનું એવું ધારવું જણાય છે કે એફેસસમાં આર્ખિપ્પસે પાઉલ સાથે કામ કર્યું હશે, પણ એ પાતની સાબિતી નથી. આર્ખિપ્પસ ફિલેમોન તથા આપ્પીઆનો દીકરો હશે, એ સંભવિત છે. દીકરો ન હોય તો તેમના ઘરમાં પરોણા તરીકે રહીને મંડળીનું કામ ચલાવતો હશે. મંડળીના ઉપરી તરીકે તે ઓનેસીમસની વાત લક્ષમાં લે, એ નિઃસંદેહ છે.

**તથા તારા ઘરમાંની મંડળી.** ત્રીજા સૈકા સુધી ખ્રીસ્તી ભાઇઓનો ધાર્મિક ગૃહસ્થોનાં ઘરોમાં ભેગાં થઇને ભજનસેવા કરતાં ( જુઓ પ્રે. કૃ. ૧૨ ; ૧૨. રૂમી. ૧૬ ; ૫. ૧ કરીં. ૧૬ ; ૧૯. કલો. ૪ ; ૧૫). કલોસ્સેમાં નુમફાસને ત્યાં મંડળીની એક શાખા મળતી તેવી એક વિશ્વાસીઓની ટોળી ફિલેમોનને ત્યાં પણ મળતી. તે શાખા સાથે ઓનેસીમસનો ખાસ સંબંધ થવાનો છે માટે તેનું નામ અહિ લખાય એ કેવળ યુક્ત છે. સદરહુ મંડળીમાં આ પત્ર સંઘરી રાખવામાં આવ્યો હશે, નહિ તો નવા કરારમાં તેના દાખલ થવાનો સંભવ કદાપિ ન રહેત.

**તેઓ જોગ લખિતંગ પાઉલ, ખ્રીસ્ત ઇસુનો બંદીવાન.** પાઉલ પ્રેરિતના અધિકારથી નહિ પણ ખ્રીસ્ત ઇસુના બંદીવાન તરીકે લખે છે ( સરખાવો એફે. ૩ ; ૧. ૨ તીમો. ૧ ; ૮). ફિલેમોન પ્રેરિતનો હુકમ માનીને પરાણે ઓનેસીમસનો અંગીકાર કરે એવી પાઉલની ઇચ્છા નથી. હુકમ તો નહિ પણ વિનંતી કરતાં તે આ પત્ર લખે છે ( પદ ૮, ૯ ). તેમજ માકેદોન્યાની મંડળીઓ પર લખેલા પત્રોમાં પ્રેરિતનો અધિકાર રજુ કરવામાં આવતો નથી (જુઓ કલો. ૧ ; ૧ નો ખુલાસો). અહિં પાઉલને મળેલી જુદીજ પદવી જણાય છે. તે તો ખ્રીસ્ત ઇસુના કામને લીધે,—હા, ખ્રીસ્ત ઇસુના અચુક ઠરાવ મુજબ— બંદીવાન છે ( સરખાવો પદ ૯, ૧૦, ૧૩ ). પ્રિય ત્રાતાની ખાતર દુઃખ પામતા માનવંત મિત્ર તરીકે તે ફિલેમોન પર લખે છે માટે તેની વિનંતી કેમ માન્ય ન થાય? પાઉલના બંધનનું દુઃખ મટાડવા ફિલેમોન તો અશક્ત છે, પરંતુ ઓનેસીમસ વિષે પાઉલ બંદીવાનના મનમાં દુઃખદ ચિંતા છે તે ફિલેમોન મટાડી શકે, એમ છે. તેનું હૃદય વજ્ર જેવું કઠણ હોય તોજ પાઉલની આ પદવી વાંચતાં તે ઓનેસીમસ પર ક્રોધ કરે.

પદ ૨.

**તથા ભાઇ તીમોથી.** ( જુઓ કલો. ૧ ; ૧ નો ખુલાસો ). તીમોથી પાઉલની સાથે એફેસસમાં હતો ( પ્રે. કૃ. ૧૯ ; ૨૨ ) માટે તે ફિલેમોનનો ઓળખીતો હોવાથી તેનું નામ આ ખાનગી કાગળમાં પાઉલના નામ સાથે જોડેલું હશે.

**દેવ આપણા બાપથી તથા પ્રભુ ઇસુ ખ્રીસ્તથી તમને કૃપા તથા શાંતિ થાઓ.** (જુઓ રૂમી. ૧ ; ૭. એફે. ૧ ; ૨ ના ખુલાસાઓ). પાઉલના પત્રોની શરૂઆતમાં આ સાધારણે વપરાતું આશીર્વચન છે, તથાપિ તેમાં કોઇ ઠેકાણે શબ્દફેર માલમ પડે છે, જેમકે કલો. ૧ ; ૨ માં પ્રભુ ઇસુનું નામ નથી, તેમ ૧ થેસ્સા. ૧ ; ૧. ૨ થેસ્સા. ૧ ; ૨. ૧ તીમ. ૧ ; ૨. ૨ તીમ. ૧ ; ૨. તીત. ૧ ; ૪ જોવાથી આ આશીર્વચનમાં વધઘટ જણાશે.

પદ ૩.

**( આ ) પદ ૪-૭. (કારણ તથા ઉદ્દેશસહિત) ઉપકારસ્તુતિ તથા પ્રાર્થના.**

પોતાની રીત મુજબ પાઉલ આવો ટુંકો પત્ર પણ શરૂ કરતાંજ ઉપકારસ્તુતિ તથા પ્રાર્થનાની વાત લખે છે. અહિં જે કારણને લીધે તે ઈશ્વરસ્તુતિ કરે છે તે

ફિલેમોનમાં દેખાતો પ્રેમભાવ છે. એ પ્રેમનું મૂળ તેનો વિશ્વાસ છે એમ જાણીને પાઉલ દેવનો ઉપકાર માને છે કે તેનો વિશ્વાસ પ્રભુ ઇસુ ભણી ખેંચાયો છે, તેમજ સર્વ ખ્રીસ્તી ભાઇઓ પ્રત્યે તેની જે વર્તણુક તેમાં પણ તે પ્રેમ વડે કાર્યકારક થતા વિશ્વાસનાં શુભ ફળ જણાય છે. પ્રાર્થના કરતી વખતે ફિલેમોનનું સ્મરણ કરીને પાઉલ હમેશ સદરહુ કારણથી ઉપકારસ્તુતિ કરે છે, ને વળી માગે છે કે કલોસ્સેની મંડળીના સભાસદોમાં જે કંઇ કૃપાદાનો જણાય છે તેમ જે કંઇ આત્મિક ધન્યતાનો અનુભવ કરાય છે તેનું પુરેપુરૂં જ્ઞાન ફિલેમોનને પ્રાપ્ત થવાથી તેનાં વિશ્વાસમાં કરેલાં શુભકામ તારનારના મહિમાને અર્થે સાર્થક નીવડે. એવી પ્રાર્થનાસહિત ઉપકારસ્તુતિ કરવાનું ખાસ પ્રયોજન એવું જણાય છે કે કલોસ્સેમાંના ભાઇઓને ફિલેમોન વડે મનમાં ઘણી તાજગી થઇ હતી, એ પાઉલે સાંભળ્યું હતું ત્યારે તેના બંધનમાં તે આનંદ તથા દિલાસો પામ્યો હતો.

**તારો જે પ્રેમ તથા જે વિશ્વાસ પ્રભુ ઇસુ ભણી તથા સર્વ પવિત્રો પ્રત્યે તું રાખે છે**...પાઉલ ફિલેમોનના પ્રેમની વાત કરીને તે પ્રેમનું કારણ (એટલે તેનો વિશ્વાસ) યાદ કરે છે, ને તે વિશ્વાસના નિશાન-

પદ ૪.

રૂપી પ્રભુ ઇસુનું નામ લીધા પછી વિશ્વાસથી ઉપજતા પ્રેમનું નિશાન* (એટલે ખ્રીસ્તી ભાઇઓ) દર્શાવે છે, એવો કેટલાક ટીકાકારોનો અભિપ્રાય છે. આ ખુલાસા મુજબ ભાઇઓ પ્રત્યે ફિલેમોનનો જે પ્રેમ તે પ્રભુ ઇસુ ભણી વળતા તેના વિશ્વાસનું ફળ છે, એવું સૂચવાય છે. પરંતુ એફે. ૧; ૧૫ નો ખુલાસો જોવાથી માલમ પડશે કે પ્રભુ પરનો વિશ્વાસ માણસ પ્રત્યેનાં શુભ કૃત્યોમાં પણ દર્શાવવામાં આવે છે. માટે અહિં ફિલેમોનની બાહ્ય વર્તણુકનું મૂળ કારણ સૂચવીને પાઉલ બતાવે છે કે પ્રેમની મારફતે જે વિશ્વાસ કાર્યકારક થાય છે તે પ્રભુ ભણીનો વિશ્વાસ છે, એટલુંજ નહિ પણ મંડળીના લોકોને હિતકર છે. વિશ્વાસ તથા પ્રેમ અભિન્નજ છે, ને તે બંને મનોવૃત્તિઓનું વલણ પ્રભુ તરફ તેમજ માણસ તરફ થાય છે (જુઓ ૧ કરીં. ૧૩; ૧૩. ગલા. ૫; ૬. ૧ થેસ્સા. ૧; ૩). માણસ પ્રત્યે ફિલેમોનનો જે વિશ્વાસયુક્ત પ્રેમ પ્રખ્યાત થયલો છે તેને લીધે તે ઓનેસીમસનો અંગીકાર કરશે એવી પ્રેરિતના મનમાં અધિક ખાતરી ઉપજી હશે.

**તે વિષે સાંભળ્યાથી મારી પ્રાર્થનાઓમાં તારૂં સ્મરણ કરીને હું હમેશાં મારા દેવનો ઉપકાર માનું છું.** પ્રેરિતના ઘણાખરા પત્રોની શરૂઆતમાં ખ્રીસ્તીઓના વિશ્વાસ તથા શુભ કામને લીધે

પદ ૫.

ઉપકારસ્તુતિ કરીને તે તેમના આત્મિક હિતાર્થે યાચના કરે છે. જે દેવનો તે સેવક થયો હતો (પ્રે. કૃ. ૨૭; ૨૩) તેના પ્રેમની નિશ્ચયતા રાખી તે તેને "મારો દેવ" એવું સંગતદર્શક નામ આપવાની હિમ્મત ધરે છે.

* જુઓ એફે. ૧; ૧૩ ના ખુલાસાની ટિપણી.

પોતાને ઈશ્વરને પુરી રીતે સોંપીએ તોજ તે આપણો દેવ કહેવાય. એપાફ્રાસથી (કલો. ૧; ૭, ૮: ૪; ૧૨), ને કદાપિ ઓનેસીમસથી પણ, પાઉલે ફિલેમોનના વિશ્વાસજન્ય પ્રેમભાવ વિષે સાંભળ્યું હતું ત્યારથી તેનામાં સુવાર્તાનાં આવાં શુભ ફળ પ્રગટ થાય છે એ જાણીને તે પ્રાર્થના સમયે ફિલેમોનનું સ્મરણ કરતાં તેને લીધે દેવનો ઉપકાર માનતો. ફિલેમોન ખ્રીસ્તની ભરપુરીમાંથી કૃપા પર કૃપા પાંમે માટે તેના હકમાં પ્રેરિત વિનંતી પણ કરતો. એવી રીતે પ્રાર્થનામાં તેનું સ્મરણ કરવાનો ખાસ હેતુ નીચે મુજબ જણાય છે.

**એ સારૂ કે તમારામાં જે સર્વ સારૂ છે તેના જ્ઞાનમાં તારા વિશ્વાસની સંગત ખ્રીસ્તને [ અર્થે ] સાર્થક થાય.** કલોસ્સી ખ્રીસ્તીઓને સુવાર્તા વડે જે કંઇ આત્મિક આશીર્વાદો પ્રાપ્ત થયા, તેઓને જે કંઇ બોધ મળ્યો હતો, તેઓ પર જે કંઇ સ્વર્ગીય કૃપાદાનો રેડવામાં આવ્યાં હતાં, તેઓમાં જે કંઇ શુભ પ્રેરણાઓ થઇ હતી, જે કંઇ નવાપણું ઉપજ્યું હતું, જે કંઇ પવિત્ર આશાઓ સ્ફુરતી હતી, તેમ તેઓથી જે કંઇ શુભ કૃત્યો થતાં હતાં,—અર્થાત્ સુવાર્તાથી પ્રાપ્ત થતી સઘળી ધન્યતા—તે વિષેનું પુરૂં જ્ઞાન ફિલેમોનને પ્રાપ્ત થાય, ને તે સુજ્ઞાનમાં રહેતાં તે ખ્રીસ્તની ખાતર કરેલાં તેનાં સર્વ શુભ કામમાં સાફલ્ય પામે, એવી પ્રેરિતની પ્રાર્થના છે.

પદ, ૬.

"તારા વિશ્વાસની સંગત" આ શબ્દોના વિવિધ ખુલાસાઓ થયલા છે. "સંગત" અર્થનો અસલ શબ્દ નવા કરારમાં ૧૯ વખત મળે છે, તેનો મૂળાર્થ "સામાન્યતા" છે. ગુજરાતી તરજુમામાં તેનો અર્થ નીચે મુજબ કરેલો છે:—

સંગત—પ્રે. કૃ. ૨; ૪૨. ૧ કરીં. ૧; ૯ : ૧૦; ૧૬.• ૨ કરીં. ૬; ૧૪ : ૮; ૪ : ૧૩; ૧૪. ફિલિ. ૨; ૧. ૧ યોહા. ૧; ૩, ૬, ૭.
મિલાપ—ગલા. ૨; ૯.
ભાગિયાપણું—ફિલિ. ૧; ૪ : ૩; ૧૦.
દાન—૨ કરીં. ૯; ૧૩. હેબ્રી. ૧૩; ૧૬.
ઉઘરાણું—રૂમી. ૧૫; ૨૬.

લોકો જ્યારે એક બીજા સાથે એવા ગાઢ સંબંધમાં રહે છે કે તેમને માટે બધું જાણે સામાન્ય છે ત્યારે તેઓની સંગત થયલી કહેવાય. ઈશ્વર સાથે તેમ પવિત્રો સાથે આત્મિક સંગત રખાય છે, કેવળ એમ નહિ પણ વળી કોઇને દાન દેવું (એટલે કોઇને આપણી સાથે ભાગિયો કરવો) એ સંગત કરવી લેખાય છે.

(૧) ઉપર આપેલા અર્થ મુજબ ફિલેમોનના વિશ્વાસની સંગત એટલે તેના જીવવંત વિશ્વાસને લીધે તેનામાં ઉપજેલા પ્રેમભાવથી તે જે મદદરૂપી દાનાદિ કરતો તે.

(૨) બીજો અર્થ "વિશ્વાસ વડે ઈશ્વર સાથે કરેલી આત્મિક સંગત" એવો કરાય છે.

(૩) કેટલાએક ટીકાકારો ધારે છે કે અહિં આવેલી વાતનો એવો અર્થ સમજવો કે ફિલેમોનના શુભ નમુનાથી બીજાઓ તેના જેવો વિશ્વાસ કરીને તેની આત્મિક સંગતમાં આવે.

(૪) વળી કેટલાએકનો એવો અભિપ્રાય છે કે આ વાતથી ફિલેમોન પાઉલ પ્રેરિતની આત્મિક સંગતમાં રહેતો સૂચવાય છે.

પહેલો અર્થ અહિં યથાયોગ્ય જણાય છે, માટે પાઉલની એવી વિનંતી સમજવી કે ફિલેમોનનાં વિશ્વાસમાં કરેલાં પ્રેમયુક્ત સુકૃત્યો દેવની કૃપાના સુજ્ઞાનમાં હમેશ કરાય, ને વળી કેવળ માણસ પરની દયાને લીધે નહિ પણ ખ્રીસ્તની ખાતર— તારનારના નામને લીધે તથા તેના મહિમાને અર્થે—કરવામાં આવે, ને એમ ખરેખર સાર્થક નીવડે (સરખાવો મા. ૧૦; ૪૨: ૨૫; ૪૦. ફિલિ. ૨; ૨૯, ૩૦. કલો. ૩; ૧૭).

આ ઉપરથી શુભ કૃત્યો કરવાની ઉત્તમ રીતિ એવી જણાય છે કે,

(૧) ઈશ્વરે પોતાના લોકને બક્ષેલી કૃપા વિષેના જ્ઞાનમાં કરવાં;

(૨) વિશ્વાસથી ઉપજતા દયાભાવયુક્ત સંગત રાખીને કરવાં;

(૩) જાણે ખ્રીસ્ત પ્રત્યે થતાં હોય એવા ઉચ્ચ ઉદ્દેશથી કરવાં.

ફિલેમોન એજ રીતે ઈશ્વરકૃપા સમજીને ભાઇઓ સાથે ફળદાયક સંગત કરતાં કરતાં ત્રાતાની આશીર્વાદિત સંગતિમાં રહે, એ પાઉલની કરેલી યાચના છે.

**કેમકે તારા પ્રેમને લીધે મને ઘણો આનંદ તથા દિલાસો મળ્યા.** આનો સંબંધ પદ ૪, ૫ સાથે જણાય છે. ફિલેમોનના વિશ્વાસજન્ય પ્રેમભાવ

પદ ૭.

વિષે સાંભળીને પાઉલ દેવનો ઉપકાર માનતો કેમકે તે ખબરને લીધે તે (દુ:ખમાં છતાં પણ) આનંદ તથા દિલાસો પામ્યો હતો. પોતાના લોકની સુચાલમાં પોતાના આત્માના કષ્ટનું ફળ જોઇને તારનાર સંતોષ પામે છે (યશા. ૫૩; ૧૧), તેમ તારનારના ખરા સેવકો પોતાના સાથી ભાઇઓના વિશ્વાસજન્ય પ્રેમનાં પ્રમાણ જુએ છે ત્યારે પોતાનાં સંકટ ભૂલી જઇને તેઓ અતિ ઘણા આનંદયુક્ત દિલાસો અનુભવે છે.

**કારણ કે, ઓ ભાઇ, તારા વડે પવિત્રોનાં હૃદય વિસામો પામ્યાં છે.** મારો એક શિષ્ય ખરા વિશ્વાસનાં ચિહ્ન દેખાડે છે, એ વિચારથી પાઉલને આનંદ થાય એ સ્વાભાવિક કહેવાય, એમ છતાં પ્રેરિત અહિં લેશમાત્ર હુંપદ દેખાડતો નથી. તેના આનંદનું મૂળ કારણ એ જણાય છે કે કલોસ્સેમાના સંતોને ફિલેમોનનાં શુભ કૃત્યોને લીધે તાજગી થઇ હતી. ખ્રીસ્ત પોતાને શરણ થયલાઓને વિસામો આપનાર છે (મા. ૧૧; ૨૮, ૨૯. માર્ક ૬; ૩૧. પ્રક. ૧૪; ૧૩),

પરંતુ પોતાના સેવકોની મારફતે પણ તે થાકેલા શિષ્યોને વિસામો અપાવે છે; એના ઘણા દાખલાઓ મળે છે (જુઓ ૧ કરીં. ૧૬; ૧૮. ૨ કરીં. ૭; ૧૩). વિસામાને માટે જે અસલ શબ્દ અહિં આવે છે તે ગ્રીક સાહિત્યમાં સિપાઇઓની લીધેલા આરામને અર્થે વપરાય છે. માટે ખ્રીસ્તના નિર્ગત થયલા યોદ્ધાઓને તાજગી થાય એવી રીતે હરેક વિશ્વાસી માણસે તારનારના નમુનાનુસાર વર્તીને વિશ્વાસનાં શુભ ફળ દેખાડવાં, એવો અહિં બોધ સમજવો.

ફિલેમોન પ્રેમભાવથી સંતોને કેવી રીતે મદદ કરતો તે વિષે લખતાં પાઉલ તેના પરના પ્રેમનો ઉભરો મનમાંથી કાઢતો હોય એવી સૂચના અહિં આવેલા "ભાઇ" શબ્દમાં રહેલી છે. અસલમાં વાક્યનો છેલ્લો શબ્દ હોવાથી તે સંજ્ઞા પર વિશેષ ભાર મુકેલો દીસે છે. ખ્રીસ્તાનુસરણ કરીને ફિલેમોન ખરેખર "ભાઇ" ઠર્યો છે, માટે હવે પછીનાં વાક્યોમાં પાઉલ જે વિનંતી કરે છે તે સ્વીકારવામાં આવશે, એવી આશા રાખવી સકારણ હતું. જે ખરી રીતે ભાઇ થયો છે તે ભાઇઓ પર પ્રીતિ રાખશેજ, ને ઓનેસીમસ જેવો ભૂલનાર ભાઇ પોતાનો દોષ કબૂલ કરીને માફી માગે ત્યારે તેને માફ કરવા તે ચુકવાનોજ નથી.

## ૮–૨૨. પત્રનો મુદ્દો, એટલે પ્રેરિતની ખાસ વિનંતી.

[૮] તે માટે, જે ઘટિત છે તે તને ફરમાવવાને મને ખ્રીસ્તમાં પુરી હિમ્મત છે, એમ છતાં [૯] તેને બદલે હું પાઉલ ઘરડા તરીકે, ને વળી હવે ખ્રીસ્ત ઇસુના બંદીવાન તરીકે પણ, પ્રેમની ખાતર વિનંતી કરૂં છું. [૧૦] મારા જે બાળકને મેં બંધનમાં જન્મ આપ્યો તેના વિષે હું તારી વિનંતી કરૂં છું, એટલે ઓનેસીમસ વિષે, [૧૧] કે જે પહેલાં તને નિરૂપયોગી હતો, પણ હમણાં તને તેમજ મને પણ સદુપયોગી છે; [૧૨] તેને (એટલે જાણે મારા હૃદયને) મેં તારી પાસે પાછો મોકલ્યો છે. [૧૩] તેને મારી પોતાની પાસે એ હેતુથી રાખવાનું મન થતું કે તારે ઠેકાણે તે સુવાર્તાના બંધનમાં મારી સેવા કરે, [૧૪] પરંતુ મેં એવો ઠરાવ કીધો કે તારી સમ્મતિ વગર કંઇ ન કરવું, એ સારૂ કે તારૂં શુભ કામ જાણે અગત્યને લીધે નહિ પણ રાજીખુશીથી થાય. [૧૫] કેમકે કદાપિ એ કારણ માટે તે ઘડીભર વિયોગી કરાયો કે સર્વકાળને માટે તું તેને મેળવે,—[૧૬] હવેથી દાસ તરીકે તો નહિ પણ દાસ કરતાં અધિક [એટલે] વહાલા ભાઇ તરીકે; એવો તે તો વિશેષ રીતે મને છે, પણ દેહમાં તેમ પ્રભુમાં તે તને કેવી વિશેષતીથી એવો છે! [૧૭] તે માટે તું જો મને સંગી ગણતો હોય તો જાણે મને અંગીકારતો હોય તેમ તેનો અંગીકાર કર. [૧૮] પણ જો તેણે તને કંઇ અન્યાય કર્યો અથવા તો તારો દેવાદાર

હોય તો તે મારે ખાતે ગણ; [19] હું પાઉલ મારે પોતાને હાથે લખી આપું છું, હું તે પાછું આપીશ, એ માટે કે તને ન કહું કે તું તારા પોતાના વિષે પણ મારો દેવાદાર છે. [20] હા, ભાઇ, પ્રભુમાં હું તારાથી લાભ પામું; ખ્રીસ્તમાં મારા હૃદયને વિસામો આપજે. [21] તારા આજ્ઞાંકિતપણા વિષે ખાતરી રાખીને હું તારા પર લખું છું, એમ જાણીને કે મારા કહેવા ઉપરાંત પણ તું કરીશ. [22] તે સાથે મારે માટે ઉતારો પણ તૈયાર કરજે, કેમકે તમારી પ્રાર્થનાઓ વડે હું તમને અપાઇશ, એવી હું આશા રાખું છું.

પત્રના મુખ્ય વિભાગના ત્રણ પેટા ભાગ કરાય, એમ છે.

(૧) પદ ૮, ૯ માં પાઉલ પોતાના મિત્ર ફિલેમોનને જણાવે છે કે હું મારા અધિકારનો ઉપયોગ કરીને તારા પર હુકમ લખું છું એમ તો નહિ, પણ હું વિનંતી કરતો કરતો લખું છું.

(૨) પદ ૧૦–૨૦ માં સદરહુ વિનંતીની વિગત સમાયલી છે,—નાસી ગયલા ઓનેસીમસનો અંગીકાર કરી તેને ભાઇ જેવો ગણવો, એ પ્રેરિતની વિનંતીનો સાર છે.

(૩) પદ ૨૧, ૨૨ માં પાઉલ ફિલેમોનના આજ્ઞાંકિતપણા વિષે પોતાની ખાતરી જણાવીને તેને ત્યાં જવાની આશા જાહેર કરે છે.

**(અ) અધિકારયુક્ત હુકમ તો નહિ પણ પ્રેમયુક્ત વિનંતી કરાય છે, તે વાતનો ખુલાસો. પદ ૮, ૯.**

પદ ૮.

**તે માટે, જે ઘટિત છે તે તને ફરમાવવાને મને ખ્રીસ્તમાં પુરી હિમ્મત છે, એમ છતાં**...ફિલેમોનના પ્રેમભાવ વિષે પાઉલે જે સાંભળ્યું હતું (પદ ૪-- ૭) તે ઉપરથી તે સમજે છે કે ઓનેસીમસ ઉપર દયા રાખી તેને અંગીકારવાનો હુકમ આપવાની જરૂર નથી. આ બાબત હુકમ આપવાનો પાઉલને અધિકાર છે કેમકે તેની કરેલી માગણી પ્રભુની વાત મુજબ તથા ખ્રીસ્તના નમુનાનુસાર છે. પસ્તાવો કરનાર અપરાધીનો અંગીકાર કરી તેને માફી આપવી, એ દરેક ખ્રીસ્તી માણસને ઘટે છે, એવી પ્રેરિત અહિં સૂચના કરે છે. ખ્રીસ્તે પાઉલને જે અધિકાર સોંપ્યો છે તે મુજબ તે તો ફિલેમોનને હુકમ આપી શકે, એ સ્પષ્ટ છે. વળી સુવાર્તા પ્રમાણે જે ઘટિત તે વિષે ઘણી હિમ્મતથી (એફે. ૩ ; ૧૨) તે ઉઘાડી રીતે (કલો. ૨ ; ૧૫) હુકમ ફરમાવતો. પરંતુ આ પ્રસંગે સદરહુ અધિકાર મુજબ હુકમ કરવો તેને દુરસ્ત લાગતું નથી.

**તેને બદલે હું પાઉલ ઘરડા તરીકે, ને વળી હવે ખ્રીસ્ત ઇસુના બંદીવાન તરીકે પણ, પ્રેમની ખાતર વિનંતી કરૂં છું.** આ પત્રમાં હુકમ આપવાની રીત તજી દઇને પાઉલ પ્રેમની રાહે આજીજી કરવાની રીત પસંદ કરે છે (સરખાવો રૂમી. ૧૨; ૧. ૧ કરીં. ૧; ૧૦: ૧૬; ૧૫. ૨ કરીં. ૨; ૮: ૫; ૨૦). પ્રેરિત તરીકે ફરજ ન પાડતાં તે (૧) પ્રભુના પ્રખ્યાત ભક્ત પાઉલ તરીકે (ગલા. ૫; ૨), (૨) સુવાર્તાની સેવામાં ઘરડા થયલા તરીકે તથા (૩) હવે ખ્રીસ્તનું કામ કર્યાને લીધે બંધનમાં રહેનાર તરીકે (પદ ૨. એફે. ૩; ૧: ૪; ૧) વિનંતી કરે છે. આવા ઘરડા તથા પ્રભુની સેવામાં સંકટ વેઠનારા ભક્તની વિનંતી કોણ તુચ્છકારી શકે? પ્રેમની ખાતર—ખ્રીસ્તના અનુપમ પ્રેમે કરીને ખ્રીસ્તીઓ મધ્યે ઉપજેલા પ્રીતિભાવની ખાતર—આવો ભક્ત આવી ઘટતી વિનંતી કરે છે ત્યારે ફિલેમોન (જેના નામનો અર્થ "પ્રેમી" છે તે) શી રીતે આ માગણી નકારે? હરકોઇ ખ્રીસ્તી ભાઇ પર પ્રેમ રાખવાની ફરજ છે; ખ્રીસ્તે આપણા પર પ્રેમ કીધો, માટે આપણે પ્રેમમાં ચાલવું (એફે. ૫; ૨), તેથી કરીને ભાઇ પરના પ્રેમની ખાતર કરેલી વિનંતી પ્રેમી-ફિલેમોન પ્રેમની ખાતર સ્વીકારશે, એવી પ્રેરિતના મનમાં ખાતરી જણાય છે. પ્રેમની ખાતર જે આજ્ઞાપાલન થાય છે તે ઉત્તમ છે (જુઓ યોહા. ૧૪; ૧૫, ૨૩). અધિકારયુક્ત હકુમત કરતાં પ્રીતિમાં અધિક પરાક્રમ રહેલું છે, એવો પાઉલનો અનુભવ હતો (૨ કરીં. ૫; ૧૪). તેની સાથે ખ્રીસ્ત અપાર પ્રીતિથી વર્ત્યો હતો—ધીમા, પ્રેમી સાદ વડે પ્રભુએ તેનું આકર્ષણ કર્યું હતું (પ્રે. કૃ. ૯; ૪–૬), તે યાદ રાખી તે હમણાં પોતાના ધણીના નમુના મુજબ પ્રીતિમય વચન વડે ફિલેમોનને તારનારની નવી આજ્ઞા સંભરાવે છે.

"ઘરડો" અર્થના અસલ શબ્દમાં એક અક્ષર વધારવાથી "એલચી" અર્થનું નામ બને છે તે કારણથી ડા. લાઇટફુટનો એવો અભિપ્રાય થયો કે આ વાક્યમાં પાઉલ પોતાને એલચી કહીને (સરખાવો એફે. ૬; ૧૯) ફિલેમોનને પોતાનો અધિકાર સંભરાવે છે. આ ખુલાસા મુજબ પાઉલ ફિલેમોનને સૂચવે છે કે "હું ખ્રીસ્તનો એલચી હોવાથી હુકમ કરવાનો અધિકાર પામેલો છું, એમ છતાં વિનંતી કરૂં છું." પરંતુ ઘણાખરા ટીકાકારો ઉપર આપેલો તરજુમો પસંદ કરે છે. પાઉલ આ પત્ર લખતી વેળાએ આસરે ૬૦ વરસનો હતો, તથાપિ તેનાથી વેઠેલા ભારે શ્રમને લીધે ઘડપણનાં અધિક ચિહ્ન તેનામાં દેખાવ દેતાં હશે.

અત્યાર સુધી પાઉલે વિનંતીની ખાસ વાત કરી નથી, હવે ૧૦ મા વાક્યથી માંડીને તે ઓનેસીમસ વિષે ફિલેમોનની આજીજી કરે છે.

(આ) **કરેલી વિનંતીની વિગત. પદ ૧૦-૨૦.**

જેના લાભમાં વિનંતી કરાય છે, તેની હકીકત પ્રથમ આપવામાં આવે છે (પદ ૧૦–૧૬), પછી પાઉલની વિનંતી સ્પષ્ટતાથી રજુ કરાય છે (પદ ૧૭–૨૦).

ઓનેસીમસની હકીકત આપતાં પાઉલ જણાવે છે કે તેનામાં ઘણોજ સુધારો થયલો છે. તે પ્રથમ નિરૂપયોગી હતો ખરો, પરંતુ હાલ તે નવો જન્મ પામેલો હોવાથી ઉપયોગી થયો છે, એ વાતનો અનુભવ પાઉલે રૂમમાં કર્યો હતો. તે પ્રેરિતને એવો તો વહાલો થઇ પડ્યો કે તે ખુશીથી તેને પોતાની પાસે રાખત, પરંતુ ફિલેમોનની સમ્મતિ વગર એવું કરવું અયોગ્ય લાગ્યું, માટે તેને પાછો મોકલવામાં આવ્યો. ફિલેમોને વિચાર કરવો કે "ઓનેસીમસના જતા રહેવાથી પ્રભુની કૃપાએ સારૂં પરિણામ નીપજ્યું છે, કેમકે હવેથી તે સદા સુધી મારા સંબંધમાં રહેશે—કેવળ દાસ તરીકે નહિ, પણ વહાલા ભાઇ તરીકે, દૈહિક તેમ આત્મિક સંબંધમાં, તે મારો સંગાતી રહેવાનો છે." ઓનેસીમસનો અંગીકાર કરવામાં ફિલેમોન જાણે પ્રેરિતનો અંગીકાર કરશે. પાઉલનો તે સંગાતી થયો છે માટે પાઉલની સંગત કરનારે ઓનેસીમસની પણ સંગત કરવી. થયલા નુકસાનનો જે કાંઇ બદલો વાળવો તે વિષે પ્રેરિત જવાબદાર થશે. ખરૂં જોતાં ફિલેમોન પ્રેરિતનો અધિક ઋણી છે તો પણ તે જો ઓનેસીમસને ઋણી ગણે તો પાઉલને શિર તે ઋણ રહેલું સમજવું. પરંતુ ઓનેસીમસને અંગીકારવાથી ફિલેમોન પાઉલને મોટો ઉપકાર કરશે કે જેથી તેના હૃદયની તાજગી થશે.

**મારા જે બાળકને મેં બંધનમાં જન્મ આપ્યો તેના વિષે હું તારી વિનંતી કરૂં છું.** પ્રથમજ ઓનેસીમસનું નામ ન લખતાં પ્રેરિત પોતાના એક ધર્મપુત્ર વિષે વિનંતી કરવા લાગે છે. ઓનેસીમસની મૂર્ખાઇ ભરેલી વર્તણુકને લીધે ફિલેમોનના મનમાં ચીડ હશે તો પણ અત્યાર સુધી આવેલી વાતથી તે પ્રેરિતની વિનંતી માન્ય કરવા તૈયાર થયો, તેમજ આ વાક્યના પૂર્વાર્ધની વાત વાંચી તે પાઉલના બંધનમાં કરેલા બોધથી નવા થયલા આ શિષ્ય પ્રત્યે પણ પ્રેમભાવ દર્શાવવા તૈયાર થાયજ. એવી પ્રેમયુક્ત નિપુણતાથી ફિલેમોનનું ચીડાયલું મન શાંત પાડ્યા પછી પાઉલ ઓનેસીમસનું નામ લખવાની ધારણા કરે છે!

પદ ૧૦.

નવો જન્મ પામેલો શિષ્ય "બાળક" લેખાય છે (૧ કરીં. ૪; ૧૪). પાઉલના પત્રોમાં તીમોથાને આ નામ અપાય છે (૧ કરીં. ૪; ૧૭. સરખાવો ૧ તીમ. ૧; ૨, ૧૮. ૨ તીમ. ૨; ૧ કે જે વાક્યોમાં પણ અહિં આવેલો શબ્દ મળે છે). ઓનેસીમસને પ્રભુના રાજ્યની અંદર લાવવામાં પાઉલ પ્રભુના હાથમાં સાધનરૂપ થઇ પડ્યો હતો. કલોસ્સેથી નાઠેલો દાસ રૂમમાં આવીને સંતાઇ ગયો હતો ત્યાં પાઉલની ખબર જાણીને તેની પાસે આવ્યો હતો, ને પ્રેરિતનો બોધ ઈશ્વરકૃપાથી એવો અસરકારક નીવડ્યો હતો કે તેણે પોતાનાં પાપનો પસ્તાવો કરી પ્રભુ ઇસુ પર તારણસાધક વિશ્વાસ કર્યો હતો. "જો કોઇ પોતાના પડોસીના દીકરાને નિયમશાસ્ત્રનું જ્ઞાન શિખવે તો શાસ્ત્ર મુજબ તેણે તેને જન્મ આપ્યો ગણાય" એવું યહુદી રાબ્બીઓનાં લખાણમાં કહેલું છે. તો

જ્યારે ખ્રીસ્તી ઉપદેશકના બોધ વડે કોઇના મનમાં જ્ઞાનપ્રકાશ થાય છે ત્યારે એ બોધક આત્મિક રીતે સદરહુ શિષ્યને જન્મ આપનાર કહેવાય, એ યુક્ત છે. ખ્રીસ્તમાં, તેમજ સુવાર્તાને આસરે, એ જન્મ થાય છે (૧ કરીં. ૪; ૧૫) ને તેનું ચિહ્‌ન જન્મ પામનારમાં ખ્રીસ્તની પ્રતિમાની ઉત્પત્તિ છે (ગલા. ૪; ૧૯). ઘણા લોકોને એવો જન્મ આપવાને માટે દરેક ખ્રીસ્તી બોધકે પાઉલના નમુનાનુસાર કષ્ટ કરવું જોઇએ.

**એટલે ઓનેસીમસ વિષે.** છેવટે આ નવા જન્મેલા બાળકનું નામ જણાવવામાં આવે છે. "ઓનેસીમસ" નામનો અર્થ "લાભકારક" છે (આ નામના ધાતુરૂપી ક્રિયાપદ પદ ૨૦માં આવે છે). આવાજ અર્થનાં નામ સાધારણે કરીને ગુલામોને આપવામાં આવતાં, એવું જુના લેખો પરથી જણાય છે.

**કે જે પહેલાં તને નિરૂપયોગી હતો, પણ હમણાં તને તેમજ મને પણ સદુપયોગી છે.** રખેને ઓનેસીમસનું નામ વાંચતાં ફિલેમોનનું મન

પદ ૧૧.

ઊંચું થાય માટે પાઉલ તેનામાં થયલા મોટા સુધારાની વાત ઉતાવળે કાઢતો હોય, એવું દીસે છે. પ્રેમમાં પણ પાઉલ સત્યને અનુસરે છે (એફે. ૪; ૧૫) માટે કબૂલ કરે છે કે ગતકાળમાં ઓનેસીમસ પોતાના નામ પ્રમાણે લાભકારક માલમ પડ્યો નહિ પણ અલાભકારક જણાયો. તથાપિ આ નકામા દાસે જુનું માણસપણું ઉતારીને નવું માણસપણું પહેર્યું છે; તેનો જુનો સ્વભાવ નાશ પામ્યાને લીધે તે ખ્રીસ્તમાં નવી ઉત્પત્તિ જેવો થયો છે; માટે જે પહેલાં ફિલેમોનને ત્યાં નિરૂપયોગી તે હવે સદુપયોગી થયો, એવું પાઉલ જાણે ખાતરીપૂર્વક વચન આપે છે. રૂમમાં વિશ્વાસી થયા પછી આ નવીનકરણ પામેલો દાસ પાઉલને ખરેખર ઉપયોગી થઇ પડ્યો હતો (સરખાવો ૨ તીમ. ૨; ૨૧: ૪; ૧૧ કે જ્યાં અહિં આવેલો શબ્દ મળે છે). માટે પ્રેરિત તેના વિષે અનુભવસિદ્ધ વાત કરી શકે છે. પ્રેરિતના દુઃખમાં જન્મેલો આ દીકરો (પદ ૧૦) કે જેને "બેનોની" જેવું નામ પ્રથમ છાજતું, તે હવે પ્રેરિતના જમણા હાથ સમાન થઇને "બિન્યામીન" જેવા શુભ નામને લાયક નીવડ્યો છે (જુઓ ઉત્પ. ૩૫; ૧૮).

**તેને (એટલે જાણે મારા હૃદયને) મેં તારી પાસે પાછો મોકલ્યો છે.** પાઉલને ઓનેસીમસ કેટલો બધો વહાલો થયો હતો તે આ વાક્યથી જણાય

પદ ૧૨.

છે. તે પ્રેરિતના દીકરા સમાન હતો, કેવળ એમ નહિ પણ પ્રાણપ્રિય દીકરો હતો. ધણીની રજા સિવાય દાસને રાખવો અયોગ્ય છે, એમ ધારીને પાઉલે તેને પાછો મોકલ્યો છે (પદ ૧૪), પરંતુ તેને વિદાય કરતાં પ્રેરિતને એવો અનુભવ થતો કે મારો જીવ તેને એવી રીતે ચોંટીજ ગયો છે કે જાણે તેની સાથે હું મારૂં હૃદય પણ વિદાય કરૂં છું. ("હૃદય" અર્થના શબ્દ વિષે જુઓ ફલી. ૩; ૧૨નો ખુલાસો).

**તેને મારી પોતાની પાસે એ હેતુથી રાખવાનું મન થતું કે તારે ઠેકાણે તે સુવાર્તાના બંધનમાં મારી સેવા કરે.** ઓનેસીમસ ખ્રીસ્તનો સેવક થયો ત્યારે પોતાના ધર્મપિતા પાઉલ સાથે રહીને તેની સેવા કરવા લાગ્યો હશે, ને શુદ્ધ ભાવથી તેનો ઉપકાર માની તેની માવજત એવી સંભાળથી કરતો કે પ્રેરિતને તેને પોતાની પાસે રાખવાનું મન થઇ જતું. પરંતુ એવી સ્વાર્થી લાગણીને વશ ન થતાં, ને ફિલેમોન પ્રત્યે પોતાની તેમજ ઓનેસીમસની ફરજ સંભારતાં, તેણે ઠરાવ કર્યો કે તેને કલોસ્સે મોકલવો (પદ ૧૪). એ ઠરાવ કરતી વેળાએ તે માનનો હતો કે ફિલેમોન અહિં હોત તો મારી ચાકરી તે ખુશાથી કરત, ને તેના દાસને રોકી રાખું તો તે જાણે પોતાના ધણીને બદલે મારી માવજત કરે છે એમ ગણાય, તથાપિ ધણીની રજા વગર દાસને રાખવો નહિ, એવો તેણે નિશ્ચય કર્યો. મનમાં જે કંઇ ઇચ્છાનો ઉદ્ભવ થાય છે તે પ્રમાણે વર્તવું નહિ, પણ બધી વાતની તુલના કરીને ન્યાયયુક્ત વર્તણુકનો ઠરાવ કરવો.

પદ ૧૩.

"સેવા" શબ્દ વિષે જુઓ એફે. ૪; ૧૨ નો ખુલાસો. અહિં આ શબ્દનો અર્થ દૈહિક સેવા જણાય છે (સરખાવો ૧ કરીં. ૧૬; ૧૫. ૨ કરીં. ૮; ૪). સાર્વજનિક સુવાર્તા પ્રગટ કર્યાને લીધે પાઉલ બંદીવાન થયો હતો માટે આ સેવાની જરૂર પડી હતી (જુઓ એફે. ૩; ૧. કલો. ૪; ૩). આવા બંધનમાં અપમાન તો નહિ પણ માન હતું. ઇગ્નાટીઅસે પોતાની બેડીને "આત્મિક મોતીનાં સાંકળાં" કહ્યાં તેવીજ રીતે પાઉલની સાંકળ સુશોભિત કહેવાય.

**પરંતુ મેં એવો ઠરાવ કીધો કે તારી સમ્મતિ વગર કંઇ ન કરવું, એ સારૂ કે તારૂં શુભ કામ જાણે અગત્યને લીધે નહિ પણ રાજીખુશીથી થાય.** પોતાના મનની ઇચ્છા પ્રમાણે ઉતાવળો ઠરાવ કરવાથી ઘણા ખ્રીસ્તીઓ ભૂલમાં પડે છે. બીજાઓની ઇચ્છા (ને વિશેષે કરીને પ્રભુની ઇચ્છા) લક્ષમાં લઇને દરેક કામના સંબંધમાં ઠરાવ કરવો. પ્રેરિતના બંધનમાં તેની માવજત સારી રીતે કરવી કે કરાવવી, એ તો શુભ કામ લેખાય, પરંતુ ઓનેસીમસની ચાકરી પર ફિલેમોનનો હક છે, એ વાત ધ્યાનમાં લેતાં પ્રેરિતને એવું સૂઝે છે કે આવું શુભ કામ પણ ફિલેમોનની પાસે પરાણે ન કરાવવું. હરેક રીતે ફિલેમોન ખુશાથી મારી મદદ તો કરે, પરંતુ તેનો દાસ અહિં રાખું તો આ સુકૃત્ય ખુશાથી નહિ પણ અગત્યથી થાય છે, એવું દેખાય. માટે આ વિષે ફિલેમોનની સમ્મતિ લેવાની ખાસ જરૂર છે, ને તેમ કરવાનો સહુથી સારો રસ્તો આ છે કે ઓનેસીમસને પોતાના ધણીને ત્યાં મોકલવો.

પદ ૧૪.

એજ રીત મુજબ પ્રભુ આપણી પાસે સારાં કામ કરાવવા માગે છે—અગત્યથી નહિ પણ ખુશાથી (૨ કરીં. ૯; ૭. ૧ પીત. ૫; ૨). મનમાં વિચાર કરીને સુકૃત્યો કરવાને ઠરાવ કરીએ કે મદદ આપીએ (પ્રે. કૃ. ૨૦; ૩.

૧ કરીં. ૧; ૧૦ : ૭; ૨૫) ત્યારે પ્રભુની ઇચ્છાને સમ્મતિ આપીએ છીએ, એમ કહેવાય (૨ કરીં. ૮; ૧૦).

પાઉલ પોતાનો અધિકાર છોડી દઇને કેવા પ્રેમભાવથી ફિલેમોન સાથે વર્તે છે, તેમ ફિલેમોનના પ્રેમ વિષે કેવી નિશ્ચયતા રાખે છે, એનું આ વાક્યમાં પ્રમાણ રહેલું છે. ઓનેસીમસને અહિં રાખવાની હું ફિલેમોનની રજા મંગાવું તો જરૂર આપે, એવી તેના મનમાં ખાતરી હોવી જોઇએ; તો પણ એમ કરૂં તો ફિલેમોન લાચાર થઇને અગત્યને લીધેજ રજા આપે છે, એવો દેખાવ થાય, એમ જાણીને તે કચકચ કર્યા વગર પ્રાણપ્રિય તથા ઉપયોગી ઓનેસીમસને તુખીકસની સાથે કલોસ્સે પાછો મોકલી દે છે. પોતાના મિત્રોના પ્રેમની અધિક પરીક્ષા ન કરતાં સર્વે વાતે તેમના હક પર લક્ષ આપીએ તોજ આપણી મિત્રાચારી ખરી કહેવાય.

ગુલામગીરીની દુઃખદ રીતિ વિરૂદ્ધ પાઉલ કંઇ બોધ અથવા તો કૃત્ય કરતોજ નથી. પરંતુ તે ધણીઓને તેમ દાસોને એવો બોધ કરે છે કે જેથી ગુલામગીરીનાં ખાસ દુઃખનું નિવારણ થાય, તેમ બંનેની વચ્ચે એવો નવો ભ્રાતૃભાવનો સંબંધ કરાવવાની કોશિશ કરે છે કે જેથી દાસત્વનો પાયોજ ખોદી કઢાય. એજ રીતે ખ્રીસ્તી ધર્મનું પ્રીતિમય સુશિક્ષણ સર્વ હાનિકારક રિવાજોનો નાશ કરી નાખે છે.

**કેમકે કદાપિ એ કારણ માટે તે ઘડીભર વિયોગી કરાયો કે સર્વકાળને માટે તું તેને મેળવે.** અહિં પાઉલ કેવળ પોતાની તથા ફિલેમોનની વાત ધ્યાનમાં લે છે એમ નહિ પણ ઈશ્વરના અશોધ્ય મનોરથનું કેવું રહસ્ય હશે તે વિષે પણ વિચાર કરે છે. ઈશ્વરના

પદ ૧૫.

માર્મિક ઠરાવોનો ખુલાસો કરવાને અધિકારનો દાવો ન કરતાં પાઉલ સૂચવે છે કે કદાપિ ઓનેસીમસના અવિશ્વાસુપણાનું અમુક સારૂં પરિણામ ઉપજાવવાનો પ્રભુનો મનોરથ હશે, માટે પ્રેરિત તેને રોકે અથવા તો ફિલેમોન તેનો ક્ષમાયુક્ત અંગીકાર ન કરે તો એ પ્રભુની ઇચ્છાની વિરૂદ્ધ ઠરે.

ઓનેસીમસ અવિશ્વાસુ થઇને નાસી ગયો હતો તેમાં તેણે ખોટું કર્યું હતું, એમાં સંદેહ નથી. પરંતુ તેણે પોતાના પાપનો ખરો પસ્તાવો કર્યો હતો, ને હવે પોતાનું પાપ કબૂલ કરવા તથા પોતાના અવિશ્વાસુપણાનો બદલો આપવા તે પોતાના ધણીની પાસે પાછો જાય છે, માટે તેના ખાસ દોષ વિષે પાઉલ કંઇ ઉઘાડી વાત લખતો નથી. "પ્રભુએ તેનું પાપ ભુંસી નાખ્યું છે માટે આપણે પણ તે ભૂલી જઇએ," એવી પાઉલ જાણે સૂચના કરે છે. "તે વિયોગી કરાયો," એ પ્રમાણે પ્રેરિત ઓનેસીમસના નાસી જવાનું વર્ણન કરે છે. જાણે તે બીજા કોઇના કૃત્યને લીધે ફિલેમોનથી જુદો કરાયો હોય, એવો અર્થ લાગે છે. યુસફના ભાઇઓએ તેને વેચી દીધો તો પણ પછીથી યુસફે તેઓને કહ્યું કે "જાન બચાવવાને દેવે તમારી અગાઉ મને મોકલ્યો" (ઉત્પ. ૪૫; ૫), તેવી આ વાત

દીસે છે. યુસફના ભાઇઓ દોષિત હતા તેમ ઓનેસીમસ પણ દોષિત હતો, પરંતુ યુસફના મિસરમાં જવાનું પરિણામ ઈશ્વરકૃપાથી સારૂં નીપજ્યું તેમજ રૂમમાં ઓનેસીમસના આવવાનું પરિણામ પણ ઈશ્વરકૃપાથી સારૂં થયું. દાસના અપરાધને લીધે ફિલેમોનને થોડા દિવસ સુધી* હરકત તો થઇ હતી, પરંતુ રૂમમાં નાસી જઇને ઓનેસીમસે પાઉલનો બોધ માની ખ્રીસ્ત પર વિશ્વાસ કર્યો હતો, ને હવે ખ્રીસ્તી થઇને પાછો આવે છે, માટે ફિલેમોને તેને સદાને માટે મેળવ્યો કહેવાય. હવે ધણી તથા દાસ વચ્ચે એવો નિત્ય સંબંધ થયો છે કે દેહમાં હોય કે વિદેહ, તો પણ તેઓ ખ્રીસ્તમાં ગાઢા સંગાતીઓ સર્વદા રહેવાના છે. આવા વિચારથી ફિલેમોનની દુઃખાયલી લાગણીઓ શાંત થાય, ને તે પોતાના અપરાધી દાસનો દોષ દરગુજર કરે તો શી નવાઇ?

**હવેથીં દાસ તરીકે તો નહિ પણ દાસ કરતાં અધિક [એટલે] વહાલા ભાઈ તરીકે.** પદ ૧૫ માં વિયોગની ટુંકી મુદત સાથે અનંતકાળનો મુકાબલો થયો હતો; આ વાક્યમાં ઓનેસીમસની આગલી સ્થિતિ સાથે તેની હાલની સ્થિતિનો મુકાબલો કરેલો છે.

પદ ૧૬.

હવેથી તે હમેશાં ફિલેમોનની સાથેના સંબંધમાં રહેવાનો છે, એટલુંજ નહિ પણ તેની સાથેના નવા સંબંધમાં રહેશે. ગતકાળમાં તે કેવળ દાસ હતો— નકામા ચાકર તરીકે તે ધણીના ઘરમાં રહેતો, પણ હવેથી સદુપયોગી દાસ છતાં તે વહાલા ભાઇ તરીકે રહેશે. દાસનું કામ તો કરશે, વળી નવી રીતે ઉદ્યોગથી કરશે, પરંતુ દાસ કરતાં ઉત્તમ પદવી પામશે કેમકે ફિલેમોનના કુટુંબમાં તે વહાલો ખ્રીસ્તી ભાઇ ગણાશે. એ વાતની ના કહેવાય નહિ, એવી સૂચના અસલ ભાષામાં રહેલી છે. પાઉલને ફિલેમોન વહાલો હતો (પદ ૧) તેવો ઓનેસીમસ પણ વહાલો થયો હતો. ખ્રીસ્તમાં ધણી તથા દાસ સરખાજ છે (૧ કરીં. ૭; ૨૦-૨૪. કલો. ૩; ૧૧), એવી પાઉલથી પ્રગટ કરાયલી સાર્વજનિક સુવાર્તા છે.

**એવો તે તો વિશેષ રીતે મને છે, પણ દેહમાં તેમ પ્રભુમાં તે તને કેવી વિશેષતાથી એવો છે!** પાઉલના બંધનમાં ઓનેસીમસ તેના ઉપદેશના ફળ તરીકે તેને અપાયો હતો (પદ ૧૦), પછી તેણે પ્રેરિતની સારી માવજત કરીને (પદ ૧૧) તેની વિશેષ પ્રીતિ મેળવી હતી માટે રૂમમાં રહેનારા ઉપદેશકોને આ નવો ભાઇ વહાલો લાગતો હશે તો પણ તે પાઉલને વિશેષ પ્રિય થઇ પડ્યો હતો (પદ ૧૨), એ સ્વાભાવિક કહેવાય. પરંતુ પાઉલને એવો વિચાર થાય છે કે મારા કરતાં પણ પોતાના ધણી ફિલેમોનને તે અધિક વહાલો લાગશેજ (સરખાવો ૧ તીમો. ૬; ૨). દૈહિક કામ સંબંધે તેનામાં સુધારો જોઇને ફિલેમોન તેના પર હેત રાખશે, એટલુંજ નહિ પણ હવેથી તે પ્રભુમાં મારો વહાલો ભાઇ રહેવાનો,

*અસલમાં "એક કલાક સુધી" (જુઓ ૨ કરીં. ૭; ૮. ગલા. ૨; ૫. ૧ થેસ્સા. ૨; ૧૭).

એવો વિચાર કરીને ફિલેમોન તેને અતિ પ્રિય ગણશે. ઘરના કામ વખતે તેમ આત્મિક સેવાકાર્યને પ્રસંગે ધણી તથા દાસ પ્રભુની પ્રીતિના બંધનમાં અભિન્નજ રહેવાના! ગતકાળમા આ ભાઇ ફિલેમોનનો ગુલામજ હતો, હવે આ ગુલામ ફિલેમોનનો ભાઇ થઇ ચુક્યો છે! દોષિત ઓનેસીમસની વકાલત પાઉલ કેવા ઉમંગથી તેમ કેવા ચાતુર્યથી કરે છે! પરંતુ વિચાર કરવો કે તેથી ઉત્તમ રીતે પણ આપણે સારૂ ખ્રીસ્ત વકાલત કર્યા કરે છે. લુથરની ઉક્તિ મુજબ આપણે સર્વે ખ્રીસ્ત પ્રત્યે ઓનેસીમસ સમાન છીએ.

૧૩ મા વાક્યથી માંડીને અત્યાર સુધી પાઉલની વાત કૌંસમાં આવેલી લાગે છે. હવે તે કૌંસમાં લખેલાં કારણોને આધારે પદ ૧૦-૧૨ માં આરંભેલી વિનંતી સ્પષ્ટતાથી કરવામાં આવે છે.

**તે'માટે તું જો મને સંગી ગણતો હોય તો જાણે મને અંગીકારતો હોય તેમ તેનો અંગીકાર કર.** ઓનેસીમસ ફિલેમોનને ત્યાં પાછો આવે ત્યારે ફિલેમોને સમજવું કે આ પાઉલનો પ્રાણપ્રિય ભાઇ આવ્યો છે, કેવળ એમ નહિ પણ આ જાણે પાઉલ પોતે હોય એવી રીતે મારે તેનો અગીકાર કરવો, એમ જાણવું. જો તેનો અંગીકાર ન કરે તો તે પાઉલનો સંગાતી કેમ કહેવાય? પાઉલના સંગતમાં રહેવાનું મન હોય તો આવી ભલામણ લાવનાર ભાઇનો જરૂર અંગીકાર કરવો. ખ્રીસ્તે તેને સ્વીકાર્યા તેમજ કોઇ પણ ભાઇનો અંગીકાર કરવાની તેની ફરજ છે (રૂમી. ૧૫; ૭), તો પાઉલ જેવા આ નવીનકરણ પામેલા ભાઇને સ્વીકારવાની કેવી વિશેષ આવશ્યકતા છે!

પદ ૧૭.

પદ ૬ માં આવેલા "સંગત" શબ્દના ધાતુથી "સંગી" અર્થના શબ્દની વ્યુત્પત્તિ થયલી છે. આ શબ્દનો તરજુમો ઘણું કરીને "ભાગિયો" કરેલો છે (મા. ૨૩; ૩૦. લુક ૫; ૧૦. ૧ કરી. ૧૦; ૧૮. ૨ કરીં. ૧; ૭. ૧ પી. ૫; ૧. ૨ પી. ૧; ૪) પરંતુ કેટલાંક વાક્યોમાં "સંગત કરનારો" તરજુમો મળી આવે છે (૧ કરીં. ૧૦; ૨૦. ૨ કરીં. ૮; ૨૩. હેબ્રી. ૧૦; ૩૩). ભાગીદારોને સઘળું સામાન્ય હોય છે તેમ ઓનેસીમસ પરની પ્રીતિ સામાન્ય રીતે પાઉલ તથા ફિલેમોનમાં હોવી જોઇએ.

**પણ જો તેણે તને કંઇ અન્યાય કર્યો અથવા તો તારો દેવાદાર હોય તો તે મારે ખાતે ગણ.** ઓનેસીમસના અપ્રામાણિકપણાની અહિં સૂચના કરેલી છે. તે ફિલેમોનને ત્યાંથી નાસી ગયો હતો, એટલુંજ નહિ પણ તેનું કંઇ નુકસાન કરીને (ઘણું કરીને મિલ્કત ચોરી જઇને) નાસી ગયો હતો. તે અપરાધને કારણે ધણીના મનમાં હજુ બળાપો હશે, એમ સમજીને પાઉલ લખે છે કે તેના અવિશ્વાસુપણાથી, તેમ તેની ગેરહાજરીથી, તારૂં જે કંઇ નુકસાન થયું તે દેવા સમાન ગણીને મારે ખાતે

પદ ૧૮.

લખવું. તે વિષે હું પોતે જવાબદાર છું. તે નુકસાનનો બદલો ઓનેસીમસ ન આપી શકે તો પણ તેને બદલે હું આપવા તૈયાર છું.

" **હું પાઉલ મારે પોતાને હાથે લખી આપું છું, હું તે પાછું આપીશ.** પ્રેરિત જાણે ખત કે વ્યાજચિઠ્ઠી લખીને "દસ્કત પોતે" કરતો હોય તેવી રીતે પોતાના મોટા અક્ષર પાડીને તે ઓનેસીમસનો જામીન થાય છે. કેટલાક પત્રોના જુજ ભાગ પાઉલને હાથે લખેલા માલમ પડે છે (૧ કરીં. ૧૬; ૨૧. ગલા. ૬; ૧૧. કલો. ૪; ૧૮. ૨ થેસ્સા. ૩; ૧૭) પણ કેટલાક ટીકાકારો એવો અભિપ્રાય જણાવે છે કે આ તમામ પત્ર પ્રેરિતને હાથે લખવામાં આવ્યો. પરંતુ તે મતની કંઇ સ્પષ્ટ સાબિતી નથી.

પદ ૧૯.

**એ માટે કે તને ન કહું કે તું તારા પોતાના વિષે પણ મારો દેવાદાર છે.** જો હિસાબ કરવામાં આવે તો ફિલેમોન પાઉલનો તેટલોજ દેવાદાર નીકળે—હા, તે ઉપરાંત તે પોતાના જીવના સંબંધમાં (એટલે પોતાના આત્માના તારણના સંબંધમાં) પાઉલનો ઋણી છે, એમ કહેવામાં હરકત નથી. પરંતુ તે વાત ઉપર ભાર મૂકવાની પાઉલની ઇચ્છા નથી, માટે ભાંજગડ ન કરતાં તે ઓનેસીમસનું દેવું પોતાને માથે લે છે. કેવળ ફિલેમોનના મોટા ઋણની સૂચના કરીને તે આ પ્રેમયુક્ત વિનંતી વધારે વજનદાર કરે છે. પદ ૧૮, ૧૯ વાંચતાંજ આપણે પ્રભુની ઉપકારસ્તુતિ કરવી કે આપણો મધ્યસ્થ આપણાં સઘળાં ઋણ પોતાને શિર રાખવા તૈયાર છે, કેવળ એમ નહિ પણ તે ઋણનો પરિપૂર્ણ બદલો આપી ચુક્યો છે.

**હા, ભાઇ, પ્રભુમાં હું તારાથી લાભ પામું; ખ્રીસ્તમાં મારા હૃદયને વિસામો આપજે.** પાઉલ પોતાના ધર્મપુત્ર સાથે એવી રીતે પ્રીતિના બંધનમાં જોડાયલો છે કે ઓનેસીમસના લાભમાં કરેલી વિનંતી માન્ય થાય તો પોતાનો લાભ થયલો સમજે (સરખાવો પદ ૧૭). અહિં આવેલું "લાભ પામું" અર્થનું અસલ ક્રિયાપદ "ઓનેસીમસ" નામને મળતું છે. નવો જન્મ પામેલો દાસ હવેથી પોતાના નામના અર્થ પ્રમાણે ધણી પ્રત્યે લાભકારી થશે, એમ માનીને જો ફિલેમોન તેનો અંગીકાર કરે તો પાઉલનો પણ લાભ થયો કહેવાશે.

પદ ૨૦.

વિનંતી કર્યા પહેલાં પાઉલે મનનો ઉભરો કાઢતાં કાઢતાં "ભાઇ" શબ્દ લખ્યો હતો (પદ ૭), તેમ હવે વિનંતી સમાપ્ત કરતાં તેજ રીતે તેજ શબ્દ લખે છે. ભાઇના હકમાં (પદ ૧૬) ભાઇ ભાઇની વિનંતી કરે, એ ખ્રીસ્તના શિષ્યોને ઘટતું છે, ને એ વિનંતી મુજબ અપરાધી ભાઇને માફી મળે તો તે ખ્રીસ્તમાં રહેવાનું પરિણામ સમજાશે, તેથી વિનંતી કરનારનું અંતઃકરણ ખ્રીસ્તમાં તાજગી પામશે. ફિલેમોન વિશ્વાસ વડે તારનારની સંગતમાં રહીને સંતોનાં હૃદયને વિસામો આપનાર નીવડયો હતો (પદ ૭). હવે તે સંગતનું આ નવું પ્રમાણ

આપીને પાઉલનું હૃદય પણ વિશ્રાંત કરવું. સર્વ શુભ વિશ્રાંતિનો ઝરો તે તો પ્રભુ ઇસુ છે.

(૬) **વિનંતી સફળ થશે, એવી ખાતરી દર્શાવીને પાઉલ ફિલેમોનને ત્યાં આવવાને ઉમેદ જણાવે છે. પદ ૨૧, ૨૨.**

**તારા આજ્ઞાંકિતપણા વિષે ખાતરી રાખીને હું તારા પર લખું છું, એમ જાણીને કે મારા કહેવા ઉપરાંત પણ તું કરીશ.**

પદ ૨૧. પાઉલ પોતાના હોદ્દાના અધિકારનો ઉપયોગ કરીને હુકમ આપે છે, એમ નથી (પદ ૮, ૧૦), પરંતુ વિનંતી કરતાં કરતાં તેણે ઓનેસીમસનો અંગીકાર કરવાનાં જે કારણો રજુ કર્યાં છે તેથી સમજાશે કે આ વિનંતી ખ્રીસ્તની ઇચ્છાનુસાર કરવામાં આવી છે, માટે ફિલેમોન જેવો ખ્રીસ્તને આજ્ઞાંકિત સેવક તે માન્ય કરશે, એવી પાઉલના મનની જે નિશ્ચયતા તેને લીધે તેણે આ પત્ર લખ્યો છે. વળી તેની આ અધિક નિશ્ચયતા છે કે હું માગું છું તે કરતાં ફિલેમોન વધતું કરવા તૈયાર થશે. આ વાતની સૂચના મોઘમ છે. કેટલાએક ટીકાકારો ધારે છે કે ફિલેમોન ઓનેસીમસને સ્વતંત્રતા આપે, એવી સૂચના આ વાક્યમાં સમાયલી છે. પાઉલની જો એવી ઇચ્છા હતી તો તેણે પોતાની કલમ પર અજાયબી કાબૂ રાખ્યો હતો. પરંતુ એવી ઇચ્છા ન જણાવતાં તે આ ગુલામ પ્રત્યે એવી વર્તણુક સૂચવે છે કે જેથી તે સ્વતંત્ર જેવોજ થાય.

**તે સાથે મારે માટે ઉતારો પણ તૈયાર કરજે, કેમકે તમારી પ્રાર્થનાઓ વડે હું તમને અપાઇશ, એવી હું આશા રાખું છું.**

પદ ૨૨. ઓનેસીમસનો અંગીકાર કરવો, એટલુંજ નહિ પણ તે સાથે પાઉલના આવવા વિષે તૈયારી કરવી. બંધનમાં રહીને પ્રેરિતે સ્પેન જવાનો ઠરાવ (રૂમી. ૧૫; ૨૪, ૨૮) માંડી વાળ્યો હતો, એવું જણાય છે. ફિલિપ્પી શહેર જવાનો ઇરાદો તેણે જણાવ્યો હતો (ફિલિ. ૨; ૨૪) ને હવે કલોસ્સે સુધી આવવાનો ઇરાદો જણાવે છે. હજુ બંદીવાન છે માટે ખાતરીપૂર્વક ગોઠવણ થઇ શકતી નથી, તથાપિ મારા હકમાં મંડળીના લોકો પ્રાર્થના કરે છે, એમ જાણીને તે આશા રાખતો કે હું છુટીને આશીઆ પ્રાંત સુધી મુસાફરી કરીશ. એ આશા એવી પ્રબળ છે કે તે ફિલેમોનને ઉતારો તૈયાર કરવાનું ફરમાવે છે. મારો મિત્ર ઘણી ખુશીથી મને પરોણો રાખશે, એ તે સારીપેઠે જાણતો હશે પરંતુ તે સુવિવેકથી કેવળ પોતાના ઉતારાની ગોઠવણ કરવા વિષે લખે છે. પ્રેરિત આવીને ઓનેસીમસ વિષે મેં શું કર્યું છે તે જાતે જોશે, એમ જાણવાથી ફિલેમોન વધારે ભાવથી આ પત્રની વિનંતી માન્ય કરે, એ અસંભવિત નથી. "હુ તમને અપાઇશ" એ અર્થના અસલ શબ્દમાં ઈશ્વરકૃપાની સૂચના રહેલી છે. ઈશ્વર પોતાના ભક્તોની વિનંતી સાભળીને દયાદાન તરીકે તેમને પ્રિય પ્રેરિત પાછો સોંપશે, એવો અર્થ સમજવો સકારણ છે.

**પદ ૨૩-૨૫. ઉપસંહાર. પ્રેરિત પોતાના સંગાતીઓની સલામ લખીને આશીર્વચનથી પત્રની સમાપ્તિ કરે છે.**

[૨૩] ખ્રીસ્ત ઇસુમાં મારો સાથી બંદીવાન એપાફ્રાસ તને સલામ કહે છે, [૨૪] [વળી] માર્ક, આરીસ્તાર્ખસ, દેમાસ, લુક, એ મારા સાથી કામ કરનારા [સલામ કહે છે].

[૨૫] આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તની કૃપા તમારા આત્માની સાથે થાઓ. આમેન.

પદ ૨૩, ૨૪માં પાઉલના સાથીઓ ફિલેમોનને સલામ લખાવે છે. યુસ્તસ સિવાય કલોસ્સીઓના પત્રમાં વર્ણવેલા સાથીઓનાં નામ અહિં પણ આવેલાં છે (જુઓ કલો. ૪; ૧૦-૧૪). પદ ૨૫માં સમાપ્ત કરનારૂં આશીર્વચન સમાવલું છે.

**ખ્રીસ્ત ઇસુમાં મારો સાથી બંદીવાન એપાફ્રાસ તને સલામ કહે છે.** એપાફ્રાસનું નામ પ્રથમ આવે છે, એ કેવળ ઘટતું છે, કેમકે તે કલોસ્સેમાં કામ કરનાર હોવાથી ફિલેમોનનો ખાસ મિત્ર હશે.

પદ ૨૩.

હાલ પાઉલની પાસે રહી તે તેના બંધનમાં તેની મદદ કરે છે તેથી "સાથી બંદીવાન" કહેવાય છે (સરખાવો રૂમી ૧૬; ૭). કલો. ૪; ૧૦માં આ માનયુક્ત નામ આરીસ્તાર્ખસને આપવામાં આવે છે. બંને ભાઇઓ સાથી બંદીવાન કહેવાય એમ હતું, પરંતુ એક પત્ર લખતી વખતે એકનું નામ ને બીજો પત્ર લખતાં બીજાનું નામ પાઉલના મનમાં તરતું આવે છે એ ઉપરથી બંને પત્રોની સત્યતાની સાબિતી મળે છે. એપાફ્રાસ પાઉલ સાથે તારનારની સંગતમાં રહીને તેની માવજત કરે છે તેટલા માટે તે ખ્રીસ્ત ઇસુમાં સાથી-બંદીવાન કહેવાય છે.

**[વળી] માર્ક, આરીસ્તાર્ખસ, દેમાસ, લુક, એ મારા સાથી કામ કરનારા [સલામ કહે છે].** માર્ક તથા આરીસ્તાર્ખસ યહુદી ખ્રીસ્તીઓ હતા (કલો. ૪; ૧૧), ને દેમાસ તથા લુક વિદેશી ખ્રીસ્તીઓ હતા, પરંતુ ચારે ભાઇઓ ફિલેમોનના ઓળખીતા હશે.

પદ ૨૪.

ઓળખીતા ન હોય તો પણ તેમનાં નામ તેના સાંભળવામાં આવ્યાં હશે. બધા પાઉલના સાથી કામદારો હતા. દુઃખને સમયે પ્રેરિતની પાસે રહીને તેઓ પ્રભુ ઇસુનું રાજ્ય વધારવા સારૂ મહેનત લેતા, માટે તેઓ ખરેખર માનયોગ્ય કહેવાય.

યુસ્તસનું નામ અહિં ન આવવાનું કારણ જણાતું નથી. પાઉલે આ પત્ર લખ્યો તે દિવસે તે હાજર ન હોય, અથવા તો ફિલેમોનને ઓળખાતો ન હોવાથી

તેનું નામ જાણીજોઇને લખવામાં ન આવ્યું હોય. પરંતુ કોઇ ધૂર્ત લેખકે આ પત્ર બનાવ્યો હોત તો તે યુસ્તસનું નામ જરૂર ઘાલત, એ નિ:સંદેહ છે.

**આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તની કૃપા તમારા આત્માની સાથે થાઓ. આમેન.** પત્રની પ્રસ્તાવનામાં જેઓનાં નામ આવેલાં છે તેમ ફિલેમોનના ઘરમાંની મંડળીના જે સભાસદો તેઓ પ્રત્યે પ્રેરિત આ આશીર્વચન ઉચ્ચારે છે. આના જેવું વચન ગલા. ૬; ૧૮ તથા ૨ તીમ. ૪; ૨૨માં જણાય છે. જે પ્રભુ ઇસુ ખ્રીસ્તને પાઉલ તથા કલોસ્સી ખ્રીસ્તીઓ માનતા તે કૃપાનિધિ જેવો છે, ને તેની ઈશ્વરી કૃપા માનવ પ્રકૃતિના સર્વોત્તમ ભાગમાં, એટલે માનવાત્મામાં, અસરકારક થાય છે. તે કૃપા સાથે જેના આત્માનો સંબંધ થાય છે તે પ્રકાશિત, શુદ્ધ તથા પરાક્રમી થતો જાય છે.' માટે આપણે પોતે આ આશીર્વાદિત કૃપા પામીને આપણાં સગાં-સ્નેહીઓ, ખ્રીસ્તી ભાઇ બેનો તથા સઘળા મનુષ્યો પણ આ કૃપારૂપી આશિષના અમૂલ્ય લાભનો મધુર અનુભવ કરે, એવી સર્વદા પ્રાર્થના કરવી. આમેન.

૫૬_૨૫.

---